# ગ્રંથ પ્રાપ્તિસ્થાનો

નંદલાલ ચુનીલાલ સોમપુરા
૨૫ શિલ્પાયતન સર્વોદય સોસાયટી
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ, હાથીખાના
અમદાવાદ

રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા
અમદાવાદ



ज्योतिषे तंत्र शास्त्रे च विवादे वैद्य शिल्पके ।
अर्थ मात्रं तु गृहणीया मात्र शब्द विचारयेत् ॥




પ્રત—૧૦૦૦
ઈ. સ. ૧૯૭૭

વિ. સંવત ૨૦૩૩
ફાગણ વદ ૧ ને રવિવાર તા. ૬–૩–૭૭



આ ગ્રંથના પ્રત્યેક ભાગના કોપી રાઇટના સર્વ હક્ક ગ્રંથ કર્તાને સ્વાધીન છે



મુદ્રક :
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી
દાણાપીઠ પાછળ
પાલીતાણા (ગુજરાત)



शिव तनय वरिष्ठं सर्व कल्याण मूर्ति ।
परशु कमल हस्तं शोमितं मोदकेनः ॥ १ ॥
अरुण कुसुममाला व्याल लम्बोदरश्च ।
मम हृदय निवासं श्री गणेशं नमामि ॥ २ ॥





ભરત પ્રિન્ટરી, પાલિતાણા.



લક્ષ્મીનારાયણ　　　શ્રી વિશ્વકર્માને નમ.　　　મંદિર પાલીતાણા
પિતાશ્રી સોમપુરા ચુનીલાલ વેલજીના સ્મરણાર્થે તેમના સુપુત્રો નંદલાલ
અમૃતલાલ, સ્વ. ભાનુશંકર તથા શાન્તિલાલે શ્રી વિશ્વકર્મા ભગવાનની
પ્રતિષ્ઠા કરેલ છે. હા. દક્ષકુમાર નંદલાલ સં. ૨૦૩૨ આ. શુ. ૭ સોમવાર.
તા. ૨-૮ ૭૬

ગુરુદેવ શ્રી વિશ્વકર્મા

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્　　　ભરત પ્રિન્ટરી, પાલિતાણા

# પ્રસ્તાવના

સૃષ્ટિ ઉત્પતિ સાથે જ સૃષ્ટિના જીવોને વસવાટ માટેનો પ્રશ્ન ઉભો થયો ? પશુઓમાં હિંસક પશુઓએ ગુફાઓ ગિરિ કંદરાઓનો આશ્રય શોધ્યો, પક્ષીઓએ વૃક્ષનો આશ્રય કરી માળા બાંધવા શરૂ કર્યા બીજા જીવ–જંતુઓએ ભૂમિ ખોદી સ્થાન કર્યા સાત્વિક પશુઓ તથા મનુષ્યો હિંસક પશુઓથી ડરી દોડતા ફરતા હતા. રાત્રે ઝાડ ઉપર રહી રાત્રિ વ્યતિત કરતાં હતા.

એક રાત્રે જંગલમાં દાવાનળ સળગ્યો. પશુઓ, પક્ષીઓ અને મનુષ્યો જીવ બચાવવા આમ તેમ ભાગવા લાગ્યા. એક મનુષે હિંમત કરી સળગતી ઝાડની ડાળ પકડી ભાગ્યો. ઠંડીમાંથી મુક્ત થયો. આગથી હિંસક પશુઓ પણ ભાગતા હતા તેથી તેને જીજ્ઞાસા ઉત્પન્ન થઈ કે પશુઓથી આગ જરૂર રક્ષણ આપશે. અનેઆગ સળગાવી ઝાડ નીચે આશ્રય લઇ શકતો અને આરામથી નિર્ભય થઈ સુઈ શકતો. હિંસક પશુઓથી સંપૂર્ણ રક્ષણ મળતું.

એક દિવસ કલ્પના સ્ફુરિ કે હિંસક પશુઓના આશ્રય સ્થાનો પાસે આગ જલાવવાથી શું પરિણામ આવે છે ? પશુઓના આશ્રય સ્થાન પાસે આગ જલાવી. હિંસક પશુઓ રાતના આશ્રય સ્થાન પાસે આગ ભાળતા ભાગ્યા, પછી મનુષ્યોએ ગુફાઓનો કબજો લીધો. બહાર આગ કરતાં તેથી પશુઓ દૂર ભાગતા, આ રીતે મનુષ્યે આશ્રય સ્થાન ગુફાઓમાં કર્યું.

હિમયુગ પુરો થયો સૃષ્ટિની આબોહવામાં ફેરફાર થયો. હવે દિવસે દિવસે હવામાન ગરમ થવા લાગ્યું. ગુફાઓમાં ગોધાઈ રહેવું ન ફાવ્યું. ગરમી ન લાગે અને રક્ષણ મળે તે માટે મનુષ્યોએ ખુલ્લી હવામાં ઝુંપડા બાંધવા શરૂ કર્યા (તૃણ વાંસ પલ્લવના) અને ફરતી દૂર આગ કરતાં જેથી હિંસક પશુઓથી રક્ષણ મળતું. હિંસક પશુઓથી રક્ષણ માટે કાષ્ટ અને પાષાણના હથિયારોની પણ શોધ કરી હતી.

આપણા પુરાણોના આધારે અત્યારે ચાલતો શ્વેત વરાહ કલ્પ. જેમાં પ્રથમ સ્વયંભુવ નામના મનુ થયા. અત્યારે સાતમો વૈવસ્વત મન્વંતર ચાલે છે.

## કલ્પની ઉત્પતિ, કલપાદ, સૃષ્ટિ આદિ શકો.

| | | અબજ | કરોડ | લાખ | હજાર |
|---|---|---|---|---|---|
| ૧ | કલ્પાદ | ૧ | ૯૭ | ૨૯ | ૪૯૦૭૬ |
| ૨ | સૃષ્ટિ શક | ૧ | ૯૫ | ૫૮ | ૮૫૦૭૬ |

| | | અબજ | ક્રોડ | લાખ | હજાર |
|---|---|---|---|---|---|
| ૩ | વરાહ શક | ૧ | ૧૬ | ૦૮ | ૮૯૦૭૬ |
| ૪ | વામન શક | ૦ | ૧૯ | ૨૯ | ૪૯૦૭૬ |
| ૫ | શ્રીરામ શક | ૦ | ૦૦ | ૯ | ૬૯૦૭૬ |
| ૬ | શ્રીકૃષ્ણ શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૫૨૦૧ |
| ૭ | યુધિષ્ટિર શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૫૦૭૬ |
| ૮ | કલિ પ્રારંભ | ૦ | ૦૦ | ૦૦ | ૦૫૦૭૬ |
| ૯ | બૌદ્ધ શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૨૫૧૭ |
| ૧૦ | મહાવીર સંવત | ૦ | ૦૦ | ૦૦ | ૦૨૫૦૨ |
| ૧૧ | શંકરાચાર્ય સવન | ૦ | ૦૦ | ૦૦ | ૦-૨૫૫ |
| ૧૨ | વિક્રમ સંવત | ૦ | ૦૦ | ૦૦ | ૦૨૦૩૨ |
| ૧૩ | શાલિવાહન શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૧૮૯૭ |
| ૧૪ | કલચુરિ શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૧૭૨૭ |
| ૧૫ | વલ્લભી શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૧૬૫૫ |
| ૧૬ | ફસલી શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૧૩૮૬ |
| ૧૭ | બેંગાલ શક | ૦ | ૦૦ | ૦૦ | ૦૧૩૮૨ |
| ૧૮ | હર્ષાદ શક | • | ૦૦ | ૦૦ | ૦૧૩૬૬ |

**નોટ** નારદપુરાણ પૂર્વભાગ દ્વિતિયપાદ. પૃ. ૨૨૦ શાલિવાહન શકમાં ૩૧૭૯ જોડો એટલે યુધિષ્ટિર શક આવે.

```
  ૩૧૭૯
+ ૧૮૯૭   શાલિવાહન શક ચાલુ
  ૫૦૭૬   યુદ્ધિષ્ટિર શક થયા.
```

## યુધિષ્ટિર શક માટે જૈન મત

શાકે ૨૫૦૨ માસોત્તમ માસે ચૈત્ર માસે શુકલ પક્ષે ત્રયોદશ તિથૌ ભોમવાસરે સિદ્ધાર્થ ગૃહે ભાર્યા ત્રીશલા કુક્ષે પુત્ર રત્ન જન્મ.

પર્યુષણ મહાપર્વ મહાત્મ જ્ઞાનવિમળ કૃત સજ્ઝાય સાથે તેમાં ફુટનોટમા જણાવેલ છે.

૨૫૦૨ આજે વીર સંવત ૨૫૦૨ છે. વીર સંવતએ નિર્વાણ સંવત છે, ૭૨ વર્ષ આયુષ્ય

```
  ૨૫૦૨  વીર સંવત             ૨૫૭૪
+ ૭૨    વર્ષ આયુષ્ય         + ૨૫૦૨
  ૨૫૭૪                       ૫૦૭૬  યુધિષ્ટિર શક થયો.
```

શ્રી મહાવીર પ્રભુની જન્મ પત્રિકામાં યુધિષ્ટિર શક હોવો જોઇએ તેમ ગણત્રીના પ્રમાણથી જણાય છે.

| વિદેશી શકો | કરોડ | લાખ | હજાર |
|---|---|---|---|
| ચીની | ૯ | ૬૦ | ૦૨૨૭૩ |
| ખતાઇ | ૮ | ૮૮ | ૩૮૩૪૪ |
| પારસી | ૦ | ૦૧ | ૮૯૯૪૩ |
| મીશ્રી | ૦ | ૦૦ | ૨૭૬૨૯ |
| તુર્કી | ૦ | ૦૦ | ૦૭૫૮૨ |
| આદમ | ૦ | ૦૦ | ૦૭૩૨૭ |
| ઇરાની | ૦ | ૦૦ | ૦૫૮૭૮ |
| યહુદી | ૦ | ૦૦ | ૦૫૭૩૬ |
| ઈબ્રાહીમ | ૦ | ૦૦ | ૦૪૪૧૩ |
| મુસા | ૦ | ૦૦ | ૦૩૬૮૯ |
| યુનાની | ૦ | ૦૦ | ૦૩૫૫૮ |
| રોમન | ૦ | ૦૦ | ૦૨૭૨૬ |
| બ્રાહ્મી | ૦ | ૦૦ | ૦૨૫૧૬ |
| મલયકેતુ | ૦ | ૦૦ | ૦૨૨૯૭ |
| પર્શિયન | ૦ | ૦૦ | ૦૨૨૨૨ |
| ઈસ્વીસન | ૦ | ૦૦ | ૦૧૯૭૬ |
| જાવા | ૦ | ૦૦ | ૦૧૮૯૯ |
| હિજરી | ૦ | ૦૦ | ૦૧૩૯૬ |

અત્યારે ચાલી રહેલ સાતમો વૈવસ્વત મન્વંતર, વૈવસ્વત મન્વંતરના સત્તાવીશ મહાયુગો ગયાં. અઠાવીશમા યુગના સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ પુરા થયા. અને કલિયુગના ૫૦૭૬ વર્ષ ગયા.

| અબજ | કરોડ | લાખ | હજાર | |
|---|---|---|---|---|
| ૧ | ૮૫ | ૧૪ | ૨૮૫૩૮ | ૭ મન્વંતર કાળ. |
| ૦ | ૧૨ | ૦૫ | ૨૫૦૭૬ | સતાવીશ મહાયુગ, ત્રણયુગ અને કલિ વર્ષ. |
| ૧ | ૯૭ | ૧૯ | ૫૩૬૧૪ | કુલ વર્ષ |

એક અબજ સત્તાણુ કરોડ ઓગણીશ લાખ ત્રેપન હજાર છસો ચૌદ વર્ષ થયા. ઉપરના કલ્પાંદ સાથે મળે છે.

**આપણા ભૂસ્તરશાસ્ત્રીઓ પણ સૃષ્ટિની ઉત્પત્તિને બે અબજ વર્ષ માને છે.**

ત્યારે આપણો સૃષ્ટિશક આશરે ૧ અબજ પંચાણુ કરોડ વર્ષનો છે. શ્વેતવરાહ કલ્પના આદ્ય મન્વતરાધિપતિ સ્વાયંભુવ મનુને બે પુત્ર ઉત્તાનપાદ અને પ્રિયવ્રત. ઉત્તાનપાદના ધ્રુવ અને ઉત્તમ બે પુત્ર. ધ્રુવથી શ્રિલષ્ટિ તેનો પુત્ર રિપુ. રિપુનો ચાક્ષુસ, તેનો પુત્ર ચાક્ષુષએ છઠ્ઠા મન્વંતરનો અધિપતિ મનુ થયો. ચાક્ષુષથી ઉરુ તેનાથી અંગ

અને અંગપુત્ર વેન, વેનથી પૃથુ નામે મહાપ્રતાપી પુત્ર ઉત્પન્ન થયો પૃથુના જન્મ વખતે આજગવ નામનું ધનુષ્ય ત્યા પડ્યું.

પૃથુ રાજા આજગવ ધનુષ ધારણ કરી. આ સૃષ્ટિ અનેક ઝાડો પહાડોથી આચ્છાદિત હતી. તેથી તે પહાડો અને ઝાડોનો ધનુષથી નાશ કરવા માંડ્યો. સૃષ્ટિ દેવી ગાયનું રૂપધારણ કરી બ્રહ્મા પાસે ગઈ. પૃથુરાજા પણ તેની પાછળ બ્રહ્મા પાસે ગયા. સૃષ્ટિ દેવી થરથરતી હતી. બ્રહ્માએ આશ્વાસન આપ્યું, પૃથુને શાન્ત થવા કહ્યું પૃથુ પહાડ ઝાડોનો નાશ ન કર. હું દેવ શિલ્પી વિશ્વકર્માને મોકલુ છું. તે યોગ્ય લાગશે તે રીતે નગર પુર ગ્રામ ખેટ પલ્લી આદિ રચનાઓ કરશે. બ્રહ્મા એ સૃષ્ટિ ઉપર વિશ્વકર્માને મોકલ્યા.

સૃષ્ટિ ઉપર નગરો, પુરો, ગામ, ખેટ અને પલ્લીની રચના કરી પૃથુએ મનુષ્યોને રાજી કર્યા તેથી તેને રાજાની ઉપમા આપી, પૃથુના નામ ઉપરથી સૃષ્ટિનું નામ પૃથ્વી પડ્યુ. સ્વાયંભુવ મનુના બીજા પુત્ર પ્રિયવ્રત તેના પુત્ર અગ્નિધ્ર, અગ્નિધ્રના નાભિ અને નાભિ અને મરૂદેવીથી ઋષભદેવ નામે પુત્ર થયા. તેમણે નગરો પુરો ગામો પલ્લીઓ વગેરે વસાવ્યા અને યુગલી જીવન શરૂ કર્યું. તેમને સો પુત્ર. મોટા ભરત જેના નામ ઉપરથી આ હિમવર્ષ ખંડનું નામ ભરતખંડ ભારતવર્ષ પડ્યું.

નાભી રાજા અને મરૂદેવી માતાથી ઉત્પન્ન થયેલ ઋષભદેવને સનાતન ધર્મ ઈશ્વરી અવતાર માને છે.

જૈન ધર્મના પ્રથમ તીર્થંકર ઋષભદેવ પ્રભુ છે, તે ઋષભદેવ આ જ હોવા જોઈએ કારણ કે નાભીરાજા અને મરૂદેવીમાતાથી ઉત્પન્ન થયેલ છે. તેમને જૈન મત મુજબ સો પુત્ર મોટાનું નામ ભરત આ સઘળી હકીકત મળી રહે છે.

મતાંતર ૨૨ તીર્થંકરો ઈક્ષ્વાકુ વંશી છે, અને બે હરિવંશી છે.

**સૂર્યવંશી–ઈક્ષ્વાકુવંશી તીર્થંકરો:**–૧. ઋષભદેવ, ૨. અજીતનાથ, ૩. સંભવનાથ, ૪. અભિનંદન, ૫. સુમતિનાથ, ૬ પદ્મપ્રભપ્રભુ, ૭. સુપાર્શ્વનાથ, ૮. ચંદ્રપ્રભુ, ૯. સુવિધિનાથ, ૧૦ શીતલનાથ, ૧૧. શ્રેયાંસપ્રભુ, ૧૨. વાસુપૂજ્ય, ૧૩. વિમલનાથ, ૧૪. અનંતનાથ, ૧૫. ધર્મનાથ, ૧૬. શાંતિનાથ, ૧૭. કુંથુંનાથ, ૧૮. અરનાથ, ૧૯. મલ્લિનાથ, ૨૧. નમિનાથ, ૨૩. પાર્શ્વનાથ, ૨૪. મહાવીરપ્રભુ,

હરિવંશ એટલે (યદુવંશી ચંદ્રવંશી) ૨૦. મુનિસુવ્રત, ૨૨. નેમનાથ.

ઉપરના બાવીશ તીર્થંકરો સૂર્યવંશી, સૂર્યપુત્ર, વૈવસ્વત અને વૈવસ્વત પુત્ર ઈક્ષ્વાકુ, એટલે ઈક્ષ્વાકુ વંશી કહેવાયા

બે તીર્થંકરો હરિવંશી

હરિવંશ, ચંદ્રવંશ, ચંદ્રવંશમાં યદુવંશ અને તેમાં હરિવંશ ચાલ્યો એટલે હરિવંશી કહેવાયા.

ઋષભદેવજી ઇક્ષ્વાકુવંશમાં આવે છે, પણ ઉપર મુજબમા ઋષભદેવ પ્રભુ સ્વયંભૂવવંશી છે.

સ્વયંભૂવ મનુએ આ ચાલતાં શ્વેત વરાહ કલ્પના પ્રથમ મન્વન્તરાધિ પતિ છે.

આ સૃષ્ટિ ઉત્પતી સાથેજ દેવ પૂજા શરૂ થઈ હતી. ધ્રુવ પ્રથમ મન્વંતર ના સ્વાયં-ભુવ મનુના પૌત્ર હતા. તેઓ વિષ્ણુ આરાધન માટે નાની વયે વનમાં ગયા હતા. તેમને નારદજીએ ૐ નમો ભગવતે વાસુદેવાય એ વિષ્ણુ મંત્ર આપ્યો હતો.

હિરણ્યકશ્યપુ આદિ દૈત્યો બ્રહ્મા અને શિવના ઉપાસક હતા. તેમનો પુત્ર પ્રહ્લાદ વિષ્ણુ-ઉપાસક હતો. અનેક દૈત્યો બ્રહ્મા અને શિવની ઉપાસના કરી. વર પ્રદાન કરી દેવો સાથે લડયા હતા. રાવણ શિવ ઉપાસક હતો અને ઈંદ્રિજિતના મરણ પછી મહા મૃત્યુ જપ સાધવા દેવી ઉપાસના કરવા બેઠો હતો. અહી મહી, દેવી ઉપાસક હતા, પ્રથમ જ્યોર્તિલિંગ સોમેશ્વર મહાદેવનું સ્થાપન ચંદ્રદેવે કર્યું હતું અને બારમા જ્યોર્તિલિંગ રામેશ્વરનું સ્થાપન અવધપતિ રામે કર્યું હતું રામને આજે નવ લાખ ઓગણ સીતેર હજાર છોતેર વર્ષ થયા. છેલ્લા જ્યોર્તિલિંગ સ્થાપનાને ઉપર મુજબ વર્ષો થયા. તો મુર્તિપૂજા કેટલી પુરાણી છે તેનો ખ્યાલ આવશે.

યુધિષ્ટિર શક ૫૦૭૬ ચાલે છે. પરીક્ષિત ને ગાદી શીન કરી સ્વર્ગારોહણ કર્યું ત્યારથી શરૂ થાય છે પાંડવવંશી રાજાઓ, ૧ પરીક્ષિત, ૨ જન્મેજય, ૩ શતાનીક, ૪ અશ્વમેધદત્ત, ૫ અધિસીમકૃષ્ણ, ૬ નીચકનું. નીચકનુના સમયમાં હસ્તીનાપુરનો યમુના પુરથી નાશ થયો. રાજ્યધાની કૌશંબી સ્થાપેલ. નીચકનુ નો પુત્ર ૭ ઉષ્ણ ૮ ચિત્રરથ, ૯ શુચિરથ ૧૦ વૃષ્ણિમાન ૧૧ સુષેણ, ૧૨ સુનીથ, ૧૩ ઋચ, ૧૪ નૃચક્ષુ, ૧૫ સુખાવલ, ૧૬ પરિપ્લવ, ૧૭ સુનય, ૧૮ મેધાવી ૧૯ નૃપંજય, ૨૦ મૃદુ, ૨૧ તિગ્મ, ૨૨ બૃહદ્રથ, ૨૩ સુદાન, ૨૪ શતાનીક, ૨૫ ઉદયન, ૨૬ અહીનર, ૨૭ ખંડયાણી, ૨૮ નિરમિત્ર, ૨૯ ક્ષેમક.

ब्रह्मक्षत्रस्य यो योनिर्वंशो राजर्षि सत्कृतः ।
क्षेमकं प्राप्य राजानं स संस्थां प्राप्स्यते कलौ ॥ ७ ॥

જે વંશ બ્રાહ્મણો તથા ક્ષત્રિયોનું ઉત્પત્તિ કારણ હોઈ રાજર્ષિઓ એ સત્કારેલ છે. તે કુરૂવંશ ક્ષેમકરાજા સુધી પહોંચી કલિયુગમાં સમાપ્ત થયો, પાંડુવશી રાજાઓએ ૧૧૭૫ વર્ષ રાજ્ય કર્યું રાજ્યધાની હસ્તિનાપુર કૌશંબી.

અ. ક. લા. હ.

તેને આજે ૧ ૯૭ ૨૯ ૪૯૦૭૬, વર્ષ થયા. સ્વયંભૂવમનુથી ઋષભદેવ પ્રભુ ૫ મા પુરૂષ છે. વૈવસ્વત મનુ એ. ૭ મન્વતરાધિ પતિ છે.

ક. લા. હ.

તેને આજે ૧૨ ૪૧ ૯૩૦૭૬ વર્ષ મન્વંતરની શરૂઆતને થયા. વૈવસ્વત મનુ પુત્ર ઈક્ષ્વાકુ અને ઋષભદેવ ક્યારે થયા તે ઉલ્લેખ નથી. ઇક્ષ્વાકુવંશમાં ઋષભદેવ નામના પુરૂષનો ઉલ્લેખ નથી. જૈન ગ્રંથોમાં કદાચ મળી શકે તો પ્રકાશ પાડવા વિનંતિ.

**મગધવંશી રાજાઓ** ૧ સહદેવ, ૨ સોમાપિ ૩ શ્રુતવાન, ૪ આયુતાયુ, ૫ નિરમિત્ર, ૬ સુક્ષત્ર, ૭ બૃહતત્કર્મ, ૮ સેનજીત, ૯ શ્રુતંજય, ૧૦ વિપ્ર, ૧૧ શુચિ, ૧૨ ક્ષેમ્ય, ૧૩ સુવ્રત, ૧૪ ધર્મ, ૧૫ સુશ્રુત ૧૬ દ્રઢસેન, ૧૭ સુમતિ, ૧૮ સબલ, ૧૯ રિપુંજય ૧૦૦૪ વર્ષ રાજ્ય કર્યું. મગધ દેશ ગિરિવ્રજ (રાજગૃહિ) રિપુંજયને તેના પ્રધાન શુનકે મારી પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડ્યો.

પ્રદ્યોત, ઈઃ સ. પૂર્વે ૯૨૧) રાજ્યધાની રાજગૃહિ. ૧ પ્રદ્યોત, ૨ પાલક, ૩ વિશાખ, ૪ જનક, ૫ નંદિવર્ધન, પ્રદ્યોત વંશે ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું. તેનો પુત્ર શિશુનાગ ગાદી પર આવ્યો. અહીંથી શિશુનાગ વંશ કહેવાયો, શિશુનાગ ઈ. સ. પૂર્વે ૭૮૩. ૧ શિશુનાગ, ૨ કાકવર્ણ, ૩ ક્ષેમધર્મા, ૪ ક્ષત્રોજ ૫ બિંબસાર. બિંબસાર ઈ સ. પૂર્વે ૫૬૨ માં મરણ પામ્યો.

| | | |
|---|---|---|
| ૬ | અજાત શત્રુ | ૫૬૨ થી ૫૨૬ |
| ૭ | દર્ભક | ૫૨૬ થી ૫૦૦ |
| ૮ | ઉદયન | ૫૦૦ થી ૪૭૭ પાટલીપુત્ર વસાવી ત્યા રાજ્યધાની કરી. |
| ૯ | નંદિવર્ધન | ૪૭૭ થી ૪૨૮ |
| ૧૦ | મહાનંદી | ૪૨૮ થી ૪૨૧ |

શિશુનાગ વંશી એ ૩૬૨ વર્ષ રાજ્ય કર્યું. (રાજગૃહિ પાટલીપુત્ર) મહાનંદીથી શુદ્ર જાતની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલ મહાનંદ ગાદી પર આવ્યો અહીથી, નંદવંશ કહેવાયો ૧ મહાનંદ, ૨ પદ્મનંદ, ૩ અશ્વઘોષનંદ ૪ જેષ્ઠમિત્રનંદ, ૫ સુદેવનંદ ૬ ધનદેવનંદ, ૭ બૃહદરથનંદ ૮ બૃહસ્પોતનંદ ૯ ધનનંદ, ૪૨૧ થી ૩૨૧ સુધી–૧૦૦ વર્ષ રાજ્ય કર્યું રાજધાની પાટલીપુત્ર નંદ કુલથી ઉત્પન્ન થયેલ મુરાદેવી નામની દાસીમાં ચંદ્રગુપ્ત ગાદી પર આવ્યો અહીંથી મોર્યવંશ કહેવાયો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ચંદ્રગુપ્ત | ઈ. સ. પૂર્વે | ૩૨૧ થી ૨૯૬ |
| ૨ | બિંદુસાર | ,, | ૨૯૬ થી ૨૭૪ |
| ૩ | અશોક | ,, | ૨૭૪ થી ૨૩૨ |
| ૪ | સૂયશા | ,, | ૨૩૨ થી ૨૨૭ |
| ૫ | દશરથ | ,, | ૨૨૭ થી ૨૧૮ |
| ૬ | સંગત | ,, | ૨૧૮ થી ૨૧૫ |
| ૭ | શાલિશૂક | ,, | ૨૧૫ થી ૨૦૩ |
| ૮ | સોમશર્મા | ,, | ૨૦૩ થી ૧૯૪ |
| ૯ | શતધન્વા | ,, | ૧૯૪ થી ૧૮૭ |
| ૧૦ | બ્રહદ્રથ | ,, | ૧૮૭ થી ૧૮૫ |

મૌર્યવંશી રાજાઓએ ૧૩૬ વર્ષ રાજ કર્યું પાટલીપુત્રમાં બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્પમિત્રે માર્યો શૂંગવંશ આવ્યો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પુષ્પમિત્ર | ઈ. સ. પૂર્વે | ૧૮૫ | થી | ૧૭૩ |
| ૨ | અગ્નિમિત્ર | ,, | ૧૭૩ | થી | ૧૬૭ |
| ૩ | સુજેષ્ઠ | ,, | ૧૬૭ | થી | ૧૬૧ |
| ૪ | સુમિત્ર | ,, | ૧૬૧ | થી | ૧૫૦ |
| ૫ | આદર્શ | ,, | ૧૫૦ | થી | ૧૩૯ |
| ૬ | પુલિંદક | ,, | ૧૩૯ | થી | ૧૨૫ |
| ૭ | ઘોષવસુ | ,, | ૧૨૫ | થી | ૧૧૩ |
| ૮ | વજ્રમિત્ર | ,, | ૧૧૩ | થી | ૯૭ |
| ૯ | ભાગવત | ,, | ૯૭ | થી | ૭૫ |
| ૧૦ | દેવભૂતિ | ,, | ૭૫ | થી | ૭૨ |

શૂંગવંશે ૧૧૩ વર્ષ રાજ્ય કર્યું. દેવભૂતને તેના સેનાપતિ કાણ્વવંશી વાસુદેવે મારી રાજ્ય લીધું. સત્તા નબળી પડી.

ઈ. સ. પૂર્વે ૭૫માં સિંધ, પંજાબ, સૌરાષ્ટ્ર, માળવા, તક્ષશિલા વગેરે સ્થળે શક રાજ્યો સ્થપાયા તેઓ મહાક્ષત્રિય કહેવાયા.

કાણ્વ વંશ

૧ વસુદેવ

૨ ભૂમિમિત્ર

૩ નારાયણ

૪ ક્ષુશર્મા

કાણ્વ વંશી રાજાએ ૪૫ વર્ષ રાજ્ય કર્યું ક્ષુવર્માને તેના ચાકર શિપ્રકે મારી રાજ્ય લીધું.

ઇ. સ. પૂર્વે ૭૫ થી પાટલીપુત્રની સત્તા નબળી પડી. બીજા અનેક રાજ્યો સ્વતંત્ર થયા.

ઈ. સ. પૂર્વે ૭૫ સિંધ, પંજાબ, સૌરાષ્ટ્ર, માળવા, તક્ષશિલા વગેરે સ્થળે શક રાજ્યો સ્થપાયા. તેઓ મહાક્ષત્રપ કહેવાયા.

દક્ષિણમાં ઈ. સ. ૨૦૦ વર્ષ પહેલા રાજ્ય સ્થપાયેલ તે શૂંગ વંશ નબળો પડતાં જોરમાં આવ્યું. સાતવાહન વંશ શક જાતીનો સામનો કરી દક્ષિણમાં રાજ્ય જમાવ્યું. તેમાં ખારવેલ નામે રાજા મહા બળવાન થયો. તે શૂંગવંશના પુષ્પમિત્રનો સમકાલિન

હતો. પ્રતિષ્ઠાન ( પૈઠન )માં રાજ્યધાની હતી. સાતવાહન વંશે ઈ. સ. પૂર્વે ૭૨ થી ઇ સ. ૨૨૫ વર્ષ સુધી રાજ્ય કર્યું.

ઉત્તરમાં યુએચી જાતીનું કુશાન રાજ્ય હતું.

ઈ. સ. ૫૦ માં કુશાને કાબુલ કંદહાર પૂર્વમાં પ્રયાગ દક્ષિણે વિંધ્યાચલ સુધી સત્તા જમાવી. તેમાં કનિષ્ક નામનો રાજા મહા પ્રતાપી થયો. કુશાન વંશ ઈ. સ. ૫૦ થી ૨૨૦ વર્ષ સુધી સત્તા રહી.

પાટલીપુત્રમા આંધ્રનું રાજ્ય.

| | | |
|---|---|---|
| ૧ શિપ્રક | ૨ કૃષ્ણ | ૩ શ્રી શાંતકર્ણિ |
| ૪ પૂર્ણોત્સંગ | ૫ શાંતકર્ણ | ૬ લંબોદર |
| ૭ દિવિષક | ૮ મેઘસ્વાત્તિ | ૯ પટુમાન |
| ૧૦ અરિષ્ટકર્મા | ૧૧ હાલ | ૧૨ પત્તક |
| ૧૩ પ્રવિલમેન | ૧૪ સુંદર | ૧૫ શાતકર્ણ |
| ૧૬ ચકોર | ૧૭ શાતકર્ણી | ૧૮ શિવસ્વાતિ |
| ૧૯ ગોમતિપુત્ર | ૨૦ અલિમાન | ૨૧ પુલિમાન |
| ૨૨ શાતકર્ણી | ૨૩ શિવશ્રી | ૨૪ શિવમેઘ |
| ૨૫ યરીશ્રી | ૨૬ દ્વિયજ્ઞ | ૨૭ વિજય |
| ૨૮ ચંદ્રશ્રી | ૨૯ પુલોમૈત્રી | |

ઇ. સ. પૂર્વે ૨૭ થી ઈ. સ. ૩૩૦ સુધી રાજ્ય કર્યું. અનેક રાજ્યોનું વિભાજન છતાં ગુપ્તવંશના ચંદ્રગુપ્તે પુલોવર્માને મારી રાજ્ય લઇ લીધું.

ચંદ્રગુપ્તનો પુત્ર ગાદીપર આવ્યો

સમુદ્રગુપ્ત ૩૩૦–૩૮૦

વિક્રમાદિત્ય ૩૮૦–૪૧૪. તેણે શક કુશાન બધા રાજ્યો જીતી લીધા.

કુમારગુપ્ત ૪૧૪–૪૩૪

સ્કંધગુપ્ત ૪૩૪–૪૬૮

બાલાદિત્ય ૪૬૮

ગુપ્તવંશોએ ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું.

સૌરાષ્ટ્રમાં ૪૭૦માં ભટ્ટાર્કે વલ્લભીપુરમાં રાજ્ય સ્થાપ્યું. ૪૮૪માં હૂણોએ બલ્ખમાં મોટું રાજ્ય સ્થાપ્યું. તોરમાણ નામના હૂણે અફગાનીસ્તાન, પંજાબ, કાશ્મીર રાજપુતોના ઘણા રાજ્યો જીતી લીધા. ગાંધારના બૌદ્ધમઠો, તક્ષશિલા વિદ્યાપીઠનો નાશ કર્યો. હૂણના હલ્લાથી ગુપ્ત સામ્રાજ્યની ઈમારત આખરે ગબડી પડી.

પરમ પૂજ્ય પિતાશ્રી ચુનીલાલ વેલજી સોમપુરા.



જેમણે શિલ્પની મહત્તા સમજાવી શિલ્પાભ્યાસ શરુ કરાવ્યો અને મેં જે કાંઈ જ્ઞાન મેળવ્યું છે તે પરમ પૂજ્ય પિતાશ્રીને આભારી છે, અન તોપકારી પૂજ્ય પિતાશ્રીને સાદર **સમર્પણ**.....

## વર્ધન વંશ

રાજ્યવર્ધને અનેક લડાઇ લડી ઘણા રાજ્યો કબજે કર્યા અને ગોડ રાજા સાથે લડતા મરાણો.

રાજ્યવર્ધનનો પુત્ર હર્ષવર્ધન ગાદીપર આવ્યો. કનોજમાં ગાદી સ્થાપી. હર્ષવર્ધન ૬૦૬ થી ૬૪૬ સુધી રાજ્ય કર્યું. હર્ષના સમકાલિન દક્ષિણમાં ચાલુકય રાજ્ય હતું. રાજધાની બદામી (વાતાપી) પુલકેશી ઇ. સ. ૬૦૮–૭૫૦ સુધી ચાલુકય સત્તા રહી તેનું હરિફ પલ્લવ રાજ્ય મહાબલિપુરમાં હતું. બન્ને રાજ્યો લડી નબળા પડયા.

## રાષ્ટ્રકુટ વંશ

દન્તિદુર્ગે ચાલુકય અને પલ્લવની સત્તા ઉખેડી રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૭૫૦થી ૯૭૩ રાષ્ટ્રકુટની સત્તા રહી. ઇલોરા રાજધાની. ગુજરાતમાં ચાવડા વંશનું રાજ્ય હતું. નર્મદાના ઉત્તર કિનારેથી દક્ષિણ કિનારે રાષ્ટ્રકુટની સત્તા ગુજરાતમાં હતી.

## ચોલ વંશ

| | |
|---|---|
| ચોલવંશ રાજધાની તાંજોર. | રાજેન્દ્ર ૧૦૧૨ થી ૧૦૪૨ |
| રાજરાજ ૯૭૩ થી ૧૦૧૨ | |

દીલ્હીમાં તુમાર વંશના રાજપુતો જોરમાં આવ્યા અને તેમણે દીલ્હીમાં રાજ્ય સ્થાપ્યું ૧૦૪૨ થી ૧૧૮૦. ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું. છેલ્લા રાજાને દીકરો નહિ હોવાથી તેના દીકરીના દીકરા પૃથ્વીરાજને રાજ્ય આપ્યું. ૧૧૮૦–૧૧૯૨ પૃથ્વીરાજને હરાવી મહમદ ઘોરીએ રાજ્ય જીતી લીધું. દીલ્હીમાં તુર્ક સલ્તન થરૂ થઈ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૃથ્વીરાજ ચૌહાણ | ઇ. સ. | ૧૧૮૦ થી ૧૧૯૨ | અલ્તમસ | ઈ. સ. | ૧૨૧૧ થી ૧૨૩૬ |
| મહમદઘોરી | ,, | ૧૧૯૨ થી ૧૨૦૬ | નાસિરૂદીન | ,, | ૧૨૩૬ થી ૧૨૬૬ |
| તુર્ક સલ્તનત નીતવાપીર | | ૧૨૦૬ થી ૧૪૧૩ | બલ્બન | ,, | ૧૨૬૬ થી ૧૨૮૭ |
| કુતુબદીન એબક | ,, | ૧૨૦૬ થી ૧૨૧૦ | અંધાધૂંધી | ,, | ૧૨૮૮ થી ૧૨૯૦ |

## ખીલજી વંશ

| | | | |
|---|---|---|---|
| જલ્લાલુદ્દિન | ૧૨૯૦ થી ૧૨૯૬ | અલાઉદ્દીન | ૧૨૯૬ થી ૧૩૧૬ |
| અંધાધૂંધી | ૧૩૧૬ થી ૧૩૨૦ | | ( ૧૩૦૦ માં ગુજરાત લીધું. ) |

## તઘલઘ વંશ

| | | | |
|---|---|---|---|
| ઘ્યાસુદીન | ૧૩૨૦ થી ૧૩૨૫ | ફિરોજ | ૧૩૫૧ થી ૧૩૮૮ |
| મહમદ | ૧૩૨૫ થી ૧૩૫૧ | | |
| તૈમુર લંગ સમરકંદની સુલતાનની ચડાઈ | | સૈયદ રાજ્ય | ૧૪૧૪ થી ૧૪૫૧ |
| | ૧૩૮૮ થી ૧૩૯૮ | લોદી વંશ. | ૧૪૫૧ થી ૧૫૨૬ |
| અંધાધૂંધી | ૧૩૯૮ થી ૧૪૧૪ | | |

## ઇબ્રાહીમે બાબરને હરાવ્યો

## મોગલવંશ

| | | | |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬ થી ૧૫૩૦ | હુમાયુ | ૧૫૩૦ થી ૧૫૪૦ |

૧૫૪૦ માં શેરશાહે હુમાયુને હરાવી રાજ્ય લીધું.

| | |
|---|---|
| શેરશાહ | ૧૫૪૦ થી ૧૫૫૫ |

હુમાયુએ રાજ્ય પાછું મેળવ્યું

| | | | |
|---|---|---|---|
| હુમાયુ | ૧૫૫૫ થી ૧૫૫૬ | ઔરંગઝેબ | ૧૬૫૮ થી ૧૭૦૭ |
| અકબર | ૧૫૫૬ થી ૧૬૦૫ | શાહઆલમ | ૧૭૦૭ થી ૧૭૧૨ |
| જહાંગીર | ૧૬૦૫ થી ૧૬૨૭ | અંધાધૂંધી | ૧૭૧૨ થી ૧૭૧૯ |
| શાહજહાં | ૧૬૨૭ થી ૧૬૫૮ | મહમદ શાહ | ૧૭૧૯ થી ૧૭૪૮ |

૧૭૩૯ નાદિરશાહ નો હલ્લો સલ્તનત ભાંગી પડી અને જુદા જુદા રાજ્યો સ્થપાયા.

## મરાઠી રાજ્ય દક્ષિણમાં

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૭૦ થી ૧૬૮૦ | તારાબાઈએ રાજ્ય કર્યું | ૧૬૮૯ થી ૧૭૦૮ |
| સંભાજી | ૧૬૮૦ થી ૧૬૮૯ | શાહુ | ૧૭૦૮ થી ૧૭૪૯ |

## પેશ્વા રાજ્ય

| | | | |
|---|---|---|---|
| બાલાજી પેશ્વા | ૧૭૪૯ થી ૧૭૬૧ | મહારાણી વીકટોરીયા | ૧૮૫૭ થી ૧૯૦૧ |
| માધવરાવ પેશ્વા | ૧૭૬૧ થી ૧૭૭૨ | એડવર્ડ | ૧૯૦૧ થી ૧૯૧૦ |
| નારાયણરાવ | ૧૭૭૨ થી ૧૭૭૩ | પાંચમો જ્યોર્જ | ૧૯૧૦ થી ૧૯૪૭ |
| માધવરાવ | ૧૭૭૩ થી ૧૭૯૫ | ભારત સ્વતંત્ર | ૧૯૪૭ |
| બ્રીટીશ ઈસ્ટઈન્ડિયા કું | ૧૭૯૫ થી ૧૮૫૭ | | |

## સંસ્કૃતિ અને વિકાસ.

સંસ્કૃતિ એટલે સુધારણા. સારી સુંદર વસ્તુ બનાવવી, સ્વતંત્રપણે નવું નવું વિચારવું. સમૂહમાં રહેવાના નિયમો પાળવા એ સંસ્કૃતિનાં મૂખ્ય લક્ષણો. સમૂહમાં રહેતા લોકોને એક બીજાની મદદ લેવી પડતી. ગામનાં રક્ષણ માટેની વ્યવસ્થા કરવી પડતી. અંદર અંદર તકરાર ન થાય તે માટે નિયમો બાંધવા આવી સાદી વ્યવસ્થા માંથી વખત જતાં સંસ્કૃતિ વિકાસ પામી આબાદી વધતાં મોટા નગરો વસ્યા. નગરોમાં મંદિરો મહાલયો અને વિધ વિધ જાતના ગૃહો બંધાયા. લોકો જેમ જેમ મોટા સમૂહમાં રહેતા ગયા, તેમ તેમને લખાણની જરૂર જણાવા લાગી. માણસો એ આખરે લખવાની કળા પણ શોધી કાઢી. વખત જતાં રાજ્ય વ્યવસ્થા થઈ.

## પાંચ હજાર વર્ષ પહેલાની આપણી સંસ્કૃતિ.
## મોહન જો ડેરો

અગાઉથી, યોજના ઘડયા મુજબ આ શહેર બાંધ્યુ હશે તેમ ખંડેરો જોતા જણાય છે. મુખ્ય માર્ગો સરખાં અંતરે આવેલ છે. મુખ્ય માર્ગોની બન્ને બાજુ શેરીઓ છે. શેરીઓ મુખ્ય રસ્તાના કાટખુણે છે. મુખ્ય માર્ગો અને શેરીઓમાં હારબંધ મકાન છે. મકાનો કાચી અને પાકી ઈંટના બાંધેલ છે. મકાનો એક માળના અને બે માળના છે. માળ ઉપર જવા માટે સીડી ઈંટ અને લાકડાની છે; દરેક ઘરમાં રસોડા અલગ છે. સ્નાનગૃહની સગવડતા અને ઓરડા યુક્ત બાંધકામ છે. કેટલાંક ઘરમાં આંગણાંમાં જ કુવા છે. ગંદા પાણીના નીકાલ માટે પાકી ઈંટની ગટરો બાંધવામાં આવી છે, શહેરના પશ્ચિમ ભાગમાં એક જાહેર સ્થાનના ખંડેરો નજરે પડે છે. તેના મધ્ય ભાગમાં વિશાલ કુંડ છે. આવી સુંદર રચના જોતાં શહેરના લોકો કેટલા સુધરેલ હશે તેનો ખ્યાલ આવે છે. ખોરાક ઘઉં અને જવનો હશે. કપડા રૂ અને ઉનના પહેરતા હશે તેમ નિશાની ઉપરથી જણાય છે. આ ખંડેર માંથી સોના, રૂપા, ત્રાંબા, હાથીદાંત અને અકીકનાં કિંમતી ઝવેરાતના ઘરેણાંમળી આવ્યા છે. આ શહેરના લોકો શોખીન હશે તેમ જણાય છે. ઘરેણા ઉપરાંત રાચ રચીલાની મોજ શોખની વસ્તુ ઘણી મળી આવી છે. સિંધુ ખીણના લોકો સુખી હતા તેમ જણાય છે.

### ધાતુનો ઉપયોગ.

સોનું, રૂપુ ઘરેણામાં વપરાતું. ગરીબ માણસો ત્રાંબા અને કાંસાના દાગીના પહેરતાં હશે. વાસણો ત્રાંબા અને કાંસાના મળી આવે છે. આ સિવાય પત્થરના વાસણો પણ મળેલ છે.

### કળા કુશળતા.

ખંડેરમાંથી મળી આવેલ જાત જાતની મનોહર ચીજો જોતાં આપણને એ શહેરના કારીગરો કેટલા કુશળ હશે તેનો ખ્યાલ આવે છે. તેઓ મુદ્રાઓ વાપરતાં. મુદ્રાઓ હાથીદાંત, અભ્રક અથવા ઉંચા પ્રકારની માટીમાંથી બનાવેલ મળી આવેલ છે. મુદ્રાના ઉપરના ભાગમાં લખાણ કોતરવામાં આવેલ છે. કેટલીક મુદ્રાઓ પર જુદાં જુદાં પ્રાણીઓની આકૃતિઓ પાડેલ છે. માટી કામના મળેલ નમુના કળાયુક્ત છે. કેટલીક મૂર્તિઓ પણ મળી આવી છે. સિંધુ ખીણના બાળકો તે વડે રમતાં હશે. દોરી ખેંચતા માથું ધૂણાવતો બળદ, એ ઉપરથી કલાનો ખ્યાલ આવે છે. ધર્મ વિષે ખાસ ખ્યાલ આવતો નથી. પણ મૂર્તિઓ ઉપરથી એમ ધારવામાં આવે છે કે આ શહેરના લોકો ધરતી દેવી તથા શિવશક્તિને પૂજતા હશે.

### મૂર્તિ કલા.

મોહન જો ડેરો માંથી મળેલ પોચા આરસની એક ધ્યાનીની મૂર્તિ ઉપર રસાયણિક પ્લાસ્ટર કરેલ છે. તેનું નીચું કપાળ, આગળ પડતું નાક અને ભરાવદાર હોઠ તે સમયના માનવીનો ખ્યાલ આપે છે.

મુદ્રામાં ગાય, ઘોડો, વાઘ, મોર હાથી, હરણ આદિ આકૃતિ છે. બીજા માટીના રમકડાં મળેલ છે. તેમાં આભૂષણ ધારણ કરેલ અને મુકુટ વાળી આકૃતિ છે. બીજું આખા હાથમાં શૃંગાર પહેરેલ કોઇ ગરીબ લોકોની આકૃતિ છે.

## ઇતિહાસ અને સ્થાપત્યો.

યુધિષ્ઠિરે અભિમન્યુ પુત્ર પરીક્ષિતને ગાદીશીન કરી સ્વર્ગારોહણ કર્યું. તેને આજે ૫૦૭૬ વર્ષ થયા. તે યુધિષ્ઠિર શક ઉપરથી આપણે જાણી શકીએ છીએ, પરીક્ષિત થી ૬ રાજા નીચકનુ થયો તેના વખતમાં હસ્તિનાપુરનો યમુનાના પુરથી નાશ થયો, રાજ્યધાની કોશાંબીમાં સ્થાપેલ, પરિક્ષિતથી ક્ષેમક સુધી ૨૯ રાજાઓ એ ૧૧૭૫ વર્ષ રાજ્ય કર્યું, રાજ્યધાની હસ્તિનાપુર કોશંબી, મગધ રાજ્ય બૃહદ્રથ વંશી રાજાઓ, સહદેવથી રિપુજય સુધી ૧૯ રાજાઓ થયા ૧૦૦૪ વર્ષ રાજ્ય કર્યું રાજ્યધાની ગિરિવ્રજ (રાજગૃહી) રિપુરાજ્યને તેના પ્રધાન શુનકે મારી પોતાના પુત્રને ગાદી પર બેસાર્યો.

**પ્રદ્યોત વંશ ઇ.સ. પૂર્વે. ૯૨૧ થી ૭૮૩.**

પ્રદ્યોત થી નંદિવર્ધન સુધી ૫ રાજાઓ થયા. પ્રદ્યોત વંશે ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું. રાજ્યધાની રાજગૃહી નંદિ વર્ધનનો પુત્ર શિશુનાગ ગાદી પર આવ્યો, શિશુનાગ વંશ કહેવાયો.

**શિશુનાગ વંશ ઇ.સ. પૂર્વે ૭૮૩ થી ૪૨૧.**

શિશુનાગ થી મહાનંદી સુધી ૧૦ રાજાઓ થયા તેણે ૩૬૨ વર્ષ રાજ્ય કર્યું. ૧ શિશુનાગ, ૨ કાકવર્ણ, ૩ ક્ષેમધર્મા, ૪ ક્ષત્રોજ, ૫ બિંબસાર, ૬ અજાતશત્રુ, ૭ દર્ભક, ૮ ઉદયન, ૯ નંદિવર્ધન, ૧૦ મહાનંદી. આ દશ રાજાઓ એ ૩૬૨ વર્ષ રાજ્ય કર્યું. આ વંશની રાજ્યધાની રાજગૃહિમાં હતી પણ ઉદયને ઈ.સ. પૂર્વે ૫૦૦ થી ૪૭૭ વર્ષ રાજ્ય કર્યું તેણે ગંગા અને શોણ નદીના સંગમ ઉપર પાટલીપુત્ર નામે નગર વસાવી રાજધાની ત્યાં સ્થાપી.

શિશુનાગ વંશે ૩૬૨ વર્ષ રાજ્ય કર્યું રાજ્યધાની રાજગૃહિ પાટલીપુત્ર

અજાતશત્રુ ઈ.સ. પૂર્વે ૫૬૨ માં ગાદી પર આવ્યો તેણે ૩૬ વર્ષ રાજ્યકર્યું ૫૩૬ માં મરણ પામ્યો

અજાતશત્રુની પાષાણની મૂર્તિ ૮'.૮" ફુટ ઉંચી જે હાલ મથુરા સંગ્રહ સ્થાનમાં છે. નંદિવર્ધન ઇ. સ. પૂર્વે ૪૬૭ માં ગાદીપર આવ્યો. ૪૯ વર્ષ રાજ્ય કર્યું. ૪૧૮ માં મરણ પામ્યો. તેની મૂર્તિ કલકત્તા સંગ્રહસ્થાનમાં છે, જે પટણા પાસેથી મળી છે. તેજ કાલિન એક સ્ત્રી મૂર્તિ ૬'.૭" ઉંચી ગ્વાલિયર રાજ્યનાં બેસનગર પાસેથી મળી છે. તે કલકત્તા સંગ્રહ સ્થાનમાં છે. એક સ્ત્રી મૂર્તિ મથુરા સંગ્રહસ્થાનમાં છે, તે મનસા દેવીના નામથી ઓળખાય છે.

આ ચારે મૂર્તિ સમકાલિન છે. ઇ. સ. પૂર્વે ૬ ઠ્ઠી શતાબ્દિમાં પાષાણનું મૂર્તિ કામ શરૂ હતું એ આ મૂર્તિ ઉપરથી સાબિત થાય છે.

શિશુનાગ વંશી રાજાઓએ ઈ. સ. પૂર્વે ૪૨૧ વર્ષ સુધી રાજ્ય કર્યું. ઇ. સ. પૂર્વે ૪૨૧ શીશુવંશનો છેલ્લો રાજા મહાનંદી થયો. મહાનંદી પછી તેનો શુદ્ર દાસીમાં ઉત્પન્ન થયેલ પુત્ર મહાપદ્માનંદ ગાદી ઉપર આવ્યો. ત્યાંથી નંદવંશ કહેવાયો. છેલ્લા ધનનંદને મારી ચંદ્રગુપ્ત ગાદી પર આવ્યો. ઇ. સ. પૂર્વે ૩૨૧માં તેણે ગીરનાર પાસે સુદર્શન તળાવ બંધાવેલ અને પોતાનો રાજ્ય મહેલ મહાન શિલ્પ સ્થાપત્યના નમુના રૂપ બનાવ્યો હતો. તેણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું પછી તેનો પુત્ર બિંદુસાર ગાદી ઉપર આવ્યો. તેણે ૨૨ વર્ષ રાજ્ય કર્યું. તેનો પુત્ર અશોક ઇ. સ. પૂર્વે ૨૭૪માં ગાદી પર આવ્યો. તેણે ૪૨ વર્ષ રાજ્ય કર્યું તેણે બુદ્ધ ધર્મ અંગીકાર કરી બુદ્ધ ધર્મના બે વિભાગ કર્યા હીનયાન અને મહાયાન મહાયાનમાં મૂર્તિ પૂજા શરૂ કરી. તેણે અનેક સ્તુપો બનાવ્યા. સાત ભાગમાંથી બુદ્ધના અસ્તિ ૮૪ હજાર ભાગમાં વહેંચી ૮૪ હજાર સ્તુપો બનાવ્યા. તેમાં સાંચીનો સ્તુપ મૂખ્ય છે. સ્તુપ પત્થરના ઓપદાર કરવાની કલા ત્યારે સંપૂર્ણ ખીલી હતી. અશોકના પૌત્રે ગયા પાસે ગુફા કોતરાવી તેને લોમસરિસી કહે છે.

ઈ. સ. પૂર્વે ૧૮૫માં મૌર્યવંશના છેલ્લા રાજા બ્રહદ્રથને મારી તેનો સેનાપતિ પુષ્પમિત્ર ગાદી પર આવ્યો ત્યાંથી શૃંગ વંશ કહેવાયો.

**શૃંગવંશઃ**—પુષ્પમિત્રથી દેવભૂતિ સુધી ૧૦ રાજાઓ થયા. તેણે ૧૧૩ વર્ષ રાજ્ય કર્યું. ઇ. સ. પૂર્વે ૭૨ માં સત્તા અસ્ત પામી. સારનાથની જાળી શૃંગ કાલિન છે. શૃંગ કાલિન કામ ચપટું, ઓછા ઉઠાવવાળું છે. શૃંગવંશનો એક સ્થંભ સાંચીમાં છે. તેના ઉપર એક જ સિંહ છે.

શૃંગકાલિન મૂર્તિઓ ભારતના એક છેડેથી બીજા છેડા સુધી ઘણી જોવા મળે છે. અનેક ગુફાઓ કરાવી. શક રાજ્યો ઇ.સ. પૂર્વે ૭૫ માં સ્થપાયા. શક જાતીએ સિંધ, પંજાબ, તક્ષશિલા મથુરા, અને સૌરાષ્ટ્રમાં રાજ્ય સ્થાપ્યું.

**સાતવાહન વંશઃ**—ઈ.સ. પૂર્વે ૭૨ થી ઈ.સ. ૨૨૫ સુધી રાજ્ય કર્યું. દક્ષિણમાં પ્રતીષ્ઠાન ( પૈઠન ) રાજધાની હતી.

નાશકની કાર્લી ગુફા, કૃષ્ણગિરિ, કન્હેરીની ગુફાઓ. સાત વાહન સામ્રારાજ્યનો ખ્યાલ આપે છે. કુશાન વંશે પેશાવરમાં રાજ્ય સ્થાપ્યું. ઈ.સ. ૧૨૦ થી ૨૨૦ સુધી તેઓ શૈવ અને બુદ્ધ ધર્મ પાળતા. તેમાં કનિષ્ક મૂખ્ય થયો. તેણે ભવ્ય સ્તુપ, વિહારો અને મહાયાન ધર્મમાં રહી તેણે બૌદ્ધની ગાંધાર શૈલીની મૂર્તિ બનાવવાનું શરૂ કર્યું.

**ગુપ્તવંશઃ**—ચંદ્રગુપ્તે રાજ્ય સ્થાપ્યું. સમુદ્રગુપ્તે દિગ્વિજય કર્યો. તેના સ્મરણો પ્રયાગના કિલ્લામાં સ્તંભ ઉપર કોતરેલ છે.

વિક્રમાદિત્યે શક રાજ્યનો નાશ કર્યો. તેના પરાક્રમો દીલ્હીમાં કુતુબ મિનાર પાસે લોહ સ્તંભમાં કોતરેલ છે. તે સ્તંભ તેણે કરાવ્યો છે.

ગુપ્તવંશ ઇ.સ. ૩૦૦ થી ૪૬૮ સુધી રહ્યો. ગુપ્તકાલમાં અજંટા ગુફા, નાલંદા, સારનાથ વગેરે સ્થળો અનેક મહાલયો, મંદિરો, ગુફાઓ, મૂર્તિઓ, પત્થરના સ્તુપો બનવા લાગ્યા. શિવ, વિષ્ણુ મંદિરો, અજંટા ચિત્રકામ, લોહસ્થંભ કાટ ન લાગે તેવા બનાવ્યા આ સ્થાપત્યોમાં ગાંધાર શૈલીની જરા પણ છાંટ નથી. ગુપ્તકાલ સૂવર્ણયુગ કહેવાયો.

વર્ધનવંશની:–રાજ્યધાની કનોજ. ઈ. સ. ૬૦૬. હર્ષવર્ધને નાલંદા વિદ્યાપીઠને ઘણી જ મદદ આપેલ.

ચાલુકય વંશ:–રાજ્યધાની વીજાપુર જીલ્લામાં બદામી (વાતાપી) ૬૦૮ પુલકેશી બન્ને સમાન રાજયો હતા બદામી ઐહોલ વિગેરે સ્થળો એ મંદિરો બાંધ્યા. બદામી તથા એલીફન્ટાની ગુફા કોતરાવી.

રાષ્ટ્રકુટ વંશ:–ઈ. સ. ૭૫૦ ચાલુક્યની સત્તા ઉખેડી નાખી. તેની રાજયધાની ઈલોરા પાસે હતી. ઇલોરાની ગુફાઓ તથા કૈલાસ મંદિર રાષ્ટ્રકુટ વંશના વખતમાં થયા. ઇ. સ. ૯૭૩ સુધી સત્તા રહી.

પલ્લવ વંશ:–ઇ.સ. ૬૦૮ થી ૭૫૦ કાંચીમાં ભવ્ય મંદિરો, મહાબલીપુર રથ મંદિર, મદુરા મંદિર, સુંદરેશ્વર મંદિર તેમણે બંધાવ્યા.

ચોલ વંશ:– ૯૭૩ થી ૧૦૪૨ સુધી તેણે તાંજોરના ભવ્ય શિવાલય બંધાવ્યા.

ગંગા વંશ:–ભૂવનેશ્વર રાજ્યધાની તેમણે ભૂવનેશ્વરના મંદિરો બંધાવ્યા. ઇ. સ. ૭ થી ૮ સદી.

ભેડાઘાટ:–ચોસઠ યોગિનીઓનું મંદિર ૧૦ થી ૧૧ મી સદીમાં બંધાયું. ખાજુરાહ વિષ્ણુ મંદિરો ૯ થી ૧૦ મી સદીના છે.

શ્રવણ બેલગુલ:–ભદ્રબાહુ કેવલીની મૂર્તિ ૬૦ ફુટ ઉંચી અખંડ નક્કર પત્થરમાંથી બનાવેલી છે. તેને ગોમતેશ્વર પણ કહે છે. દશમાં સૈકાની છે.

બેલુર હાલાબીડ:–૧૨ મી સદી હાલાબીડ બેલુર તથા સોમનાથપુર બંધાયેલ છે. અહીં ઐતિહાસીક સંગ્રહસ્થાન છે.

ગુર્જર રાજ્યો:–૪૦૭ મા ભટ્ટાર્ક ગુર્જરે વલ્લભીપુરમાં રાજ્ય સ્થાપ્યું. ઈ.સ. ૪૦૭ થી ૬૬૪. તેઓ શૈવ અને બૌદ્ધ ધર્મી હતા. તેમણે મહાન શિવાલયો તથા તાલધ્વજગિરિમાં બૌદ્ધ ગુફાઓ કોતરાવી.

## ચાવડા રાજ્ય.

૬૬૪ થી ૬૯૬ પંચાસરમાં જયશિખરે રાજ્ય કર્યું. ગુર્જર પ્રદેશ ઉપર તેણે સત્તા જમાવી. ચાલુકય વંશના રાજા ભુવડના આક્રમણથી જયશિખર મરાયો અને સત્તા ૬૯૬ થી ૭૪૬ ચાલુકયવંશની સત્તા નીચે ગુજરાત ગયું. ચાલુકય વંશમાં પુલકેશી મહાન થયો. તેની રાજયધાની બાદામી (વાતાપી) હતી.

## ચાવડા વંશ.

જયશિખરના પુત્ર વનરાજે અણુહીલપુર પાટણ વસાવી. ગુર્જર પ્રદેશની રાજ્યધાની સ્થાપી. ઈ. સ. ૭૪૬ અને ગુજરાતમાં નર્મદાના ઉત્તરકિનારા સુધી સત્તા જમાવી. તેણે પાવાગઢ પાસે ચાંપાનેર નામે શહેર વસાવ્યું. પાટણમાં અનેક શિવાલયો બંધાવ્યા અને પંચાસરા પાર્શ્વનાથજીનું મંદિર શિલગુણસૂરીશ્વરજીમ.ના ઉપદેશથી બંધાવ્યું; તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું ૮૦૫માં ૧૧૦ વર્ષની ઉંમરે મરણ પામ્યો. ઈ. સ. ૯૯૮ સુધી ચાવડા વંશની સત્તા રહી પછી છેલ્લારાજા સામંતસિંહના ભાણેજ મુળરાજ સોલંકીને ગાદી આપી.

## સોલંકી વંશ.

(ચાલુક્યવંશ) ઈ. સ. ૯૯૮ મૂળરાજે ગુર્જરરાજ્યને ઘણુંજ વિસ્તૃત કર્યું. નર્મદા અને તાપી વચ્ચેનો લાટપ્રદેશ જીત્યો. સૌરાષ્ટ્ર અને કચ્છમાં સંપૂર્ણ સત્તા જમાવી. તેણે સરસ્વતિના કિનારે રૂદ્રમહાલ બંધાવવાનું શરૂ કર્યું. આ સિવાય અનેક તળાવો, વાવો અને શિવાલયો બંધાવ્યા.

## ભીમદેવ.

૧૦૨૨ થી ૧૦૬૪. ૧૦૨૪માં મહંમદ ગીઝનવી ચડી આવ્યો. તેણે સોમનાથ મહાદેવના શિવાલયનો નાશ કર્યો. ભીમદેવે તેનો પુનરોદ્ધાર કર્યો. મોઢેરા સૂર્યમંદિર બંધાવ્યું. રાણી ઉદયમતિ નામથી પાટણ પાસે પ્રખ્યાત વાવ બંધાવી જે હાલ રાણકી વાવ કહેવાય છે. તેનો મંત્રી વિમળશાહે આરાસુર ઉપર કુંભારીયાનાં જૈન મંદિરો તથા આબુ ઉપર એક વિમળ વસહી નામની કલાત્મક ટૂંક બંધાવી.

## કર્ણદેવ.

૧૦૬૪ થી ૧૦૯૪. કર્ણાવતી નગરી આશાપલ્લીના રાજા આશાભીલને મારી સાબરમતિના કિનારે અસારવા પાસે વસાવી. તેમાં કર્ણેશ્વર મહાદેવનું શિવાલય બંધાવ્યું. તેની રાણી મીનલદેવીએ વીરમગામમાં મુનસર તથા ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યા.

## સિદ્ધરાજ.

જયસિંહ ૧૦૯૪. થી ૧૧૪૩. તેણે માળવાના રાજા યશોવર્માને હરાવી ત્યાં આણવર્તાવી મુળરાજે શરૂ કરેલા રુદ્રમહાલનું કામ તેણે પુરું કર્યું. ત્યાં સિદ્ધપુર શહેર વસાવ્યું. પાટણમાં સહસ્રલિંગ તળાવ અને ઝીંઝુવાડાનો કિલ્લો બંધાવ્યો આ સિવાય અનેક કિલ્લાઓ, તળાવો, વાવો અને શિવાલયો બંધાવ્યા.

## કુમારપાળ.

૧૧૪૩ થી ૧૧૭૩ સોમનાથ શિવાલયનો પુનઃઉદ્ધાર, તારંગા હીલ ઉપર અજીતનાથનો મહાન પ્રાસાદ આ સિવાય શત્રુંજય ઉપર કુમાર કુંડ અને કુમાર વસહી બંધાવી.

૧૨૪૩ સુધી ચાલુક્ય વંશની સત્તા રહી.

## વાઘેલા વંશ.

વિશળદેવ. ૧૨૪૩. થી ૧૨૬૨. તેણે ડભોઈનો કિલ્લો અને તળાવ બંધાવ્યા. તેના મંત્રી તેજપાળ વસ્તુપાળે આબુ ઉપર ભવ્ય કલાત્મક લૂણી વસહી બંધાવી. અને શત્રુંજય તથા અનેક જગ્યાએ જૈન મંદિર બંધાવ્યા. છેલ્લો રાજા કર્ણદેવ ઈ. સ. ૧૩૦૦ના દીલ્હી સુલ્તાન અલ્લાઉદ્દીનના હાથે હાર્યો અને નાસી ગયો. ગુજરાત ઉપર ઈસ્લામી રાજ્યની સ્થાપના થઈ.

પંદરમાં સૈકામાં થએલ મહારાણો કુંભો વાસ્તુ શાસ્ત્રનો ઘણોજ શોખીન હતો. તેણે શિલ્પી મંડન સુત્રધાર પાસે અનેક શિલ્પ ગ્રંથોનું સંશોધન કરાવ્યું તેમાં મુખ્ય મંડન રાજવલ્લભ, પ્રાસાદ મંડન, રૂપમંડન, મંડનનાભાઈ નૈતાએ પ્રાસાદમંજરી, આદિ ગ્રંથો રચેલ છે અને ચિતોડનો કીર્તિસ્તંભ જે એકસો બાવીશ ફુટ ઉંચો છે અને ભવ્ય અલંકારોથી અલંકૃત દેવ, દેવીઓ, વાહન, આયુદ્ધ સહિત સેંકડો મૂર્તિઓ અને કલાકૃત્તિયુક્ત ઘાટ કામો, મૂર્તિઓ નીચે નામો કોતરેલ હોવાથી કયા દેવની મૂર્તિ છે. તેનો ખ્યાલ આવે છે. ટુંકમાં કહીએ તો મૂર્તિઓનો જીવતો જાગતો વિશ્વકોષ છે. આ કીર્તિસ્તંભ મહાન શિલ્પીકાર અને શિલ્પગ્રંથોના સંશોધનકાર મંડન સૂત્રધારે બાંધેલ છે.

## ભારતીય–સ્થાપત્ય.

ભારતીય સ્થાપત્યની રચના સપ્રમાણુતા તથા કલાત્મક અંગો જોનારને મંત્રમુગ્ધ કરે છે, સ્થાપત્યની રચના સપ્રમાણુતા એ આપણા પૂર્વાચાર્યોએ રચેલાં શિલ્પગ્રંથોને આભારી છે, શિલ્પગ્રંથોમાં સામાન્યમાં સામાન્ય બાબતનું સ્પષ્ટિકરણ કરેલ છે, બારી, બારણા, ગોખલા ગવાક્ષ, દીપસ્થળ દિપાલયો દક્ષિણ દિગ્વિભાગે.

દિપક રાખવાનું સ્થાન જમણી બાજુ રાખવું

શિલ્પના એ આકરા સિદ્ધાંતો સપ્રમાણુ અને સગવડતા તરફ દોરી જાય છે. આ સિવાય કોઠાર, સ્નાનગૃહ, હથિયારગૃહ અને પૂજાગૃહ વગેરે કયાં અને કેવીરીતે કરવા તેનું સવિસ્તાર વર્ણન વાસ્તુ શિલ્પગ્રંથોમાં છે. એક છત્રધારી ચક્રવર્તિ રાજાઓના રાજ્ય પ્રાસાદો કેવા અને શું પ્રમાણુથી બનાવવા, એક લાખ ગામનો ધણી મહા માંડલિક, પચાસ હજાર ગામનો ધણી માંડલિક, દશ હજાર ગામનો ધણી મહા સામંત, પાંચ હજાર ગામનો ધણી સામંત અને ગૃહસ્થો તથા ગરીબમાં ગરીબ માણુસના ગૃહો કેમ બાંધવા તેનું સવિસ્તાર વર્ણન શિલ્પગ્રંથોમાં છે.

> ષડ્જાતિ ગેહં તૃણપર્ણપટ્ટૈર્વંશૈઃ કટૈર્વાપિ- મૃદાશિલાભિઃ ।
> છન્નં પ્રકારૈઃ અચિંતચષડ્ મિલોકે પ્રસિદ્ધયાપિ પરિક્ષણીયં ॥

૭ જાતીના ગૃહોની છાજ ૭ પ્રકારની જાણુવી.

તૃણ (૧) પાંદડા (૨) પાટિયા (૩) વાંસ (૪) માટી ઈંટ (૫) પાષાણુ (૬) આ પ્રમાણે ગૃહ અને છાદ્ય ૭ પ્રકારના છે. તેથી વિશેષ લોક રૂઢીથી જાણવું.

આ રીતે તૃણ પલ્લવથી માંડીને રાજ્ય મહાલ દેવ પ્રાસાદોના વિતાન શીખર બનાવવાના અનેક લક્ષણો યુક્ત રચના શિલ્પગ્રંથો જણાવે છે.

મહર્ષિ ભૃગુ

नाना विधान वास्तुना यंत्राणाकल्प संपदा ।
धातुना साधना च वास्तुना शिल्प संज्ञितम् ॥

જુદી જુદી જાતની વસ્તુઓ યંત્રો યુક્તિઓ ધાતુના સાધનો એ વિષેનું વિવેચન શિલ્પગ્રંથોમાં છે.

ગૃહો, રાજ્ય મહાલયો અને દેવપ્રાસાદોથીજ શિલ્પની સમાપ્તી થતી નથી, પણ કિલ્લા, ગામો, નગરો, જળનહેરો, જળસંચય સ્થાનો, તળાવો, વાવો, કુવાઓ વિગેરે અનેકવિધ યોજનાઓ યુક્ત શિલ્પગ્રંથો છે.

માર્ગ માટે લખ્યું છે કે,

कूर्मपृष्टा मार्गभूमि कार्या ग्राम्यैः सुसेतुका ।
कुर्यान् मार्गानपार्श्वखातन् निर्गमार्थजलस्य च ॥

માર્ગની સપાટી કૂર્મ પીઠ જેવી (ટેપર) મોભાર કરવી. ગામડાના માર્ગો સેતુ (પુલ) વાળા કરવાં, અને બાજુ જળ નિર્ગમ (જવામાટે) બાજુમાં ખાઈ (પાર્શ્વખાત) કરવી. અત્યારના એન્જિનિયરો એમ માને છે કે, સડક ટેપર કરવાની શોધ પશ્ચિમની છે, પણ આપણા પૂર્વાચાર્યોએ હજારો વર્ષો પહેલાં માર્ગદર્શન આપેલ છે.

मार्गान सुधाशर्करैवां धरितान प्रति वत्सरम् ।

અને દર વર્ષે કાંકરી માટી નાંખી માર્ગો દુરસ્ત કરવાં તેમ પણ સૂચન આપેલ છે.

## નગરોનાં નામો.

૧ દંડક ૨ સર્વતોભદ્ર ૩ નંદ્યાવૃત ૪ પદ્મ ૫ સ્વસ્તિક ૬ પ્રસ્તાર ૭ કાર્મુક ૮ ચતુર્મુખ ૯ પ્રકર્ષિક ૧૦ પરાગ ૧૧ શ્રી પતિષ્ઠિત્તા ૧૨ માહેદ્ર ૧૩ સિંહ ૧૪ વારૂણ ૧૫ નંદ ૧૬ જયંત ૧૭ દિવ્ય ૧૮ પુષ્પપુર ૧૯ પૌરૂષ ૨૦ સ્નાહ ૨૧ દંડનગર ૨૨ શઠપુર ૨૩ કમળપુર ૨૪ ધાર્મિકપુર ૨૫ મહારાજ્ય ૨૬ સૌમ્ય ૨૭ શ્રીનગર ૨૮ રિપુઘ્ન

## કિલ્લાઓ.

(૧) ધન્વદુર્ગ ચારે બાજુ રણ હોય અને વચ્ચે શહેર હોય જ્યાં દુશ્મનો આવતા પાણી વગર પરેશાન થાય આ રીતે રક્ષાએલ તે ધન્વદુર્ગ.

(૨) જળદુર્ગ ફરતા પાણીથી રક્ષાએલ નગર.

(૩) ભૂદુર્ગ જેને કિલ્લો (દુર્ગ) બાંધેલ હોય તે.

(૪) ગિરિદુર્ગ પર્વતોથી રક્ષાએલ નગર.

(૫) મૃદુદુર્ગ માટીનો દુર્ગ.

(૬) વનદુર્ગ જંગલથી રક્ષાએલ નગર.

નગરો આ રીતે દુર્ગથી રક્ષાએલા હોય તો દુશ્મનો વિજય મેળવી શકે નહિ.

## વાવના નામો

(૧) એકમુખી નંદા (૨) દ્વિમુખી ભદ્રા (૩) ત્રિમુખી જયા (૪) ચતુર્મુખી વિજયા આ પ્રમાણે વાવના સ્વરૂપો બતાવ્યા છે.

## કુવાનાં નામો

(૧) ચાર હસ્ત શ્રીમુખ (૨) પાંચ હસ્ત વિજય (૩) છ હસ્ત પ્રાંત (૪) સપ્ત હસ્ત દુદુંભિ (૫) અષ્ટ હસ્ત મનોહર (૬) નવ હસ્ત ચુડામણિ (૭) દશ હસ્ત દિગભદ્ર (૮) એકાદશ હસ્ત જય (૯) દ્વાદશ હસ્ત નંદ (૧૦) ત્રયોદશ હસ્ત શંકર.

## કુંડનાં નામો.

૧ ભદ્ર, ૨ સુભદ્ર, ૩ નંદ, ૪ પરિઘ.

## તડાગ (તળાવ)

(૧) **અર્ધચંદ્ર** : અર્ધચંદ્રાકાર આકૃતિ.

(૨) **મહાસર** : ચારે બાજુ બાધેલ.

(૩) **વૃત** : ગોળ આકારનું

(૪) **ચતુષ્કોણ** : ચાર ખુણાવાળું.

(૫) **ભદ્ર** : વચ્ચે ચોરસ ખાંચાવાળુ (ભદ્રવાળુ).

(૬) **સુભદ્ર** : ભદ્ર પ્રતિભદ્રનાં ખાચ્રાવાળું.

## शिल्प संहितायां दश शास्त्राणि

૧ કૃષિશાસ્ત્ર, ૨ જળશાસ્ત્ર, ૩ ખનિજશાસ્ત્ર, ૪ નૌકાશાસ્ત્ર, ૫ રથશાસ્ત્ર, ૬ વિમાનશાસ્ત્ર, ૭ વાસ્તુશાસ્ત્ર, ૮, પ્રકારશાસ્ત્ર, ૯ નગરરચના, ૧૦ યંત્રશાસ્ત્ર.

૧ **કૃષિશાસ્ત્ર** : વનસ્પતિ, પશુ પક્ષી ઉછેર રચના ગુણધર્મ.

૨ **જળશાસ્ત્ર** : જળનિગમ સંચયનાં સાધનો બનાવવાની રચના.

૩ **ખનિજશાસ્ત્ર** : જમીનમાંથી નીકળતા દ્રવ્યો માટી, પત્થર, ધાતુ, રત્નો, શુદ્ધિકરણ અને પારખવાની રીત.

૪ **નૌકાશાસ્ત્ર** : વહાણુ તથા જળ વિહારનાં સાધનો બનાવવાની કળા.

૫ **રથશાસ્ત્ર** : જમીન ઉપર ચાલતા વાહનો બનાવવાની કળા.

૬ **વિમાનશાસ્ત્ર :** આકાશગમન માટેનાં સાધનો.

૭ **વાસ્તુશાસ્ત્ર :** ગુફા, ગૃહ, રાજ્યમહાલયો, દેવપ્રાસાદો.

૮ **પ્રકારશાસ્ત્ર :** દુર્ગ અને યુદ્ધોપયોગી સાધનો.

૯ **નગરરચના :** નગર, ગામ, બંદરો વિગેરેની કળા.

૧૦ **યંત્રશાસ્ત્ર :** ચક્રો, રહેંટો, રેંટીયા, દક્ષચક્ર, હવાચક્ર, સરણી તથા પાણી અને અગ્નિ ઉપયોગી કળા.

આ રીતે શિલ્પ સંહિતાના દશ વિભાગ છે. અને તે જુદા જુદા વિષયો પર રચાયેલ છે.

આમાંના ઘણા શાસ્ત્રો વિધર્મીઓના હુમલાથી ધર્મશાસ્ત્રો સાથે નાશ પામ્યા છે, અને કેટલાક વિદ્યા ચોરીથી, ઉધેઇનો ભોગ બની નાશ પામ્યા છે. અમુક ગ્રંથો પરંપરાગત લખાઈ આવતા હોવાથી મળી શકે છે. શેષાંશ સંશોધન કરી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે.

## શિલ્પ અને મૂર્તિપૂજાની પ્રાચીનતા.

વેદ એ ભારતનો સહુથી પ્રાચીન ગ્રંથ છે. ઋગ્વેદમાંથી એવા કેટલાક ઉલ્લેખો મળે છે, જેમાં જુદા જુદા દેવોના વર્ણનો અને દેવોની મૂર્તિમંત કલ્પના તેઓના વર્ણ વાહન, આયુધો, વસ્ત્ર, આભૂષણોનાં સંપૂર્ણ વર્ણન મળે છે.

શુકલ યજુર્વેદની વાજસનેપિ સંહિતામાંથી પણ મૂર્તિવિધાન, મૂર્તિપૂજા અનુલક્ષી કેટલાક ઉલ્લેખો મળે છે. કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરિય સંહિતામાં યજ્ઞયાગાદિ પ્રસંગે સુવર્ણપ્રતિમા સ્થાપન કરવાનું સૂચવેલ છે. આ ઉપરાંત દેવાલયોમાં સ્થાપન કરાતી મૂર્તિ સંબંધી પણ ઉલ્લેખો તેમાં મળે છે. આ કાળમાં દેવતાઓની મૂર્તિમંત કલ્પના કરવામાં આવતી હોવાનાં સ્પષ્ટ સૂચનો મળે છે. દેવાલયો બાંધવાના કેટલાક પ્રમાણો અથર્વવેદમાં પ્રાપ્ત થાય છે.

શ્રૌત અને ગૃહ્યસૂત્રોમાં પ્રતિમા વિધાન અને પૂજન માટે અપ્રતિમ સાહિત્ય છે. તેમાંથી ઉપલબ્ધ થતાં મૂર્તિઓ અને મંદિરો માટેના પુરાવાઓ સૂત્રકાળમાં મૂર્તિપૂજાનો પ્રચાર વધુ ફેલાયો હોવાની પ્રતીતિ આપે છે.

બોધાયન ગૃહ્યસૂત્રમાં જુદા જુદા દેવોની પ્રતિષ્ઠા અને પૂજન અર્ચનોનાં વિધાનો વિસ્તાર પૂર્વક આપ્યાં છે. આ ઉપરાંત વિષ્ણુ મહાપુરુષ, ગણેશ, વિનાયક, આદિની મૂર્તિકલા માટેના સપ્રમાણ માહિતી પણ તેમાં રજુ કરી છે. સ્મૃતિઓએ ધર્મશાસ્ત્રોમાં પણ દેવપૂજાનો ઉલ્લેખ આપેલ છે. પતંજલિના મહાભાષ્યમાંથી મૂર્તિપૂજા અને પ્રતિમા વિધાનને મદદ કરતા કેટલાક ઐતિહાસિક પુરાવા મળે છે. તેમાં વાસુદેવ, શિવ, સ્કંદ આદિત્ય, વિષ્ણુ વિગેરે દેવોના અર્ચનનો આદેશ છે.

કૌટિલ્ય અર્થ શાસ્ત્રમાં તો નગરના મધ્યભાગે અપરાજિત, અપ્રતિહત, જયંત, વૈજયંત, શિવ, વૈશ્રવણ, અશ્વિન, વિગેરે દેવોની સ્થાપના કરવાનું જણાવ્યું છે. આજ શહેરની વિદિશાઓમાં વાસ્તુ અને મુખ્ય દ્વારો ઉપર બ્રહ્મા, ઈન્દ્ર, યમ, સેવાની(સ્કંદ) વિગેરે દેવોને પ્રતિષ્ઠા કરી બેસાડવાની નોંધ છે. આમ કૌટિલ્ય અર્થશાસ્ત્રથી આગળ ઠેઠ વૈદિક સાહિત્ય સુધીના મૂર્તિને લગતા ઉલ્લેખો વિચારતાં મૂર્તિપૂજા અને મૂર્તિવિધાન વેદકાળ જેટલું પ્રાચીન છે. આ સિવાય પુરાણો ઉપપુરાણો અને મહાકાવ્યોમાં ડગલે અને પગલે મૂર્તિપૂજાની નોંધ છે.

## પુરાણોમાં દેવપૂજા અને પ્રાસાદ

**અગ્નિપુરાણ:** મહર્ષિ વસિષ્ઠ અને અગ્નિનો સંવાદ છે.

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૨૧ | દેવપૂજા નિરૂપણ | ૪૯ | મત્સ્ય વિગેરેના લક્ષણોના વર્ણન |
| ૨૨ | સ્નાનવિધિ | ૫૦ | દેવી પ્રતિમાના લક્ષણો |
| ૨૩ | મૂર્તિપૂજાકથન | ૫૧ | સૂર્ય વિગેરે પ્રતિમાના લક્ષણો |
| ૨૪ | કુંડનિર્માણ | ૫૨ | ચોસઠ યોગીનીઓ વિગેરેના લક્ષણો |
| ૨૫ | વાસુદેવ મંત્રદર્શન | ૫૩ | લિંગ લક્ષણ |
| ૨૬ | મુદ્રાલક્ષણ | ૫૪ | અનેક પ્રકારના લિંગોનું માપ લક્ષણ |
| ૨૭ | દિક્ષાવિધિ | ૫૫ | પિંડિકા લક્ષણ |
| ૨૮ | આચર્ય અભિષેક | ૫૬ | દિક્પાલોના યાગનું કથન |
| ૨૯ | સર્વતોભદ્ર મંડળનો વિધિ | ૫૭ | અધિવાસનાનો વિધિ |
| ૩૭ | સર્વદેવ પૂજન વિધિ | ૫૮ | સ્નપન વિગેરેનો વિધિ |
| ૩૮ | દેવાલય નિર્માણનું ફળ | ૫૯ | અધિવાસનાનું કથન |
| ૪૧ | શિલાન્યાસ | ૬૦ | વાસુદેવ પ્રતિષ્ઠાવિધિ |
| ૪૨ | મંદિરના લક્ષણ | ૬૧ | દ્વાર પ્રતિષ્ઠા ધ્વજરોપણ વિગેરે વિધિ |
| ૪૩ | દેવનું સ્થાપન ભૂતશાંતિ | ૬૨ | લક્ષ્મી પ્રતિષ્ઠા વિધિ |
| ૪૪ | વાસુદેવ વિગેરે પ્રતિમાઓના લક્ષણ | ૬૩ | સુદર્શનચક્ર વિગેરે પ્રતિષ્ઠા વિધિ |
| ૪૫ | પીઠિકાલક્ષણ | ૬૪ | કુવા વિગેરે જલાશય પ્રતિષ્ઠા કથન |
| ૪૬ | શાલિગ્રામમૂર્તિ લક્ષણ | ૬૫ | સભાગૃહ મંદિર વિગેરેની સ્થાપનાનું કથન |
| ૪૭ | શાલિગ્રામ પૂજા | | |
| ૪૮ | ચોવીશમૂર્તિ સ્તોત્ર | ૬૬ | સાધારણ પ્રતિષ્ઠા વિધાન |

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૯૭ | જીર્ણોદ્ધાર વિધિ | ૯૯ | સૂર્યપ્રતિષ્ઠા |
| ૯૨ | વાસ્તુ પ્રતિષ્ઠા વિધિ | ૧૦૦ | દ્વાર પ્રતિષ્ઠા |
| ૯૩ | વાસ્તુપૂજા | ૧૦૧ | પ્રાસાદ પ્રતિષ્ઠા |
| ૯૪ | શિલાન્યાસ | ૧૦૨ | ધ્વજા રોપણ વિધિ |
| ૯૫ | પ્રતિષ્ઠા માસ | ૧૦૩ | જીર્ણોદ્ધાર વિધિ |
| ૯૬ | અધિવાસનવિધિ | ૧૦૪ | પ્રાસાદલક્ષણ |
| ૯૭ | શિલાપ્રતિષ્ઠા | ૧૦૫ | નગર વાસ્તુ નિરૂપણ |
| ૯૮ | ગૌરી પ્રતિષ્ઠા | ૧૦૬ | નગર વિગેરેના વાસ્તુકથન |

આ રીતે ૫૩ અધ્યાયો મૂર્તિપૂજા, પ્રતિષ્ઠા, પ્રાસાદ લક્ષણ, વાવ કુવા આદિ પ્રતિષ્ઠા નગર પ્રતિષ્ઠા, વાસ્તુ પૂજન આદિ શિલ્પકર્મ અને દેવપૂજન આદિના છે. અગ્નિપુરાણમાં વિશેષ દેવપૂજા અર્ચના સ્થાપન વાસ્તુ ગૃહ નગર. પ્રાસાદ લક્ષણ શિલા વિધાન અને ન્યાસ વિગેરે વિધાનથી ભરપુર છે.

**મત્સ્ય પુરાણઃ**— વૈવસ્વત મનુ અને મત્સ્ય ભગવાનો સંવાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૨૫૧ | પ્રાસાદ ભવનાદીનાં નિર્માણ વર્ણનમ્ | ૨૬૧ | પીઠિકા લક્ષણ |
| ૨૫૨ | ગૃહનિર્માણ કાલવર્ણનમ્ | ૨૬૨ | લિંગ લક્ષણ |
| ૨૫૩ | ભવન નિર્માણ વર્ણનમ્ | ૨૬૩ | દેવ પ્રતિષ્ઠા વિધિ |
| ૨૫૪ | સ્તમ્ભમાન નિર્ણય વર્ણનમ્ | ૨૬૪ | દેવ પ્રતિષ્ઠા વિધિ |
| ૨૫૫ | ભવન નિર્માણ વર્ણનમ્ | ૨૬૫ | દેવ પ્રતિષ્ઠા વિધિ |
| ૨૫૮ | દેવાકારપ્રમાણ વર્ણનમ્ દેવતાઓની પ્રતિમાના લક્ષણ વર્ણન | ૨૬૬ | દેવ પ્રતિષ્ઠા વિધિ |
| ૨૫૯ | દેવકાર પ્રમાણ વર્ણન અર્ધનારીશ્વરાદિ મૂર્તિ વર્ણનમ્ | ૨૬૭ | પ્રાસાદ પ્રતિષ્ઠા વિધિ |
| ૨૬૦ | નાનાદેવ પ્રતિમા વર્ણનમ્ | ૨૬૮ | પ્રાસાદ વિધિ |
| | પ્રભાકર (સૂર્ય આદિ પ્રતિમાના લક્ષણ) | ૨૬૯ | મંડપ લક્ષણ વર્ણનમ્ |

આ રીતે ૧૭ અધ્યાય મત્સ્ય પુરાણમાં શિલ્પ સ્થાપત્ય, દેવ પ્રતિષ્ઠા અને લક્ષણ આદિ વર્ણન યુક્ત છે.



**શ્રી નારદ પુરાણુ:-** નારદ અને સનન્દનો સંવાદ પૂર્વ ભાગ પ્રથમપાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૧૨ | તડાગ, કુવાનો મહિમા | ૬૨ | દેવપૂજન વિધિ |
| ૧૮ | વિષ્ણુ મંદિરમાં ધ્વજારોપણુ વિધિ | | |

પૂર્વ ભાગ દ્વિતીય પાદ ત્રિસ્કન્ધ જ્યોતિષકા સંહિતા પ્રકરણ

શુભ અશુભયોગો ગૃહખનન શિલાન્યાસ ગૃહ પ્રવેશ પ્રતિષ્ઠા આદિ મુહૂર્તોનું સંપૂર્ણ વિવરણુ મૂર્તિ-પ્રતિમા-વિકાર દોષો વિવિધ વિકાર પંચદેવપૂજા દેવપૂજન વિધિ.

**બ્રહ્મ પુરાણુ:-** બ્રહ્મા સ્વયંભૃષિ સંવાદ-લોમહર્ષણુ મુનિવૃંદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૫૦ | પ્રતિમોત્પતિ કથનમ્ | ૫૧ | શુભ મુહૂર્તે મૂર્તિ ત્ર્યાંણુા સ્થાપનમ |

**શ્રી માર્કણ્ડેય પુરાણુ:-** માર્કણ્ડેય અને જૈમિનિ સંવાદ

અધ્યાય ૭૮ થી ૯૦ દેવી ઉત્પત્તિ તથા ઇંદ્રિ, અગ્નિ આદિ દેવોએ કરેલ સ્તુતિ પૂજન અર્ચન.

**શ્રીલિંગ પુરાણુ:-** શિવ નારદ સંવાદ.

| પૂર્વાદ્ધ | | ઉત્તરાદ્ધ | |
|---|---|---|---|
| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
| ૭૩ | શિવપૂજા માહાત્મ | ૧૯ | શિવપૂજા વિધિ વર્ણન |
| ૭૪ | નાનાવિધ શિવલિંગોના વર્ણન | ૨૪ | શિવપૂજાના વિધાન |
| ૭૫ | શિવ અદ્વૈત વર્ણન | ૪૬ | રૂદ્રાદિ દેવતાઓની પ્રતિષ્ઠા |
| ૭૬ | મૂર્તિ પ્રતિષ્ઠા ફલ વર્ણન | ૪૭ | લિંગ મૂર્તિ પ્રતિષ્ઠા |
| | | ૪૮ | સર્વ દેવતાઓ પ્રતિષ્ઠા |
| | | ૪૯ | અઘોરેશ પ્રતિષ્ઠા |

**કૂર્મ પુરાણુ ભાગ ૧:-** કૂર્મ સ્વરૂપ ભગવંત વિષ્ણુ નારદ સંવાદ.

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૧૧ | દેવી અવતાર વર્ણન | ૨૬ | લિંગ ઉત્પતિ પૂજન વિધિ |
| ૧૨ | દેવી મહાત્મ દેવી સહસ્રનામ સ્તોત્ર | | |

**વામન પુરાણુ ભાગ ૧ :-** નારદ પુલસ્ત્યનો સંવાદ.

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૧૮ | દેવી મહાત્મ | ૪૫ | લિંગ મહાત્મ્ય |
| ૪૪ | બ્રહ્માદિ દેવકૃત શિવસ્તુતિ | | |

**કૂર્મ પુરાણુ ભાગ ૨ :-** અધ્યાય ૮૧ વામન પૂજા અને દેવ સ્તુતિ

**ગરૂડ પુરાણુ ખંડ ૧ :-** વિષ્ણુ ગરૂડ સંવાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૧૧ | વિષ્ણુધ્યાન અને સૂર્યાર્ચન | ૧૯ | શાલિગ્રામ લક્ષણુ |
| ૧૨ | મૃત્યુંજયાચન | ૨૦ | વાસ્તુયોગ વિધિ |
| ૧૩ | શિવાર્ચન | ૨૧ | પ્રાસાદ લક્ષણુ |
| ૧૪ | કૃષ્ણુ પૂજન | ૨૨ | સર્વ દેવ પ્રતિષ્ઠા |
| ૧૮ | બ્રહ્મ ધ્યાન | | |

**ગરૂડ પુરાણુ ખંડ ૨ :-** અધ્યાય ૧૦૬ વિષ્ણુ પૂજા

**ભવિષ્ય પુરાણુ ખંડ ૧ :-** કૃષ્ણદ્વૈપાર્ચન સુત સંવાદ

અધ્યાય ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫. સત્યનારાયણુ કથા પૂજન

**બ્રહ્મવૈવર્ત્ત પુરાણુ ભાગ ૧ :-** બ્રહ્મા નારદ સંવાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૨ | દેવી ઉત્પતિ | ૨૩ | સાવિત્રી પૂજા વિધાન |
| ૪ | સરસ્વતી પૂજા વિધાન | ૩૩ | કુંડના માન લક્ષણુ |
| ૮ | પૃથ્વી પૂજા મંત્ર, પૃથ્વી સ્તોત્ર મંત્ર | ૬૪ | દુર્ગા પૂજા ક્રમ |
| ૯ | ભૂમિદાન ફલ | ૮૯ | ભાસ્કર પૂજનં |

**બ્રહ્મવૈવર્ત્ત પુરાણુ ભાગ ૨ :-** અધ્યાય ૨૧ ગણેશ પૂજા વર્ણુન

**શ્રીમદ્ ભાગવત :-** વ્યાસ સુત સંવાદ

સ્કંધ ૨ અધ્યાય ૩ :- નાના વિધકામે નાના દેવોની પૂજા ઉપાસના

**પદ્મપુરાણુ :-** ભીષ્મજી અને પુલસ્ત્યજીના સંવાદ

**સૃષ્ટિખંડ :-** સૂર્ય પૂજા, આદિત્યશયન, તડાગની પ્રતિષ્ઠા શ્રી રામના હસ્તે ગંગા તટ પર શ્રી વામન ભગવાનની સૂવર્ણ મૂર્તિ જે ઇંદ્રિજીત અમરાપુરીથી ઇંદ્રપર

દિગવિજય કરી સૂવર્ણ મૂર્તિ લાવેલ તે વિભિષણે રામને આપી તેની ગંગા તટે સ્થાપના કરી. ગણેશજીનો મહિમા સ્તુતિ પૂજાનું ફળ.

**વિષ્ણુ સંહિતા** :— ઔપમન્યવઃ સિદ્ધ સંવાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૧૨ | ભૂમિ લક્ષણ | ૧૯ | પ્રતિષ્ઠાનન્તર વિધિ |
| ૧૩ | પ્રાસાદ વિધિ | ૨૦ | ઉત્સવ વિધિ |
| ૧૪ | બિંબ લક્ષણ | ૨૧ | યાત્રા |
| ૧૫ | પ્રતિષ્ઠા પંચકમ્ | ૨૨ | બલિદાન વિધિ |
| ૧૬ | બિંબ શુદ્ધિ | ૨૩ | વિશ્વાર્ચનમ્ |
| ૧૭ | અધિવાસ | ૨૪ | જીર્ણોદ્ધાર |
| ૧૮ | પ્રતિષ્ઠા વિધિ | | |

**વિષ્ણુધર્મોત્તર પુરાણ** :— માર્કંડેય અનુરૂદ્ધ અને ઓખા પુત્ર વજ્રનાભ સંવાદ

| અધ્યાય | વિષય | અધ્યાય | વિષય |
|---|---|---|---|
| ૩૮ | પ્રતિમા લક્ષણાધ્યાય | ૯૫ | પ્રતિષ્ઠા કલ્પે શલ્યોદ્ધારનામ |
| ૪૪ થી ૮૫ | સમસ્તદેવો રૂપ લક્ષણ વિધાન | ૯૬ | પ્રતિમા પ્રતિષ્ઠા |
| ૮૬ | પ્રાસાદ લક્ષણમ્ | ૯૭ | પ્રતિષ્ઠા કલ્પે દિક્ષાન્યાસ |
| ૮૭ | સર્વતોભદ્ર પ્રાસાદ લક્ષણમ્ | ૯૮ | પ્રતિષ્ઠા કલ્પેતોરણાધ્યાય |
| ૮૮ | સામાન્ય પ્રાસાદ લક્ષણમ્ દ્રવ્યસાધનાની | ૯૯ | અર્ધ્યપાદ્ય પંચગવ્ય વિધિ |
| ૮૯ | દ્વાર પરીક્ષા | ૧૦૦ | અર્ચાશૌચાધ્યાય |
| ૯૦ | શિલા પરીક્ષા | ૧૦૧ | અધિવાસનાધ્યાય |
| ૯૧ | ઇષ્ટકા પરીક્ષા | ૧૦૨ | જીવાવાહનાધ્યાય |
| ૯૨ | વજ્રલેપનમ્ | ૧૦૩ | દેવસંઘાવાહનમ્ |
| ૯૩ | ભૂમિપરિક્ષા | ૧૦૪ | દેવદિશા આવાહ્નમ |
| ૯૪ | બ્રહ્મશિલાન્યાસ | ૧૧૦ | પ્રતિષ્ઠાધ્યાય |





પ્રકાશક શ્રી દક્ષકુમાર નંદલાલ સોમપુરા શ્રી સિદ્ધાચલ શણગાર ચતુર્વિંશતિ પ્રાસાદના કામનું નિરક્ષણ કરી રહ્યાં છે.



ભરત પ્રિન્ટરી, પાલિતાણા

# આભાર દર્શન

## નીચેના ગ્રંથોની લીધેલ સહાય બદલ ગ્રંથ સંપાદકોનો આભાર

| | |
|---|---|
| ૧ રાજવલ્લભ | ૧૧ વાસ્તુશાંતિ |
| ૨ શિલ્પદિપક | ૧૨ બાલબોધજ્યોતિષ |
| ૩ જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ | ૧૩ ક્ષીરાર્ણવ |
| ૪ શિલ્પરત્નાકર | ૧૪ સમરાંગણ સૂત્રધાર |
| ૫ અપરાજિત્તપૃચ્છા | ૧૫ અગ્નિપુરાણ |
| ૬ વાસ્તુસાર પ્રકરણ | ૧૬ મુહૂર્તમાર્તંડ |
| ૭ પ્રાસાદમંડન | ૧૭ મુહૂર્ત ચિંતામણી |
| ૮ કશ્યપશિલ્પ | ૧૮ વાસ્તુરત્નાકર |
| ૯ કલ્યાણકલિકા | ૧૯ નિર્વાણકલિકા |
| ૧૦ વાસ્તુપ્રતિષ્ઠા | ૨૦ પ્રાસાદતિલક |

ઉપરના ગ્રંથોની સહાય લેવા બદલ સંપાદકોનો હું ઋણી છું અને આભાર માનું છું. આ ગ્રંથનું શુદ્ધિકરણ તથા પ્રૂફ જોવા માટે સાહિત્યાચાર્ય, જ્યોતિષતીર્થ શ્રી બાલકૃષ્ણ નર્મદાશંકર બધેકાજીનો પણ હું ઋણી છું અને તેમનો આભાર માનું છું

આ પુસ્તકના સુંદર છાપકામ માટે ભરત પ્રિન્ટરીના માલીક કાંતિલાલ ડી. શાહ તથા તેમના સુપુત્રો કિરીટકુમાર કે. શાહ અને ભરતકુમાર કે. શાહનો પણ આભાર માનું છું

## સંપાદકના ગ્રંથાલયમાં સંગ્રહિત શિલ્પ–પુરાણો આદિ ગ્રંથોની નોંધ.

### હસ્ત લેખીત

| | |
|---|---|
| ૧ રાજવલ્લભ | ૪ દેવતા મૂર્તિપ્રકરણ. |
| ૨ પ્રાસાદ મંડન. | ૫ નિર્દોષ વાસ્તુ. |
| ૩ રૂપ મંડન | ૬ ક્ષીરાર્ણવ |

### પ્રકાશિત ગ્રંથો.

| | |
|---|---|
| ૧ શિલ્પ રત્નાકર | ૮ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૨ |
| ૨ રાજવલ્લભ | ૯ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૩ |
| ૩ જ્ઞાન પ્રકાશ દીપાર્ણવ | ૧૦ વાસ્તુ સાર પ્રકરણ |
| ૪ ક્ષીરાર્ણવ | ૧૧ અપરાજિત પૃચ્છા |
| ૫ પ્રાસાદ મંડન હિંદી | ૧૨ શિલ્પ દિપક |
| ૬ પ્રાસાદ મંડન ગુજરાતી | ૧૩ દેવતા મૂર્તિપ્રકરણ |
| ૭ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૧ | ૧૪ રૂપ મંડન |

૧૫ વૈખાન સાગમ
૧૬ વિષ્ણુ સંહિતા
૧૭ તત્વનિધિ
૧૮ શિલ્પ શાસ્ત્ર
૧૯ સાહિત્ય સંમેલન
૨૦ નૃત્ય ભારતી
૨૧ નૃત્ય મંજરી
૨૨ વિષ્ણુ ધર્મોત્તરપુરાણ
૨૩ પરિમાણ મંજરી
૨૪ કશ્યપ શિલ્પ
૨૫ શિલ્પરત્ન
૨૬ પ્રાસાદ મંડન રાજવલ્લભ
૨૭ ગૃહ વિધાન
૨૮ પ્રશ્નોતર રત્નચિંતામણી
૨૯ વાસ્તુ વિદ્યા
૩૦ ઈશાન દેવ ગુરૂ પદ્ધતિ
૩૧ કેશરાદિ પ્રાસાદ
૩૨ ભારતીય શિલ્પ સ્થાપત્ય
૩૩ મંડન કુંડ સિદ્ધિ
૩૪ અખિલ શ્રેયાર્થ ચિંતામણી
૩૫ કલ્યાણ કલિકા ભા. ૧
૩૬ કલ્યાણ કલિકા ભા. ૨
૩૭ લઘુ શિલ્પ આયતત્ત્વ
૩૮ ભારતીય મૂર્તિ કલા
૩૯ સુલભ વાસ્તુ શાસ્ત્ર
૪૦ કલા ચિંતન
૪૧ વાસ્તુ રાજવલ્લભ
૪૨ વાસ્તુ મુક્તાવલી
૪૩ શિલ્પ ચિંતામણી
૪૪ વાસ્તુ પ્રતિષ્ઠા સંગ્રહ
૪૫ પ્રાસાદ મંડન સંસ્કૃત
૪૬ પ્રતિમા લક્ષણ
૪૭ વાસ્તુ સારિણી
૪૮ વાસ્તુ રત્નાકર
૪૯ શિલ્પ ચિંતામણી ભા. ૧ થી ૫.
૫૦ વિશ્વકર્મા શિલ્પ શાસ્ત્ર
૫૧ ભારતીય વાસ્તુ કલા
૫૨ ઇમારત બાંધકામ
૫૩ વાસ્તુ વિદ્યા
૫૪ વિશ્વકર્મા વિદ્યા પ્રકાશ
૫૫ પરિકર સમિક્ષા
૫૬ કચ્છનું સંસ્કૃતિ દર્શન
૫૭ અમદાવાદ સર્વ સંગ્રહ
૫૮ મૂર્તિ પૂજા
૫૯ જાતકાલંકાર
૬૦ બૃહદ ધારણા યંત્ર
૬૧ મુહૂર્ત ચિંતામણી
૬૨ મુહૂર્ત માર્તંડ
૬૩ આરંભ સિદ્ધિ
૬૪ દિન શુદ્ધિ દીપિકા
૬૫ વેધ વાસ્તુ
૬૬ પ્રાસાદ તિલક
૬૭ દુર્ગ વિધાન
૬૮ ભારતીય શિલ્પ સંહિતા
૬૯ અગ્નિ પુરાણ સંસ્કૃત
૭૦ અગ્નિ પુરાણ ગુજરાતી
૭૧ વિષ્ણુ પુરાણ
૭૨ બ્રહ્મ પુરાણ ભા. ૧.
૭૩ બ્રહ્મ પુરાણ ભા. ૨.
૭૪ બ્રહ્માંડ પુરાણ ભા. ૧
૭૫ બ્રહ્માંડ પુરાણ ભા. ૨
૭૬ મત્સ્ય પુરાણ ભા. ૧
૭૭ મત્સ્ય પુરાણ ભા. ૨
૭૮ પદ્મ પુરાણ
૭૯ નારદ પુરાણ
૮૦ ગરૂડ પુરાણ ભા. ૧

# નિવેદન

સાંસ્કૃતિક ઇતિહાસના અનુશીલનમાં શિલ્પ સ્થાપત્ય વાસ્તુ વિદ્યા, ગૃહ પ્રાસાદ, મૂર્તિવિધાન વિગેરેનો અભ્યાસ આવશ્યક છે. શિલ્પના અનેક ગ્રંથો બહાર પડયા છે. પણ સરળ અને કડીબંધ શૈલી હોય તો સામન્યમાં સામન્ય કાર્યરત સમજી શકે. અને તેનો સરળ રીતે ઉપયોગ કરી શકે. તે માટે આ શિલ્પસ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ નામનો શિલ્પગ્રંથ બહાર પાડવાની કલ્પના મારા દીલમાં થઈ અને તેને મૂર્તરૂપ આપી આપની પાસે સહર્ષ રજુ કરૂં છું. આપ સદ્ઉપયોગ કરશો અને વિશેષ માણસો લાભ લેશે તો મારો પરિશ્રમ યથાર્થ ગણાશે. આપ દોષો નહિ જોતાં ગુણ ગ્રાહી બની સારાંશ ગ્રહણ કરશો એવી અભિલાશા.

## શિલ્પસ્મૃતિ વાસ્તુ વિદ્યાયામના અધ્યાયો.

**પ્રથમ અધ્યાય ભૂમિપરીક્ષા :–** શુભાશુભ ભૂમિ, પ્લવભૂમિ, જીવીત મૃતભુમિ, બીજી અનેક રીતે ભૂમિ પરીક્ષા શલ્યશોધન વિગેરે.

**અધ્યાય બીજો હસ્તપ્રમાણ :–** હસ્તની ઉત્પત્તિ, રજરેણુથી જવ અને અંગુલ પ્રમાણ, જેષ્ટ, મધ્ય અને કનિષ્ટ હસ્ત પ્રમાણ, જેષ્ટ, મધ્ય અને કનિષ્ટ હસ્તનો ઉપયોગ કયાં કયાં કરવો. હસ્તના દેવો, હસ્તપૂજન, પૂજન પછી હસ્ત ગ્રહણ વિધિ.

**અધ્યાય ત્રીજો વાસ્તુ પદાધિકાર:–** વાસ્તુપુરૂષની ઉત્પત્તિ, તેના પદો એકથી સહસ્ત્ર પદ સુધીનાં ૧૧ વાસ્તુપદ વિભાગ કયાં કયાં અને કયા પદથી વાસ્તુનું પૂજન કરવું.

**અધ્યાય ચોથો વાસ્તુ પૂજનવિધિ :–** ગણેશ પૂજન, વાસ્તુના ૪૫ દેવો તથા બહાર દિશાના આઠ દેવોનું વિધિ સહિત પૂજન, બલી આદિથી વાસ્તુ શાંતિ પ્રયોગ, ગૃહારંભ મુહૂર્ત, ખનન મુહૂર્તો, દિશા નિર્ણય આદિ વિષયો ખુબ છણાવટથી જણાવેલ છે.

**અધ્યાય પાંચમો સૂત્રારંભ :–** કીલક રોપણ વિધિ, ભૂપૂજન, ખનન આદિ વિષયો સમજી શકાય તે રીતે પૂજનવિધિ સહિત આપેલ છે.

**અધ્યાય છઠ્ઠો શિલાન્યાસ :–** ગૃહારંભ શિલાન્યાસ વિધિ, પ્રાસાદ, નંદા આદિ શિલા, દિશા નિર્ણય વિગેરે વિધિ વિધાન સહિત આપેલ છે.

**અધ્યાય સાતમો આયતત્ત્વાધિકાર :–** આય, નક્ષત્ર, ગણચંદ્ર, આ રીતે ૨૧ અંગોની ગણત્રી અને ફલાધિશ.

# ક્ષ મા પ ના....

શિલ્પસ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ પૂર્વાર્ધ આપની સેવામાં રજુ કરૂં છું. તેમાં અનેક ત્રુટી તથા ભૂલો હશે તે બદલ આપ સૂચના કરશો, તો બીજી આવૃતિમાં સુધારવામાં આવશે. આપ ગુણ ગ્રાહી બની અવગુણ સામું ન જોતાં હંસવૃતી રાખશો સજ્જન-જનો સારી વસ્તુને સત્કારે છે જેમ શંકર ચંદ્રને શીર પર ધારણ કરે છે અને રાહુ તેનો ગ્રાસ કરે છે.

ભારતીય શિલ્પ–વાસ્તુશાસ્ત્ર ભારતી–વાસ્તુ–કલાના મુકુટમણિ નહિ પણ સર્વસ્વ છે. ભારતીય સ્થાપત્યની મૂર્તિમંત વિભૂતિ દેવ પ્રાસાદો છે. પ્રાસાદ રચના જગતી–વેદીથી પ્રારંભ થઇ શિખર શિખાસુધી સમાપ્ત થાય છે.

માનવ સભ્યતાના વિકાસ આધ્યાત્મિક આદિદૈવિક અને બૌદ્ધિક, માનસિક તથા કાલ્પનિક આદિ વિભિન્ન સાંસ્કૃતિક પ્રગતિઓમાં વાસ્તુ કલાત્મક કૃતિયો એક પ્રકારની સર્વાતિ-શાઈની સ્મૃતિઓ છે. આકૃતિયો ઈષ્ટકા, પાષાણ આદિ ચિર સ્થાયી દ્રવ્યોથી આવદ્ધ બની યુગ–યુગ સુધી સાંસ્કૃતિક વિકાસના પરમ નિદર્શન નહિ પણ પ્રસ્તુત કરે છે. વરન્ પ્રાચીનશ સાંસ્કૃતિક વૈભવના પ્રત્યક્ષ ઇતિહાસ ઉપસ્તિ કરે છે. પ્રત્યક્ષ દેશ અને જાતિની વાસ્તુ કૃતિઓમાં તે દેશીય અને તે જાતિય વિશેષતાની છાપ રહે છે.

ભારતીય વાસ્તુ કલાની સર્વ પ્રમુખ વિશેષતા તેની આધ્યાત્મ નિષ્ઠા છે. આપણી વાસ્તુ કલા વિશેષે કરી મંદિર નિર્માણમાં પ્રણમી વૃદ્ધિગત થઇ મંદિરના ઉત્તુંગ શિખર સમાન થઈ. આ આધારભૂત અધ્યવસાય–પ્રયોજન ભારતીય જન–સમાજની ધાર્મિક ચેતના અને વિશ્વાસના મૂર્ત સ્વરૂપ પ્રદાન કરે છે, પ્રતીકત્થની કલ્પન નથી. આ દેશના દર્શન એ પૂરાણમાં પ્રતિષ્ઠાપિત તત્વોના રહસ્યો નિમિત્તે છે. મંદિરના નિર્માણમાં જન–સમાજના ધાર્મિક ઉપચેતનાથી મળતી નિષ્ઠામાં દેવમિલનની ભાવના સર્વે પ્રધાન છે.

મંદિરના પીઠ, કલેવર અને ઉત્તંગ શિખર આકાર, વિસ્તાર તથા ઉપસંહાર એ ઈશ્વરી ભાવનાનુ પ્રતિક છે. મંદિરોના મંડપો અલંકૃત પૂજા–ગૃહો નિર્માણની એ ભાવના સર્વદા જાગૃત રહે અને વૃદ્ધિગત બનતી રહે. પ્રાસાદ–વાસ્તુની રૂપરેખામાં હોતો તત્વ વિચિત્ર છે. પ્રાસાદના ઉત્તંગ શિખર દેવત્વની ખોજ માનવ પ્રયાસના પ્રતિક છે. માન-વમાં દેવત્વનો વિકાસ સ્થાપિત કરે છે. હિંદુ સ્થાપત્યના સર્વપ્રાસાદ સર્વાંગી દષ્ટિકોણથી અતિરિક એક ધાર્મિક વ્યવહારિક દષ્ટિકોણ પણ છે. જન ધર્મની આસ્થાના પરિવાચક અને પરંપરા પુરાણોની પુણ્ય ભૂમિપર પલ્લવિત છે. મંદિર નિર્માણવાળી કૂપ અને તડા-ગાદિ સમાન પૂર્ત–ધર્મની સંસ્થા છે. વ્યવહારિક રૂપમાં પરોપકારાર્થ પણ ધર્માર્થે સમીક્ષા છે. પ્રાયઃ સર્વ ધર્માચાર્યોએ પરોપકારાર્થે નિર્મિત પ્રાસાદ તડાગાદિનો મહિમા ગાયો છે.

# સંપાદકનો પરિચય

સંવત ૧૯૬૫ના માર્ગશિર્ષ શુક્લ ૧ ભોમવારે જન્મ થયો પિતાશ્રી ચુનીલાલ વેલજી કશ્યપ ગોત્ર સોમપુરા બ્રાહ્મણ જ્ઞાતિ.

શિલ્પ સ્થાપત્ય એ પરંપરાગત ઉતરતો આવેલ વારસો છે. જશકરણ એ અમારા પ્રપિતામહ જેમણે શત્રુંજય ઉપર ઉત્તંગ શિખરથી શોભી રહેલ ચૌમુખ પ્રાસાદની રચના કરી અને ૧૮૯૨માં સંપૂર્ણ કર્યું, અમારા પિતામહ વેલજી જેણે અનેક પ્રાસાદોની રચના કરી તેમાં પાલીતાણા શહેરમાં દિગંમ્બર મંદિર, બોટાદ પાસે ગઢડા, પાળી આદ, બળાઉ જૈનમંદિર આદિ. વેરાવળ પાસે જૈન પ્રાસાદ રચના, શામળાજી જીર્ણોદ્ધાર, કુંડલા પાસે ગાધકડા જૈન મંદિર ભાવનગર પાસે વરતેજ જૈન દેરાસર આટલી માહિતી તો મળે છે. પિતાજી ચુનીલાલ જેમણે કચ્છ વાગડમાં પ્લાસવા ફતેગઢ, બેલા સૌરાષ્ટ્રમાં ઝીંઝુવાડા, દસાડા, માંડલ, પાટડી આદિ કામોના જીર્ણોદ્ધાર કર્યો આ સિવાય બીજા અનેક કામો કરેલ.

ગુજરાતી ચાર ધોરણ અભ્યાસ કર્યા પછી કૌટુમ્બીક સંજોગોને લઇ શિલ્પ કામમાં જોડાવાની જરૂર પડી. ધંધાદારી પ્રેકટીકલ જ્ઞાન, સાથે શિલ્પગ્રંથોનો ૧૫ વર્ષે અભ્યાસ શરૂ કર્યો અને ૧૮ વર્ષની વયે સ્વતંત્ર બીલ્ડીંગ કોન્ટ્રાકટના કામ શરૂ કર્યાં પાલીતાણામાં જુનું શ્રાવિકાશ્રમ જે હાલ સમરથ ભુવન કહેવાય છે. ચાંદ ભુવન, ખુશાલ ભુવન, દિગંમ્બર ધર્મશાળા, બોજાની મસ્જીદ આદિ બીલ્ડીંગ વર્ક કર્યા. રાજ્યમહેલ, હવા-મહેલમાં કેટલુંક કામ કર્યું આ ગામમાં બીલ્ડીંગના કામો ઘણા કર્યા અને પછી પ્રાસાદો બાંધવાનું કામ શરૂં કર્યું નીચે મુજબ આજ સુધી પ્રાસાદ સ્થાત્યના કામો અને જીર્ણો-દ્ધારોના કામો કર્યા તેની નોંધ

## નૂતન પ્રાસાદ શિલ્પ સ્થાપત્યો

### શિલ્પાચાર્ય નંદલાલ ચુનીલાલ સોમપુરા.

| | | |
|---|---|---|
| ૧ | દાહોદ જૈન દેરાસર | ( ઉત્તર ગુજરાત ) |
| ૨ | ડીબડા શિવાલય | ( ઉત્તર ગુજરાત ) |
| ૩ | કદમગિરિ પૂર્વતરફનો પ્રાસાદ | ( ભાવનગર જીલ્લો ) |
| ૪ | જિનદત્તસૂરીશ્વરજી મંડપ | ( પાલીતાણા બાબુનીટુંક ) |
| ૫ | કોપાચંદજી મહારાજ સ્મારક | પાલીતાણા |
| ૬ | મોતીલાલ ન્હાલચંદ દેરાસર | પાલીતાણા મોતીશાટુંક શત્રુંજય |
| ૭ | શ્રાવિકાશ્રમ જૈન દેરાસર ( જુનું ) | પાલીતાણા |

| | | |
|---|---|---|
| ૮ | નરશી કેશવજી જૈન દેરાસર | પાલીતાણા |
| ૯ | રામદાસ સ્વામી મંદિર | પાલીતાણા |
| ૧૦ | ખોદડીયા મહારાજ મંદિર | પાલીતાણા |
| ૧૧ | હનુમાન મંદિર | પાલીતાણા |
| ૧૨ | પુંડરીકસ્વામી જૈન મંદિર | અમરેલી |
| ૧૩ | સાવરકુંડલા જૈન મંદિર | સાવરકુંડલા |
| ૧૪ | બહારકોટ મહાવીર સ્વામી જૈન દેરાસર | વેરાવલ. |
| ૧૫ | સીમંધરસ્વામી દિગમ્બર જૈન દેરાસર | સોનગઢ |
| ૧૬ | સમવસરણ દિગમ્બર જૈન દેરાસર | સોનગઢ |
| ૧૭ | સંન્યાસ આશ્રમ શિવાલય લક્ષ્મીનારાયણ અને જગદ્‌ગુરૂ શંકરાચાર્ય મંદિર | વિલેપાર્લે (વેસ્ટ) મુંબઈ |
| ૧૮ | ઘેલા સોમનાથ મહાદેવ પ્રાસાદ | જસદણ સ્ટેટ |
| ૧૯ | શ્રી શાન્તિનાથ જૈન દેરાસર | વઢવાણ સીટી |
| ૨૦ | શ્રી શિતળનાથ જૈન દેરાસર | વઢવાણ સીટી |
| ૨૧ | હલરા જૈન દેરાસર | હલરા ( કચ્છ વાગડ ) |
| ૨૨ | અલીયાબાડા જૈન દેરાસર | જામનગર |
| ૨૩ | પાનેલી જૈન દેરાસર | પોરબંદર |
| ૨૪ | બોટાદ જૈન દેરાસર | બોટાદ |
| ૨૫ | શ્રી પાર્શ્વનાથજી જૈન દેરાસર | સદર રાજકોટ |
| ૨૬ | શ્રી યશોવિજયજી સ્મારક મંદિર | ડભોઈ |
| ૨૭ | ચોવીશ જીનાલય (વાસુપૂજ્યસ્વામી) | સુરેન્દ્રનગર |
| ૨૮ | મંડપ પટ્ટ દર્શન મંદિર | સુરેન્દ્રનગર |
| ૨૯ | મહેતાપોળ નેમનાથ પ્રાસાદ | વડોદરા |
| ૩૦ | લલીયાણા જૈન દેરાસર | ( કચ્છ વાગડ ) |
| ૩૧ | જંગી જૈન દેરાસર | ( કચ્છ, વાગડ ) |
| ૩૨ | આબુ શ્રી શાન્તિસૂરીશ્વર ગુરૂ મંદિર | ( રાજસ્થાન ) |
| ૩૩ | બલદાણા જૈન દેરાસર | ( સુરેન્દ્રનગર જીલ્લો ) |
| ૩૪ | પુરૂષોતમ સુરચંદ જૈન દેરાસર | ( કાંદિવલી મુંબઈ ) |
| ૩૫ | થાણાદેવળી જૈન દેરાસર | સોરઠ |

| | | |
|---|---|---|
| ૩૬ | મોરબી ચક્રેશ્વરી મંદિર | મોરબી |
| ૩૭ | સમવસરણ પટ્ટ દર્શન મંડપ | મોરબી |
| ૩૮ | ટંકારા માણીભદ્ર મંદિર | ટંકારા ( મોરબી ) |
| ૩૯ | જૈન દેરાસર–ખાખરેચી | ( મોરબી ) |
| ૪૦ | લાડોલ જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૪૧ | લાડોલ વીર મંદિર | ઉ. ગુજરાત |
| ૪૨ | ઝરીયા નં. ૪. જૈન દેરાસર | બિહાર |
| ૪૩ | બેરમા જૈન દેરાસર | બિહાર |
| ૪૪ | કત્રાસ જૈન દેરાસર | બિહાર |
| ૪૫ | ધ્રાંગધ્રા પાર્શ્વનાથજી જૈન દેરાસર | સુરેન્દ્રનગર |
| ૪૬ | સીમંધર સ્વામી દિગમ્બર મંદિર | વઢવાણ |
| ૪૭ | ,, ,, ,, ,, | સુરેન્દ્રનગર |
| ૪૮ | ,, ,, ,, ,, | રાણપુર |
| ૪૯ | ,, ,, ,, ,, | વીંછીયા |
| ૫૦ | ,, ,, ,, ,, | લાઠી |
| ૫૧ | છાણી મહાવીરસ્વામી જૈન દેરસર | ( જી. વડોદરા ) |
| ૫૨ | દહેજ જૈન દેરાસર | ( જી. ભરૂચ ) |
| ૫૩ | ધંધુકા જૈન દેરાસર | ( જી. અમદાવાદ ) |
| ૫૪ | પુરૂષોતમ સુરચંદ બોર્ડિંગ જૈન દેરાસર | ધ્રાંગધ્રા |
| ૫૫ | વાસુપૂજ્ય સ્વામી જૈન દેરાસર | અંજાર ( કચ્છ ) |
| ૫૬ | શ્રી શાન્તિનાથ પ્રભુ જૈન દેરાસર | અંજાર ( કચ્છ ) |
| ૫૭ | શ્રી નોંઘણવદર જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૫૮ | સઈ જૈન દેરાસર | કચ્છ–વાગડ |
| ૫૯ | ગ્રાપાદર જૈન દેરાસર | કચ્છ |
| ૬૦ | ભચાઉ જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૬૧ | ઝમરા જૈન દેરાસર | ( કચ્છ તા. મુંદ્રા ) |
| ૬૨ | ડારવણ જૈન દેરાસર | જી. વડોદરા |
| ૬૩ | શ્રી ચિંતામણિપાર્શ્વનાથ જૈન દેરાસર | ગોરેગાંવ ( મુંબઈ ) |

| | | |
|---|---|---|
| ૬૪ | જવાહરનગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૫ | ઇન્દિરા નગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૬ | વિવેકાનંદ નગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૭ | કેદારનાથ શિવાલય | ભમોદરા ( તા. કુંડલા ) |
| ૬૮ | સમવસરણ મંડપ ધોબીપોળ | વઢવાણ |
| ૬૯ | શ્રી સ્વામીનારાયણ મંદિર મહંતશ્રીજી ગુરૂ મંદિર | વઢવાણ |
| ૭૦ | મઢડા જૈન દેરાસર | ( જી. ભાવનગર ) |
| ૭૧ | ભદ્રેશ્વર જિતવિજયજી ગુરૂ મંદિર | કચ્છ |
| ૭૨ | ચેમ્બુર શ્રી ઋષભદેવ પ્રભુ જૈન દેરાસર | મુંબઈ |
| ૭૩ | વરલી જૈન દેરાસર | મુંબઈ |
| ૭૪ | બોરીવલી જૈન દેરાસર | મુંબઈ |
| ૭૫ | કનકસૂરીશ્વરજી ગુરૂ મંદિર | ભચાઉ ( કચ્છ વાગડ ) |
| ૭૬ | લાખેણી જૈન દેરાસર | ( જી. ભાવનગર ) |
| ૭૭ | મોરબી શક્તિ પ્લોટ જૈન દેરાસર | મોરબી |
| ૭૮ | માધાપર જૈન દેરાસર | ( કચ્છ ) |
| ૭૯ | ઇડર શ્રી લબ્ધિસૂરીશ્વરજી ગુરૂ મંદિર | સાબરકાંઠા |
| ૮૦ | પોશીના ગુરૂ મંદિર | સાબરકાંઠા |
| ૮૧ | શ્રી વડાલી ચોવીશ જિનાલય | સાબરકાંઠા |
| ૮૨ | પત્રી સમવસરણ મંદિર | કચ્છ |
| ૮૩ | શ્રી કેસરીયાજી મહામેઘનાદ પ્રાસાદ | પાલીતાણા |
| ૮૪ | હણોલ જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૮૫ | સુદામડા ચૌમુખ જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૮૬ | શ્રી મુનિસુવ્રતસ્વામી મહારાષ્ટ્ર ભૂષણ મેઘનાદ મંડપ ભવ્ય જિનાલય | ઘાટકોપર |
| ૮૭ | સંઘાણી જૈન દેરાસર | ઘાટકોપર |
| ૮૮ | વાંદરા જૈન દેરાસર | મુંબઈ |
| ૮૯ | ઘોલવડ જૈન દેરાસર | મહારાષ્ટ્ર |
| ૯૦ | દહીસર શાન્તિનાથજી જૈન દેરાસર | મુંબઈ |
| ૯૧ | પુરુષોત્તમપાર્ક જૈન દેરાસર | બોરીવલી મુંબઈ |

| | |
|---|---|
| ૯૨ નિઝામાબાદ જૈન દેરાસર | આંધ્રપ્રદેશ |
| ૯૩ ચુનડી જૈન દેરાસર | કચ્છ |
| ૯૪ ભુજપુર જૈન દેરાસર | કચ્છ |
| ૯૫ રતાડીયા અંબાજી મંદિર | કચ્છ |
| ૯૬ જંગી જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૯૭ પરોલી જૈન દેરાસર | જી. પંચમહાલ |
| ૯૮ ગુરૂ મંદિર | ખંભાત |
| ૯૯ કદમ અમૃત જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૦૦ અંધેરી કાન્તિનગર જૈન દેરાસર | મુંબઈ |
| ૧૦૧ વિશ્વકર્મા મંદિર તલાજા | જી ભાવનગર |
| ૧૦૨ મોટીવાવડી જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૧૦૩ દિહોર જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૧૦૪ શ્રી સિદ્ધાચલ શણગાર ટ્રેટીપાગ | પાલીતાણા |
| ૧૦૫ પવઈ જૈન દેરાસર | મુંબઈ |
| ૧૦૬ કાંદિવલી ચોવીશ જિનાલય | મુંબઈ |
| ૧૦૭ આકોલા જૈન દેરાસર | મહારાષ્ટ્ર |
| ૧૦૮ શીતલનાથ જૈન દેરાસર | સુરત |



# પ્રાસાદ જીર્ણોદ્ધાર

શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરા પાલીતાણા

| | | |
|---|---|---|
| ૧ | પછેગામ શિવાલય | જી. ભાવનગર |
| ૨ | કુંભણ શિવાલય | ” |
| ૩ | દસાડા જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૪ | ઝીઝુંવાડા જૈન દેરાસર | ” |
| ૫ | શત્રુંજય શેઠ મોતીશાની ટુંક દેરી ૬ | પાલીતાણા |
| ૬ | શત્રુંજય દેવશી પુનશી દેરાસર ચૌમુખ ટુંક | પાલીતાણા |
| ૭ | શત્રુંજય ખરતરગચ્છ છત્રી ચૌમુખ ટુંક | પાલીતાણા |
| ૮ | તલાટી બાબુની ટુંક દેરીઓ ૨ | પાલીતાણા |
| ૯ | શત્રુંજય નરશી કેશવજી ટુંક દેરીઓ ૩ | પાલીતાણા |
| ૧૦ | શત્રુંજય કેશવજી નાયક ટુંક દેરીઓ ૪ | પાલીતાણા |
| ૧૧ | વિઠલાપર જૈન દેરાસરર | ઉ. ગુજરાત |
| ૧૨ | બોટાદ મહાવીરસ્વામી જૈન દેરાસર | બોટાદ |
| ૧૩ | વીંછીયા જૈન દેરાસર | જસદણ સ્ટેટ |
| ૧૪ | શત્રુંજય કપડવંજ જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૫ | શત્રુંજય દીગંમ્બર જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૬ | ગોડીજી જૈન દેરાસર ત્રીજે મજલે મંડપ | પાલીતાણા |
| ૧૭ | ગોંડલ જૈન દેરાસર | જી. રાજકોટ |
| ૧૮ | સરધાર જૈન દેરાસર | જી. રાજકોટ |
| ૧૯ | વાંઢીયા જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૨૦ | ભરૂડીયા ” | ” |
| ૨૧ | સણવા ” | ” |
| ૨૨ | રાપર ” | ” |
| ૨૩ | ગાગોદર ” | ” |

| | | |
|---|---|---|
| ૨૪ ફતેપર | જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૨૫ બેલા | ” | ” |
| ૨૬ ગેડી | ” | ” |
| ૨૭ કટારીયા | ” | ” |
| ૨૮ ભુટકીયા | ” | ” |
| ૨૯ લાકડીયા | ” | ” |
| ૩૦ ચોબારી | ” | ” |
| ૩૧ ચિત્રોડ | ” | ” |
| ૩૨ આધોઈ | ” | ” |
| ૩૩ પાટડી જૈન દેરાસર | | જી. સુરેન્દ્રનગર |
| ૩૪ જૈનાબાદ જૈન દેરાસર | | જી. સુરેન્દ્રનગર |
| ૩૫ આગલોડ સુમતિનાથ જૈન દેરાસર | | ઉ. ગુજરાત |
| ૩૬ આગલોડ પાર્શ્વનાથ જૈન દેરાસર | | ઉ. ગુજરાત |
| ૩૭ આગલોડ માણીભદ્રવીર જૈન દેરાસર | | ઉ. ગુજરાત |
| ૩૮ ચિંતામણી પાર્શ્વનાથ જૈન દેરાસર | | બહારકોટ વેરાવલ |
| ૩૯ માયલાકોટ જૈન દેરાસર પટદર્શન | | વેરાવલ |
| ૪૦ નેસડા રામજી મંદિર | | જી. ભાવનગર |
| ૪૧ નેસડા શિવાલય | | જી. ભાવનગર |
| ૪૨ મહાવીર સ્વામી જૈન દેરાસર | | વઢવાણ |
| ૪૩ પાર્શ્વનાથ જૈન દેરાસર | | વઢવાણ |
| ૪૪ આદિનાથ ચોવીશ જિનાલય | | વઢવાણ |
| ૪૫ મંજલ જૈન દેરાસર | | કચ્છ |
| ૪૬ આંગીઆ જૈન દેરાસર | | ” |
| ૪૭ માનકુવા જૈન દેરાસર | | કચ્છ |
| ૪૮ છાણી શીવાલય | | જી. વડોદરા |
| ૪૯ [illegible] જૈન દેરાસર | | જી. સુરેન્દ્રનગર |
| ૫૦ સુપાર્શ્વનાથ જૈન દેરાસર | | અંજાર કચ્છ |
| ૫૧ [illegible] મહાદેવ | | જી. ભરૂચ |
| ૫૨ [illegible] જૂનું જૈન દેરાસર | | જી. સુરેન્દ્રનગર |

૫૩ નાની વાવડી કૃષ્ણ મંદિર — તા. પાલીતાણા
૫૪ ભુરખીયા હનુમાન — જી. ભાવનગર
૫૫ હડમતીયા હનુમાન — તા. પાલીતાણા
૫૬ ગઢડા જૈન દેરાસર — જી. ભાવગનર
૫૭ બોટાદ મહાવીર સ્વામી જૈન દેરાસર શૃંગાર ચોકીયો દેશાઇનું દેરાસર પરામાં
૫૮ ગુંદાળા જૈન દેરાસર — કચ્છ
૫૯ વરાડીયા જૈન દેરાસર — કચ્છ
૬૦ દરીયાલાલજી મંદિર — અંજાર કચ્છ
૬૧ વડાલી અમીઝરા પાર્શ્વનાથ — સાબરકાંઠા
૬૨ ખેડબ્રહ્મા જૈન દેરાસર — સાબરકાંઠા
૬૩ સુદામડા જૈન દેરાસર — જી. સુરેન્દ્રનગર
૬૪ સુદામડા સમવસરણ મંડળ — જી. સુરેન્દ્રનગર
૬૫ લોઅર પરેલ જૈન દેરાસર — મુંબઈ
૬૬ જેસડા જૈન દેરાસર — કચ્છ વાગડ
૬૭ રામવાવ જૈન દેરાસર — ,,
૬૮ દોલતનગર જૈન દેરાસર શૃંગારચોકી ચૌમુખ દેરાસર મંડપ વિ. બોરીવલી મુંબઈ
૬૯ અંધેરી જૈન દેરાસર — વેસ્ટ મુંબઇ
૭૦ મલાડ દેવચંદનગર — મુંબઈ
૭૧ ધ્રાંગધ્રા આદીશ્વર પ્રભુ જૈન દેરાસર — ધ્રાંગધ્રા
૭૨ ,, સંભવનાથ પ્રભુ જૈન દેરાસર — ,,
૭૩ ,, સુમતિનાથ પ્રભુ જૈન દેરાસર — ,,
૭૪ ,, પાર્શ્વનાથ પ્રભુ જૈન દેરાસર — ,,
૭૫ અમીજરા પાર્શ્વનાથની દેરીઓનો જીર્ણોદ્ધાર — સાબરકાંઠા
૭૬ ઇડર જૈન દેરાસર — ,,
૭૭ લોડાઇ જૈન દેરાસર — કચ્છ
૭૮ ભુવડ જૈન દેરાસર — કચ્છ
૭૯ ટીકર (મુળી) જૈન દેરાસર — જી. સુરેન્દ્રનગર
૮૦ મોહનપુર જૈન દેરાસર — સાબરકાંઠા

| | |
|---|---|
| ૮૧ માટુંગા વાસુપૂજ્ય સ્વામી જૈન દેરાસર | મુંબઇ |
| ૮૨ મલ્લીનાથ પ્રભુ જૈન દેરાસર દાદાવાડી | પાલીતાણા |
| ૮૩ શત્રુંજય દિગમ્બર જૈન દેરાસર દેરીઓ | ,, |
| ૮૪ ભૂતેશ્વર મહાદેવ | ,, |
| ૮૫ નાગનાથ મહાદેવ | ,, |
| ૮૬ ભવાની માતા | ,, |
| ૮૭ ભીડભંજન મહાદેવ | ,, |
| ૮૮ સુદામડા ષટદર્શન મંડપમાં | સુદામડા |
| ૮૯ ગઢડા દેરાસર, શિખર મંદિર પુનઃ જીર્ણોદ્ધાર | ગઢડા |
| ૯૦ શાહપુર મંગળ પારેખનો ખાંચો જૈન દેરાસર | અમદાવાદ |
| ૯૧ લક્ષ્મીનારાયણ મંદિર | પાલીતાણા |
| ૯૨ વાંઢ જૈન દેરાસર | કચ્છ |
| ૯૩ મુંદ્રા ,, | ,, |
| ૯૪ ગોરેગાંવ જૈન દેરાસર | મુંબઈ |
| ૯૫ મહાવીર સ્વામી જૈન દેરાસર | બોટાદ |
| ૯૬ હીંગનઘાટ જૈન દેરાસર | મહારાષ્ટ્ર |

આચાર્ય હરિપ્રસાદ હરગોવિંદભાઇ સોમપુરા

# શ્રી ગુરુદેવ વિશ્વકર્મા

શ્રી વિશ્વકર્મા સ્થાપત્ય વાસ્તુકર્મના આદ્યસૂત્રધાર, દેવોના શિલ્પી અને આપણા પૂજ્ય ગુરુદેવ આપણે તેમના સંબંધી ઓછું જાણીએ છીએ, તેઓ કોણ ? અને તેમની ઉત્પત્તિ વિષે આપણે ખાસ જાણવાની આવશ્યતા છે.

## સૃષ્ટિ ઉત્પત્તિનું કારણ જગત પિતામહ બ્રહ્મા

સમસ્ત સૃષ્ટિ તેમનાથી ઉત્પન્ન થઇ છે. બ્રહ્માના જમણા અંગમાથી ધર્મની ઉત્પતિ થઈ. દક્ષ પ્રજાપતિને સાઠ કન્યાઓ ઉત્પન્ન થઇ. તેમાંથી ૧૦ ધર્મને આપી, તેમાં વસુ નામની કન્યામાથી આઠ પુત્રો થયા તે અષ્ટવસુ કહેવાયા ૧ આપ, ૨ ધ્રુવ ૩ સોમ, ૪ ધર, ૫ અનિલ, ૬ અનલ, ૭ પ્રત્યુષ, ૮ પ્રભાસ. એ આઠ વસુ કહેવાયા.

પ્રભાસવસુ અલકનંદાના કિનારે બદ્રિકાશ્રમ પાસે તપ કરી રહ્યા હતા. હાલ તે વસુધારા કહેવાય છે. ત્યાં બૃહસ્પતિની બહેન અને મહર્ષિ અંગીરાની પુત્રી યોગસિદ્ધા ઉત્તમ સ્ત્રી હતી. કામની શત્રુ હતી. અખંડ કૌમાર્યવૃત પાળવાના નિયમવાળી હતી. ક્યાંયે આશકત થયાં વગર આખા જગતમાં ફર્યા કરતી હતી. તે અહીં વસુધારાએ તપ કરતાં પ્રભાસવસુને જોઈ મુગ્ધ થઈ અને તેમની સેવામાં ત્યાં રોકાયાં. સમાધિમાંથી મુક્ત થતાં પ્રભાસવસુએ પૂછયું તમે કોણ છો ? અને અહિં આવવાનું પ્રયોજન ?

યોગસિદ્ધાએ પોતાના અંતરની વાત કહી. હું આપની જીવનપર્યંત સેવા કરવાની ઇચ્છા રાખું છું. આપ અંગિકાર કરશો. હું અંગિરાની પુત્રી અને દેવગુરૂ બૃહસ્પતીની બહેન છું. પ્રભાસવસુએ સહર્ષ સ્વિકાર કર્યો, તેમના બન્નેના યોગથી વિશ્વકર્માની ઉત્પત્તિ થઇ. તેમણે શિવ અને હયગ્રીવ પ્રભુ પાસેથી શિલ્પવિદ્યા ગ્રહણ કરી. પૂર્વે ઇંદ્રની દેવધાનીનગરી, દક્ષિણે યમની સંયમીનગરી, પશ્ચિમે વરૂણની વિભાવરી નગરી અને ઉત્તરે કુબેરની અલકાપુરી નગરી આદિની રચના કરી. બ્રહ્માના પુત્ર ૧ સ્વયભૂવમનુ આશ્વેતવરાહકલ્પના પ્રથમ મન્વંતરાધિપતિ મનુ હતા, તેમના પુત્ર ૨ ઉત્તાનપાદ તેમના ૩ ધ્રુવ તેમનાં ૪ શ્લિષ્ટિ તેમના ૫ રિપુ, ૬ ચાક્ષુસ, ૭ ઉરગ, ૮ અંગ, ૯ વેન ૧૦ પૃથુ પૃથુના જન્મ સાથે સ્વર્ગમાંથી આજગવ નામનું ધનુષ્ય પડયું.

પૃથુએ સૃષ્ટિ ઝાડો અને પહાડોથી આચ્છાદિત જોઈ તેણે આજગવ ધનુષ્ય ધારણ કરી ઝાડો અને પહાડોને નાશ કરવા માંડયો. આથી સૃષ્ટિ ગાયનું રૂપ ધારણ કરી બ્રહ્મલોકમાં બ્રહ્મા પાસે ગઈ. પૃથુ પણ બાણ સાથે બ્રહ્મા પાસે આવ્યાં. સૃષ્ટિદેવી પૃથુને જોઇ થરથરતી સૃષ્ટિએ બ્રહ્માને હકીકત કહી બ્રહ્માએ પૃથુને શાંત થવા કહ્યું અને હું દેવશિલ્પી વિશ્વકર્માને સૃષ્ટિ ઉપરની રચના કરવા મોકલું છું. તે યોગ્ય કરશે. પહાડો અને વૃક્ષોનો નાશ ન કર. વિશ્વકર્માએ આ સૃષ્ટિ પર આવી અનેક નગરો, ગામો, કર્વટો, પલ્લી આદિની રચના કરી. પૃથુ રાજાના નામ પરથી આ સૃષ્ટિનું નામ પૃથ્વી પડયું. પ્રજાને વસવાટ કરાવી આપવાથી પ્રજા રાજી થઈ તેથી પૃથુને રાજા એવું બિરૂદ આપ્યુ.

વિશ્વકર્માને ચાર પુત્ર જય, વિજય, સિદ્ધાર્થ અને અપરાજિત. વિશ્વકર્માએ ચારે પુત્રોને વાસ્તુ કર્મનો પ્રતિબોધ કર્યો. તે અનેક શિલ્પગ્રંથો તરીકે વિખ્યાત થયા. વિશ્વકર્માને સંજ્ઞા નામની પુત્રી હતી તે સૂર્યને આપેલ સંજ્ઞા (રાનાદે)થી વૈવસ્વતમનુ થયા તે અત્યારે ચાલતા ૭ મા મન્વંતરના અવતારના અધિપતિ છે. તેનાથી ઇક્ષ્વાકુ આદિ પુત્રોથી સૂર્યવંશ ચાલ્યો સૂર્યવંશની આદ્ય જનની સંજ્ઞા છે, તે વિશ્વકર્માની પુત્રી છે.

# શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્

## ઉત્તરાર્ધ

વિષયો : પ્રાસાદોત્પતિ, શિલાન્યાસ, પ્રાસાદનિરૂપણ, દ્વારલક્ષણ, મંડપવિધાન, સાન્ધારાદિપ્રાસાદ લક્ષણુ, જિન પ્રાસાદ નિરૂપણ, પરિકર વિધાન, યક્ષ યક્ષિણી સ્વરૂપ લક્ષણ વિષ્ણુયાતન, શિવયાતન, સુર્યાયાતન, દેવ-દેવિઓ સ્વરૂપ, લક્ષણ આદિ વિધાનો યુક્ત સચિત્ર ગ્રંથ થોડા ટાઇમમાં બહાર પડશે. કિંમત રૂા. ૫૦-૦૦ અગાવ ગ્રાહક થનારને માટે કિમત રૂા. ૩૫-૦૦

અગાઉ ગ્રાહક થનારના નામ પુસ્તકમાં છાપવામાં આવશે.

# ગૃહ નિરુપણુ વાસ્તુ વિદ્યાયામ્

વિષયો : ભૂપરિક્ષા, ખનન, કીલક રોપણ અને ફળ, શિલાન્યાસ, જ્યોતિષ્ય નિરૂપણ, ગૃહાદિ ફળો અને વેધ નિરૂપણ, વાસ્તુ પ્રવેશ વિધાન આદિ અનેક વિષયોથી પરિપૂર્ણ ગ્રંથનું છપાઇ કામ ચાલી રહ્યું છે. કિમત રૂા. ૨૫-૦૦

અગાઉ ગ્રાહક થનારને માટે કિંમત રૂા. ૨૦-૦૦

પ્રાપ્તિસ્થાનઃ-

નંદલાલ ચુનીલાલ સોમપુરા
૨૫ શિલ્પાયતન સર્વોદય સોસાયટી
પાલીતાણા



મહાત્માગાંધી મેમોરીયલ પ્લાન રાજઘાટ—દિલ્હી. એન. સી. સોમપુરા



ભરત પ્રિન્ટરી, પાલિતાણા

# શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્

## ( પૂર્વાર્ધ )

## વિષયાનુક્રમણિકા.

### પ્રથમોઽધ્યાય



### દ્વિતીયોઽધ્યાય



### તૃતીયોઽધ્યાય

*



શ્રી ઉદયેશ્વર માહાદેવ પ્રાસાદ દર્શન—ઉદેપુર [એન. સી. સોમપુરા]

શ્રી મુનિસુવ્રતસ્વામિને નમઃ

# પ્રાસાદ શિલ્પજ્ઞ શ્રી નંદલાલભાઈને

# સન્માન પત્ર

ધર્મ અને કલાના મહાપર્વના ટાંકણે જિનબિંબ–પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સંધ્યાએ આપશ્રીનું હાર્દિક અભિવાદન કરી સન્માન કરતાં અમે છસરા વાસીયો આનંદ અનુભવી રહ્યા છીએ.

પરંપરાગત શિલ્પ–સ્થાપત્યની કલાને સજીવ રાખનારા સોમપુરા કલાકાર પરિવારના આપ અમૂલ્ય રત્ન છો. જેમણે પોતાની આંતરિક સૂઝના બળે શિલ્પમાં સૌંદર્ય રેડી અનોખા સ્વરૂપને કંડારી આપી, શિલ્પવિધાનને સમૃદ્ધ બનાવ્યું છે. એવા કલા–જગતના આપ અગ્રણી છો.

આંખને ગમે અને ભક્તિભાવને સંતોષે એવા શિલ્પવિધાન અને મૂર્તિવિધાનના અણખૂટ ભંડાર સમા ( શ્રી ગિરિરાજ ) પાલિતાણાને આંગણે તમે ઉછર્યા ચારેકોર છવાયેલી અપ્રતિમ શિલ્પવિધાનની આભાએ તમને આકર્ષ્યા અને ફક્ત પંદર વર્ષની નાની વયે શિલ્પકલાને આત્મપ્રાસાદમાં સ્થાપિ, આપે જીવનની કેડી કંડારી, મોરીસ રેડમેન સ્પેવેક નામના સ્વિડિશ કલારસિકે સમગ્ર સોમપુરા પરિવારના કલાકારોને ચંદ્રશિલ્પિઓ તરીકે ઓળખાવ્યા છે.

પોતાની ફલકને વિસ્તારી માનવીય ચેતનાના અણઉકેલ્યા આવરણને ભેદી દૂર દૂર અવનિના આંગણાને ધરતીમાં જેમણે મૂર્તિમંત કર્યા છે, એવા કલાધરોએ કોઈ શાળા મહાશાળામાં શિલ્પશાસ્ત્રનું વ્યવસ્થિત જ્ઞાન નથી લીધું પણ પોતાની આંતરિક સુઝના બળે જીવનની અપાર અને પેલેપારના ગૂઢ તત્ત્વને તેમના શિલ્પ અને મૂર્તિવિધાનમાં કંડારી લીધા છે.

પ્રાસાદની સ્થાપના નક્ષત્ર, દેવાદિગણ અને ચંદ્રદિશાદિ એકવીશ અંગો મેળવવા પડે છે. અને શાસ્ત્રીય રીતે મેળવવા પડતા આ અંગો વગેરેને અનુલક્ષી આપે અમારા ગામને આંગણે દેવતાઓના પૂજનથી ઉત્પન્ન થયેલ નાગરજાતિમાં ઉદ્ભવેલા સર્વજિન વલ્લભ અને શાન્તિનાથ પ્રભુજીને વિશેષ વલ્લભ એવા શાંતિ પ્રાસાદની રચના કરી અમારા ગામને ધન્ય બનાવી આપ્યું છે. ( અનુસંધાન )

આજે પાંસઠ વર્ષની વયે આપ યુવાનોને શરમાવે એવા કાર્યરત રહ્યા છો પાંચ દાયકાના સતત વહેતા રહેલા કાર્યક્ષેત્રમાં આપે એકથી એક ચડે તેવાં લગભગ સત્તાણું જેટલા નવા જિનાલયો રચી આપ્યા છે. અને લગભગ નેવું જેટલા જિનાલયોનો જીર્ણોદ્ધાર કર્યો છે. આ ફક્ત સ્થુળ સંખ્યા જાણવાનો પ્રયત્ન નથી બલ્કે એની પાછળ રહ્યુ છે તમારા જીવનનું વાસ્તવિક દર્શન, જેમાં પ્રત્યેક ક્ષણે અનુભવ છે. નવોલય નવા તરંગો નવાક્ષેત્રો અને નવા સીમાડા આ બધું કાંઈ ઘડી બે ઘડીમાં નથી બન્યું. એની પાછળ છે પાંચ પાંચ દાયકાનો સ્વાનુભવ, ત્યાગ અને તપની અવિરત સાધના, પરિસ્થિતિને પહોંચી વળવાની ઉંડી કાર્યસૂઝ, સૌંદર્ય, મર્મજ્ઞતા, શાંત, હાસ્યભાવ, પ્રકૃત્તિ અને માનવો પ્રત્યેની જીવન શ્રદ્ધા, જેણે પ્રત્યેક ક્ષણે નવા નવા ઉન્મેષો ધારણ કરી આપ્યા છે અને જિનભક્તિમાં શ્રદ્ધા પ્રેરી છે.

નંદલાલભાઈએ એક ઉંડી સૂઝ કર્તવ્ય, શીલતા અને અનંત શ્રદ્ધાને સથવારે આ જિનપ્રાસાદના પાયામાં શિલાન્યાસથી સમાપ્તિ સુધીના સમયનો એક ઇતિહાસ સર્જી દીધો છે. પ્રત્યેક સમયે આપે નિસ્વાર્થ ભાવે અમને અમૂલ્ય સહકાર આપ્યો છે. મુક્તમને માર્ગદર્શન આપ્યું છે એ સહકારના પૂણ્ય બળે આજે અમે કચ્છને આંગણે પરમ તારક દેવાધિદેવશ્રીના પાંચે કલ્યાણકોને સબહુમાન પરમ હર્ષોલ્લાસથી ઉજવાતા અવસરના સહભાગી બની શકયા છીએ ધન્યતાની આ ઘડીઓ છસરાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઈ જશે.

આ મહામૂલા પ્રસંગે આપશ્રીનો હાર્દિક સત્કાર કરતાં અમે અત્યંત હર્ષ અનુભવીએ છીએ અને આપશ્રીએ કરેલા પ્રદાનોનું અભિવાદન કરી તેની ફલશ્રુતિ રૂપે યથોચિત્ત ગૌરવ કરવાની તક લઈએ છીએ.

લુપ્ત થતાં પ્રાચીન પરંપરાગત શિલ્પસ્થાપત્ય કલાના મહામૂલા વારસાને સંરક્ષી આપ તેનું જતન કરતાં રહો, દીર્ઘાયુ બની જીવનક્ષેત્રના નવા સીમાડાઓ સર કરતાં રહો અને સદાય ધર્મારાધનામાં પૂણ્ય સહાયક બની રહો એજ અભિલાષા સહ અમે વીરમીએ છીએ.

**અંજનશલાકા મહોત્સવ સમાસ તા. ૨૫-૫-૧૯૭૪**

| | |
|---|---|
| સમારંભ સ્થળઃ | લી૦ |
| **શ્રી મુનિસુવ્રતસ્વામી જિનાલય** | **શ્રી છસરા જૈન સંઘ વતી** |
| પટાંગણ | **રામજી ગણુપત પટેલ** પ્રમુખ |
| “ રાજગૃહીનગરી ” | **લાલજી તેજપાળ ગાલા** ઉપપ્રમુખ |
| **મું. છસરા** | **રતનશી નરશી ગંગર** મંત્રી |
| તા. મુંદ્રા-કચ્છ (ગુજરાત) | **દામજી હંસરાજ શેઠીયા** ” |

# અભિપ્રાયો



પૂજ્યપાદ ધર્મપ્રભાવક આચાર્યદેવ **શ્રી પ્રતાપસૂરીશ્વરજી** મહારાજ સાહેબ અને
પૂજ્યપાદ યુગદિવાકર આચાર્યદેવ **શ્રી ધર્મસૂરીશ્વરજી** મહારાજ સાહેબ

## આશીર્વાદ

ભારતના જૈનો અને હિન્દુઓના પ્રાચીન તેમજ અર્વાચીન ભવ્ય મંદિરો કળા કૌશલ્યની સમૃદ્ધિથી સમગ્ર વિશ્વમાં બેનમુન છે. રાજા–મહારાજા–મંત્રીશ્વરો અને શ્રીમંતોએ એ કળા કૌશલ્યની સમૃદ્ધિને સજીવન રાખવા ક્રોડો અને લાખોની સંપત્તિનો એ મંદિરો બંધાવવા પાછળ સદ્ઉપયોગ કરેલ છે. ઋષિ મુનિઓ તેમજ શિલ્પ સ્થાપત્યના વિષયમાં પ્રવિણ એવા અનેક સ્થપતિઓએ એ અંગે મોટા નાના અનેક ગ્રંથોનું સર્જન કરેલ છે. આબુ, દેલવાડા, રાણકપુર, તારંગાજીના જૈન મંદિરો અને સોમનાથ પાટણ, મોઢેરા, શામળાજી વગેરે સંખ્યાબંધ હિંદુ મંદિરો આ બાબતની આજે પણ સાક્ષી આપી રહ્યા છે.

વર્તમાનમાં પણ શિલ્પ સ્થાપત્યના વિષયમાં નિષ્ણાત અનેક શિલ્પશાસ્ત્રીઓ વિદ્યમાન છે. તેમની દેખરેખ નીચે સંખ્યાબંધ જૈન તેમજ હિંદુ મંદિરો પ્રાચીન શિલ્પ કળા કૌશલ્યની સ્મૃતિ સમાન તેવા લાખો અને કોડોના ખર્ચે બંધાઈ રહ્યા છે. એ ભારતની આસ્તિક પ્રજાની પ્રભુભક્તિ અને કળા કૌશલ્યના સંરક્ષણ સંવર્ધનના પ્રબળ પુરાવા છે, સોમપુરા જ્ઞાતિને કળા કૌશલ્યનું વરદાન મળ્યું હોય તેમ અનુભવ ઉપરથી અમોને સમજાય છે. આજે પણ શિલ્પશાસ્ત્ર સ્થાપત્યના સારા જાણકાર અનેક સોમપુરા–શિલ્પ શાસ્ત્રીઓ જે વિદ્યમાન છે, તેમાં આ ગ્રંથની સંકલના કરનાર શિલ્પશાસ્ત્રી **સોમપુરા નંદલાલ ચુનીલાલનુ** સ્થાન પ્રથમ પંક્તિમાં છે, તેમણે છેલ્લા ૨૫–૩૦ વર્ષોમાં કલા કૌશલ્યથી ભરપુર અનેક રમણીય ગગનચુંબિ શિખરોથી વિભૂષિત જૈન મંદિરો પોતાની દેખરેખ નીચે બંધાવ્યા છે.

ચેમ્બુરનો ભવ્ય જિનપ્રાસાદ, ઘાટકોપર મુનિસુવ્રતસ્વામી વિશાલ જિનપ્રાસાદ, પાલીતાણા કેસરીયાજી વીરપરંપરા મહાકાય ગગનચુંબી પ્રાસાદો વગેરે ભવ્યાતિભવ્ય સંખ્યાબંધ જિનમંદિરો શિલ્પ સ્થાપત્યના વિષયમાં તેમની વિશિષ્ટ કુશલતાના પ્રમાણ પત્રો છે.

શિલ્પશાસ્ત્રોના અનેકાનેક ગ્રંથોના વ્યવસ્થિત અભ્યાસના કારણે જિનમંદિરો અંગેનું તેમનું ગણિત ઘણું ચોક્કસ અને પ્રમાણ બદ્ધ હોય છે, વર્તમાન તેમજ હવે પછીના શિલ્પ શાસ્ત્રના અભ્યાસીઓ માટે અનેક ગ્રંથોની તારવણી રૂપે તૈયાર થયેલો તેમનો આ ગ્રંથ ઘણો ઉપયોગી થશે એમ અમોને પ્રબલ શ્રદ્ધા છે.

લિ૦

ગોડીજી જૈન ઉપાશ્રય
મુંબઇ

**વિજયપ્રતાપસૂરિ**
તથા
**વિજયધર્મસૂરિ**



## पूज्यपाद विजयदेवसूरीश्वर महाराजानाम् अमूल्योऽभिप्रायः ॥



પૂ. આ. શ્રી વિજયદેવસૂરિજી મ.



પૂ. ઉપા. શ્રી હેમચન્દ્રવિજય મ. સા.

पूर्वं विद्वत्प्रणीता या, शिल्पविद्या विराजते ।
तया कृतानि चैत्यानि, क्षेमं कुर्वन्ति तत्कृतः ॥ १ ॥

પૂર્વના વિદ્વાન પુરુષોએ રચેલી શિલ્પવિદ્યા શોભી રહી છે, તે શિલ્પવિદ્યાના નિયમ પ્રમાણે બનાવેલા મંદિરો તેના બનાવનારનું કલ્યાણ કરે છે. ૧.

संक्षिप्ता विततार्श्चैव, ग्रन्था शिल्पोपपादकाः ।
तज्ज्ञातायोजना ये च, ते शिल्प कुशला मताः ॥ २ ॥

શિલ્પવિદ્યાને બતાવનારા નાના-મોટા ઘણા ગ્રંથો અત્યારે વિદ્યમાન છે, તેને જાણનારા મનુષ્યો શિલ્પકુશલ શિલ્પી, કહેવાય છે. ૨.

नन्दलालाभिधः शिल्पी शिल्प विद्या विशारदः ।
स शिल्पकलया लब्ध–चन्द्रोज्ज्वलयशा इह ॥ ३ ॥

શ્રી નંદલાલભાઈ નામના શિલ્પી શિલ્પવિદ્યામાં નિપુણ છે, જેમણે શિલ્પકલાથી ચન્દ્રમાના જેવી ઉજ્જવલ કીર્તિ પ્રાપ્ત કરી છે. ૩.

नैक प्रासाद निर्माता, स शिल्पज्ञ शिरोमणिः ।
श्रीमत्केसरियाऽऽद्यार्ह–दिव्य मन्दिर कारकः ॥ ४ ॥

ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મહારાષ્ટ્ર અને રાજસ્થાન વિ. પ્રાન્તોમાં શિલ્પ શ્રેષ્ઠ એવા તેમણે શ્રી પાલિતાણામાં આવેલ અતિ ભવ્ય શ્રી કેસરિયાજી વીરપરંપરા પ્રાસાદ વગેરે અનેક મંદિરો બનાવ્યા છે. ૪.

शिल्पशास्त्राण्यनेकानि, पर्यालोच्याप्तसन्मतिः ।
शिल्प स्मृत्यभिधं ग्रन्थं सैवेमं समगृह्णीतवान् ॥ ५ ॥

શિલ્પ વિષયક અનેક શાસ્ત્રોના અવલોકનથી પ્રાપ્ત કરેલી વિશિષ્ટ બુદ્ધિવાળા તેમણે શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ નામના ગ્રંથમાં સંગ્રહ કર્યો છે. ૫.

शिल्पिनानेन चैत्याना–अष्टाधिकशतं कृतम् ।
पण्णवत्याश्च चैत्यानां समुद्धारः कृतो वरः ॥ ६ ॥

નંદલાલભાઈએ આજ સુધીમાં ૧૦૮ નૂતન જિન મંદિરોનું નિર્માણ કર્યું છે તથા ૯૬ પ્રાચીન જિન મંદિરોના જીર્ણોદ્ધાર કર્યો છે. ૬.

एतद् ग्रन्थ सदभ्यास–प्राप्त शिल्पित्व कौशलाः ।
कृत्वा चैत्यानि विधिवत् कुर्वन्तु जगतः शिवम् ॥ ७ ॥

આ ગ્રંથનો અભ્યાસ કરીને શિલ્પકળામાં કુશળ થયેલા એવા શિલ્પીઓ વિધિપૂર્વક મંદિરો બનાવીને જગતનું કલ્યાણ કરો. ૭.

- सूरीश्वरनिदेशतः उपा. हेमचन्द्रविजयो गणिः ।

કેસરીયાજી નગર–પાલીતાણા સૂરીશ્વરનિદેશત. ઉપા. હેમચંદ્રવિજયો ગણિ.
સં. ૨૦૩૨ અશ્વિની ૧



પ. પૂ. આચાર્યદેવેશ વિજયધર્મધુરંધરસૂરીશ્વરજી મ. સાહેબ

## આ શી ર્વા દ



આ. દેવ વિજયધર્મધુરંધરસૂરીશ્વરજી

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ ગ્રંથનુ નિર્માણ એક ભવ્ય મંદિરના નિર્માણ જેવું છે. આ ગ્રંથ આર્યાવર્તના આર્ય શિલ્પને પુષ્ટ કરવામાં પૂરક બનશે અને એ પણ આત્મધર્મને સહયોગ આપતું એક પરમ સાધન છે. એથી ઉત્પન્ન થતાં શ્રેયઃ પ્રાપ્ત કરવામા તમે અધિક અધિક ભાગ્યવંત બનો. પાલિતાણા તળેટી રોડ પર જયતળેટીની નિકટે **નંદલાલભાઇએ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન દેરાસરની પેઢીએ બધાવેલ શ્રી કેસરિયાજી વીરપરંપરા મહાપ્રાસાદનું** નિર્માણ કરેલ છે.

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજય-**અમૃતસૂરીશ્વરજી** મહારાજશ્રીના શુભ આશીર્વાદ અને ભવ્ય પ્રેરણાથી કાળજી પૂર્વક અને ઘણાજ અલ્પ સમયમા કશીપણ ગૂંચ વગર પ્રાચીન ભવ્ય મંદિરને યાદ કરાવે એવું જે કર્યું છે, તે નંદલાલભાઇને યશસ્વી બનાવે એવું નીવડયું છે. એજ પ્રમાણે આ ગ્રંથ પણ નીવડો.

આ. ધર્મધુરંધરસૂરિજી મ.

પાંજરાપોળ જૈન ઉપાશ્રય

અમદાવાદ

સં. ૨૦૩૩ માગશર સુદ ૧



પુજ્યપાદ તીર્થોદ્ધારક આચાર્યદેવેશ મંગલપ્રભસૂરીશ્વરજી મહારાજ સાહેબ

## આ શી ર્વા દ

આ. દેવ મંગલપ્રભસૂરીશ્વરજી મ.



ઘેટીપાગના ચતુર્વિંશતિ જીનેન્દ્ર પ્રાસાદનું નિર્માણ સોમપુરા નંદલાલભાઈએ ઘણીજ સુંદરતા અને ત્વરાથી કરેલ છે. ધન્યવાદ સાથે આશીર્વાદ હેતુ છે. શાસનદેવ સર્વ કલ્યાણ કરો. શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ સચસ્ત શિલ્પીઓને ઉપયોગી નીવડે તેવા શુભાશીર્વાદ.

સાંડેરાવ જીનેન્દ્રભવન
પાલિતાણા

આચાર્યદેવ
મંગલપ્રભસૂરિજી

પૂ. પા. અરિહંતસિદ્ધસૂરીશ્વરજી મહારાજ સાહેબ-

## આશીર્વાદ



પૂ. પા. અરિહંતસિદ્ધસૂરીશ્વરજી

નંદલાલભાઈ પાલિતાણા ઘેટીપગલા ચોવિશ જીનાલય પ્રાસાદનુ કામ રહ્યા કરી છે તેમા બાવીશો વર્ષના શ્રી આદિશ્વર પ્રભુજીનો મગલ પ્રવેશ કરાવેલ છે.

ગુરુદેવ મંગલપ્રભસૂરીશ્વરજીના આશિર્વાદથી નંદલાલભાઇ ચોવીશ જીનાલયનું કામ કરી રહ્યા છે તેઓ શિલ્પ શાસ્રના ઉડા અભ્યાસી છે. તેમણે રચેલ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ નામનો ગ્રથ મહાન છે. અને અનેક શિલ્પી જ્યોતિષ્યોને ઉપયોગી છે. તેનો લાભ દરેક લે તેવી શુભેચ્છા અને આશીર્વાદ

जयन्तु वीतरागाः

પ. પૂજ્ય સાહિત્ય કલારત્ન મુનિપ્રવર યશોવિજયજી મ. સાહેબે આપેલ–

# અ ભિ પ્રા ય

પ પૂ. યશોવિજયજી મહારાજ સાહેબ



વરસો અગાઉ ઉભડક પગે ટાંકણું લઈને પત્થરની ભીંત સમારતો એક શિલ્પી ભાવિમાં ભવ્ય નામના કાઢશે એની કલ્પના ક્યાંથી હોય !

એ શિલ્પી હતા ભાઈ શ્રી **નંદલાલ** જેને મે આ કંડારતા જોયા હતા.

વરસોની શિલ્પ-સ્થાપત્ય કલાની ખંત ભરી સાધના આજે તેમણે ગ્રંથ પ્રકાશન કરવા સુધીની તાકાત આપી એ એક આનંદની બાબત છે.

શાંત સ્વભાવ, ગંભીરતા, મીલનસાર પ્રકૃતિ વગેરે કારણે સર્વત્ર આદર અને પ્રેમના પાત્ર બનતા રહ્યા છે

સત્ય ખોજવાની તેમની પ્રકૃતિના કારણે કેટલાક નવાં સત્યોનાં દર્શન પણ કર્યા છે.

પ્રસ્તુત ગ્રન્થના પ્રારંભનો ભાગ જોઇને જ હું તો મુગ્ધ બની ગયો ૧૦૮ નવા શિલ્પ સ્થાપત્યોની જાણે હારમાળા ખડી કરી અને ૯૬ ના તો જીર્ણોદ્ધારો આ કઈ નાની સુની ઘટના નથી. ગૌરવ લઈ શકાય તેવી ઘટના શિલ્પી વર્ગમાં તેમનું કેવું અગ્રતાભર્યું સ્થાન તે સૂચવી જાય છે.

ભાઇશ્રી નંદલાલ આ ક્ષેત્રમાં વધુને વધુ શિખરો સર કરતા રહે અને ભારતની પ્રાચીન શિલ્પ કલા અવનવુ વૈવિધ્ય અને નવીજ કલ્પના બતાવવા સાથે શિલ્પ દ્વારા ધાર્મિક અને આધ્યાત્મિક દર્શન કરાવતા રહે.

લેખકની સુંદર પ્રસ્તાવના વાચવા જેવી છે.

જ્યોતિષ, શિલ્પ અને નાટકના ગ્રંથોને માટે શ્રાપ છે કે તેમા શુદ્ધ શ્લોકો હોતા જ નથી એટલે એ માટે શુ કહેવાનુ રહે પણ મુદ્રણની ભૂલો કે જોડણીની ભૂલો ક્ષમ્ય ઓછી ગણાય છે તો ભવિષ્યમાં ખ્યાલ રાખવો.

અંતમા તેઓ દીર્ઘાયુષિ બને જૈન સંઘની વધુ સેવા કરે એજ શુભેચ્છા.

આદિશ્વર પ્રભુ જૈન દેરાસર
વાલકેશ્વર, રીઝ રોડ–મુંબઇ
સં. ૨૦૩૨

મુનિ યશોવિજય
ના ધર્મલાભ

ન્યા. વ્યા. આ. તીર્થ શતાવધાની ગણિવર્ય શ્રી જયાનંદવિજયજી મહારાજે
અષ્ટક દ્વારા આપેલ-

# આ શી ર્વા દ



પૂ. ગણીવર્ય શ્રી જયાનંદવિજયજી મ. સા.

शिल्पशास्त्रऽनुसारेण, विधिना निर्मितानि च ।
मंदिराणि प्रकुर्वन्ति, कल्याणं सर्वदेहिनाम् ॥ १ ॥

શિલ્પ શાસ્ત્રાનુંસાર અને વિધિપૂર્વક નિર્માણ કરવામા આવેલ મંદિરો સર્વ આત્માઓ માટે કલ્યાણકર બને છે. ૧.

अतः शिल्पप्रबोधार्थं, शिल्पशास्त्रविशारदैः;
स्थपति नन्दलालैश्च, सोमपुराविभूषणैः ॥ २ ॥

આથી શિલ્પશાસ્ત્રના જ્ઞાન માટે શિલ્પશાસ્ત્રના વિશારદ અને સોમપુરા જ્ઞાતિના આભૂષણ રૂપ શિલ્પી નંદલાલભાઈએ. ૨.

स्वानेकवर्षसंप्राप्त, स्वनुभवप्रकाशकः
श्री शिल्प स्मृति वास्तु विद्यायाम्, सम्यग् ग्रन्थः सुयोजितः ॥ ३ ॥

પોતાના અનેક વર્ષોમા પ્રાપ્ત કરેલ શ્રેષ્ઠ અનુભવને પ્રકાશિત કરનાર "શ્રી શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યા" નામના ગ્રંથનું સારી રીતે આયોજન કર્યું છે. ૩.

ग्रन्थोऽयंशिल्पग्रन्थानां, मंडनं च मनोहरः ।
सरलः शोभनः सुष्ठुः, सर्वोपकारकारकः ॥ ४ ॥

આ ગ્રંથ શિલ્પશાસ્ત્રના મંડનરૂપ છે અને તેની રચના સરલ, શોભન, સુંદર અને સર્વને માટે ઉપકારક છે. ૪.

तथाऽभ्यासाय योग्यानि, नाना शिल्पयुतानि च ।
शिल्पशास्त्राऽनुसारेण, रम्याणि मन्दिराणि च ॥ ५ ॥

તથા શિલ્પશાસ્ત્રના અભ્યાસ માટે ઉપયોગી અનેક શિલ્પોથી યુક્ત અને શિલ્પ શાસ્ત્રાનુસાર રમણીય મંદિરો. ૫.

महाराष्ट्रे मरुस्थलयां, कच्छ सौराष्ट्र गुर्जरे ।
मोहमय्यामनेकानि, कृतानि यैश्च शिल्पिभिः ॥ ६ ॥

મહારાષ્ટ્ર, રાજસ્થાન, કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત અને મુંબઈમાં અને (નાના મોટા મંદિરો) જેઓ એ કર્યા છે. ૬.

तत्र शिल्पस्य कौशल्यं, स्वानुभवप्रकाशनम् ।
संदर्शितं मुदा यैश्च, तस्मात् कीर्तिः स्थिराकृता ॥ ७ ॥

તે મંદિરો જેઓએ ઉલ્લાસથી શિલ્પજ્ઞાનની કુશળતા અને પોતાના અનુભવના પ્રદર્શન દ્વારા પોતાની કીર્તિને ચીર સ્થાયી બનાવી છે ૭.

तदैतच्छिल्पग्रन्थस्य, पूर्वार्धस्य प्रकाशनम् ।
चोत्तरार्धे प्रकाशाय, जयानन्द शुभाशिषः ॥ ८ ॥

તેમના આ શ્રી શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ ગ્રન્થના પૂર્વાર્ધનું પ્રકાશન થાય છે અને ઉત્તરાર્ધના પ્રકાશન માટે મુ. જયાનંદ વિ. ના શુભાશીર્વાદ હો.

આદિશ્વર પ્રભુ જૈન દેરાસર
વાલકેશ્વર રીઝ રોડ, મુંબઇ
સં. ૨૦૩૨

ન્યા. વ્યા. આ. તીર્થ
શતાવધાની ગણિવર્ય
શ્રી જયાનંદવિજયજી મહારાજ.



પૂ. મુનિરાજ શ્રી મહાનંદવિજયજી મ. સાહેબના–

# શુ ભા શી ર્વા દ

પૂ. મુનિપ્રવર શ્રી યશોવિજયજી
મહારાજના શિષ્ય



પૂ. મુનિ શ્રી મહાનંદવિજયજી

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ ગ્રંથ પૂર્વાર્ધ તૈયાર થઇ પ્રકાશિત થઇ રહ્યો છે. આ ગ્રંથનો હું વિશેષ જાણકાર નથી કે અનુભવી નથી છતાં ગ્રંથનુ અવલોકન કરતાં માલુમ પડ્યું કે અનેક ગ્રંથોનું મનોમંથન કરી માખણરુપે તૈયાર કરી આ ગ્રંથ શિલ્પકાર શ્રીમાન નંદલાલભાઇ સોમપુરાએ રજુ કર્યો છે. તેઓ પોતે શિલ્પ વાસ્તુ અને સ્થાપત્ય સંબંધી અપૂર્વજ્ઞાન ધરાવે છે. તેમણે ૫૦ વર્ષનો બહોળો અનુભવ કરી સેંકડો મંદિરો બનાવ્યા છે. જૈન મંદિરો બાંધવામાં અનેક ગીતાર્થ પૂ આચાર્ય ભગવંતોના આશીર્વાદ મેળવ્યા છે તેમાં મુખ્યત્વે વઢવાણ, રાજકોટ, સુરેન્દ્રનગર, વેરાવળ, સોનગઢ, પાલીતાણા, કચ્છ તેમજ મુંબઇ મધ્યે ચેમ્બુર ત્રણ શિખરબંધી ભવ્ય દેરાસર, ઘાટકોપર–ચારમાળનું ત્રણ શિખરબંધી શ્રી મુનિસુવ્રતસ્વામી મહારાષ્ટ્ર ભૂષણ પ્રાસાદ, દહીંસર, પવઇ, વાંદરા, અંધેરી વગેરે નાના મોટા સેંકડો જૈન મંદિરો ઉપરાંત બીજા અનેક મંદિરો બાંધ્યા છે એવા અનુભવને અનુસરીને અનેક શિલ્પ, જ્યોતિષ, પૂરાણ, કર્મકાંડ ગ્રંથોનું મનોમંથન કરી આ ગ્રંથ તૈયાર કર્યો છે. તે ખુબજ પ્રશંસનીય અને સરલ બનાવેલ છે કે જે સમસ્ત શિલ્પ–સ્થાપત્ય વગેરે જાણકારો માટે ભવિષ્યમાં ઉપયોગી નીવડશે–માટે આ ગ્રંથ ધન્યવાદને પાત્ર છે. તેનો ઉતરાર્ધભાગ તૈયાર કરી જલ્દી બહાર પડે એજ મંગલ આશીર્વાદ.

ગોવાલીયા ટેન્ક જૈનદેરાસર
મુંબઇ
સં. ૨૦૩૨

મુનિ શ્રી મહાનંદવિજય.

પરમ પૂજ્ય મુનિ શ્રી સૂર્યોદયવિજયજી મહારાજ

વ્યાકરણ સાહિત્ય ન્યાયતીર્થ.

# અભિનંદન અને આશંસા



મુનિ સૂર્યોદયવિજય

શિલ્પશાસ્ત્ર અને શિલ્પ કલાના આજીવન ઉપાસક સોમપુરા શ્રી **નંદલાલ ચુનીલાલે** પોતાના સમગ્ર જીવનમાં કરેલ અનેકાનેક શિલ્પશાસ્ત્રો અને ભિન્ન ભિન્ન શિલ્પ સ્થાપત્ય કલાકૃતિઓના વ્યાપક અધ્યયન–પરિશીલન–અવગાહનના પરિપાક રૂપે અને નિચોડસ્વરૂપે પ્રકાશિત થઇ રહેલ આ ગ્રંથના પૂર્વાર્ધમાં જે અભ્યાસનીય સામગ્રી રજૂ કરી છે. તેનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે વર્તમાન કાળના શિલ્પ સ્થાપત્ય કલા નિષ્ણાત સ્થપતિઓમાં તેઓનું સ્થાન પ્રથમ હરોળમાં છે.

વિશ્વમાં સર્વોચ્ચ સ્થાન ધરાવતી ભારતીય સંસ્કૃતિના એક પ્રધાન અંગ સમી શિલ્પ કળામાં કૌશલ્ય પ્રાપ્ત કરીને એનો ઉપયોગ તેઓએ અનેકાનેક જૈન વૈદિક મંદિરોના આદર્શ નિર્માણ દ્વારા પરમાત્માની ભક્તિમાં કર્યો છે.

મુંબઇ ચેમ્બુરનો તીર્થ સમાન મહાપ્રાસાદ, ઘાટકોપરનો મહારાષ્ટ્ર ભૂષણ ભવ્ય પ્રાસાદ અને પાલીતાણા–કેસરીયાનો ઉન્નત પ્રાસાદ એ એમના અદ્ભુત સર્જનો છે.

આશંસા છે કે આવી ઉદાત્ત સર્જન પરંપરા ચાલુ રાખીને તેઓ પોતાના વિશાળ અનુભવનો અર્ક આ ગ્રંથના ઉત્તરાર્ધમાં શીઘ્ર રજૂ કરશે.

ગોડીજી જૈન ઉપાશ્રય
મુંબઇ ૩
આસો વદિ ૧૩, (ધનતેરસ)
સં. ૨૦૩૨

લિ૦
મુનિ સૂર્યોદયવિજય.

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા-
શિલ્પ વિશારદ.

# અભિપ્રાય



પદ્મશ્રી પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા

**શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરા** મૂળ પાલીતાણા વડીલોના વતનમાં જન્મ ધારણ કરી વંશપરંપરાગત શિલ્પ સ્થાપત્યનો વ્યવસાય ગ્રહણ કરી તેમા ઉત્તમ પ્રવિણુતા દિવસે દિવસે કાર્યક્ષેત્રમાં મેળવતા ગયા તેમ તેમ તેઓ શિલ્પ શાસ્ત્રીમાંથી સ્થપતિ પદના અધિકારી થતા ગયા. તેઓના વડીલોએ સ્થાપત્યો જુદા જુદા સ્થળે સુદર રચેલા છે, તેમના પ્રપિતામહ જશકરણુ ભા એ શત્રુંજય પર્વત-પર ચૌમુખનુ ઉત્તંગ શીખર બાંધેલુ છે, જે પદર વીશ માઈલથી દૃષ્ટિ ગોચર થાય છે.

શ્રી નંદલાલભાઇએ પ્રારંભિક વ્યવસાયમા શિલ્પશાસ્ત્રનો અભ્યાસ મનન, પઠન કરેલ, તેના ફળરૂપ તેઓ શિલ્પશાસ્રના ગ્રંથનું સુંદર પ્રકાશન કરવા પ્રેરાયા છે. તેઓએ ભારતના જુદા જુદા પ્રદેશોમા સૌરાષ્ટ્ર, ગુજરાત, મહારાષ્ટ્ર, કચ્છ, રાજસ્થાન, મેવાડ, મધ્ય પ્રદેશ, બિહાર, બગાલ વગેરે સ્થળોએ મંદિરોનું સુંદર નિર્માણુ કરી યશ અને કીર્તિ પ્રાપ્ત કરી છે.

શિલ્પના વ્યવસાયમાં ક્રિયાત્મકજ્ઞાન અને પાઠાત્મક એમ (થીઓરીકલ અને પ્રેકટીકલ) જ્ઞાન હોય તો સોનામા સુંગધ જેવુ ગણાય. આ બન્ને જ્ઞાન તેઓ એ પ્રાપ્ત કરી, સ્થપતિ પદને પ્રાપ્ત કરેલ છે.

નંદલાલભાઈ સ્થાપત્ય કામના જ્ઞાતા હોય સ્થપતિ પદને યોગ્ય છે. તે વિના સંકોચે કહેવું પડે છે. વર્તમાન કાળ શિલ્પજ્ઞાનનો અસ્ત કાળ છે. ક્રિયાનું જ્ઞાન હોય પરંતુ તેઓ જે કાર્ય કરે છે, તેમા વેધ કયા, વેધદોષ ક્યાં આવે છે તે પાઠાત્મક જ્ઞાનના અભાવે શિલ્પી પોતે જાણતો હોતો નથી આથી બંન્ને જ્ઞાન પ્રાપ્ત કરનાર સ્થપતિ ગણાય છે. એ ગુણ નંદલાલભાઈએ પ્રાપ્ત કરેલ છે.

વાસ્તુશાસ્ત્રની પારિભાષિક તુલના કરી ગ્રંથ લેખન કરવાની પારંગતા **શ્રી** નંદલાલભાઇએ અદ્ભૂત પ્રાપ્ત કરી છે, તેમની બુદ્ધિમત્તા, વિવેકશિલતા સર્વાધિક આથી તેમના શિલ્પ વ્યવસાયનો દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. તેઓ લાખોના બહોળા વિશાળ સ્થાપત્યો નિર્માણ કરી આશ્ચર્ય મુગ્ધ કરેલ છે. ભવિષ્યમાં તેઓના બહોળા અનુભવ ક્ષેત્રની વૃદ્ધિ થતી રહો અને અનેક શિલ્પ પ્રકાશનો કરતાં રહે એવી મારી શુભાશીષ છે.

૩. પથિક સોસાયટી **પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા**
સરદાર પટેલ કોલોની પાછળ શિલ્પ વિશારદ
**અમદાવાદ**



હરિપ્રસાદ હરગોવિંદદાસ સોમપુરા (એમ. એ.)

# અભિપ્રાય



હરિપ્રસાદ હરગોવિંદદાસ સોમપુરા

પરંપરાગત ભારતીય વાસ્તુકળા અને શિલ્પ-સ્થાપત્યો દેશી-વિદેશી અભ્યાસીઓ, સંશોધકો, શિલ્પશાસ્ત્રીઓ, પુરાતત્ત્વશાસ્ત્રીઓના આકર્ષણનું કેન્દ્ર રહ્યુ છે. આપણા વિવિધ ધર્મો અને સંપ્રદાયોના સ્થાપત્યોના પ્રાન્ત અને કાળવાર શૈલીઓ, સ્થાપત્યોના વિવિધ અંગ-ઉપાંગોમાં વિવિધ પથ્થરોના ઉપયોગો, કયા પથ્થરો કયાં અને શા માટે વપરાય છે ? શા માટે મંદિરોમાં લોખંડ વપરાતુ નથી ? સાલ પદ્ધતિ શું છે ? ચલિત—મુવેબલ-મંદિરોની રચના કેવી હોય આદિ સ્થાપત્યકીય પ્રશ્નો તેમજ પ્રતિમા વિધાનને લગતી બાબતો જેવીકે મંદિરોમાં મૈથુન શિલ્પો શા માટે ? શા માટે અમુક મૂર્તિઓને અમુકજ વાહન અને આયુધ ? મૂર્તિઓમાં પ્રતીકોનું મહત્ત્વ શું છે ? ભાવ પ્રદર્શન માટે કઈ બાબતોનો ખ્યાલ રાખવો જોઇએ, તેમજ માન, પ્રમાણ, ઊંચાઈ, લંબાઈ, પહોળાઈ વર્ણ, વસ્ત્ર, વેશભૂષા આદિ બાબતો આપણા શિલ્પશાસ્ત્રોમાં વર્ણવાઇ છે.

શિલ્પ-સ્થાપત્યની આ કળાને જીવંત રાખવા માટે આવા શિલ્પ વિષયક પુસ્તકો પ્રગટ થાય છે, ત્યારે મારૂ મન આનંદથી નાચી ઊઠે છે. શ્રી નંદલાલભાઇ સોમપુરા તો પાછા અનેક મંદિરોના નિર્માતા છે. તેમના અનુભવના નિચોડ સમા આ પુસ્તકને આવકારતા મને અત્યંત આનંદ થાય છે આવાં શિલ્પનાં અનેક પુસ્તકો આપણને એમની પાસેથી મળે એટલું જ નહિ, સોમપુરા શિલ્પીએ બાંધેલા અનેક મંદિરોની સ્થાપત્યકીય પરિચય કરાવતા ફોટો-ચિત્ર સહિતનાં આલ્બમો પણ પ્રગટ થવા જોઈએ.

શિલ્પ-સ્થાપત્ય વિષયક પ્રકાશનો આપણે ત્યાં ખૂબજ ઓછા છે, ત્યારે આવી શાસ્ત્રીય, આધારભૂત માહિતી આપતા પ્રકાશન થાય તે શિલ્પ જાતે ગૌરવ લેવા જેવી બાબત છે. આપણા પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનું પુનઃ પ્રકાશન થવું જોઇએ એટલું જ નહિ જૂના સંસ્કૃત ગ્રંથોનું દરેક પ્રાદેશિક ભાષામાં અને અંગ્રેજીમાં ચિત્રો-ફોટા સાથે અવતરણ થવું જોઇએ તેમજ ફોટોગ્રાફી લાયબ્રેરી અને દસ્તાવેજી ફિલ્મોમાં આપણી શિલ્પ વિષયક એક સ્વતંત્ર સામાયિક પણ હોવું જોઇએ. પ્રાચીન સ્થાપત્યકળા સાચવી લેવી જોઇએ આ પ્રકાશનને હું આવકારૂં છું.

વિલેપારલે<br>મુંબઇ

હરિપ્રસાદ સોમપુરા<br>તા. ૩-૧૧-૭૬

ग्रन्थ निर्मातुः
श्री नन्दलाल चुनीलाल सोमपुरा महोदयस्य

# अभिनन्दनं मङ्गलम्



शिल्पी मनसुखलाल लालजी सोमपुरा

काश्यपगोत्र ! महाप्राज्ञ शिल्पशास्त्र विशारद ।
स्वति ते नन्दलाल श्री चुनीलाल नन्दन ॥ १ ॥
निर्मितानित्वया वन्धो मन्दिराणि ध्रुनेकशः ।
तव कीर्ति वितन्वन्ति सर्वत्र वसुधातले ॥ २ ॥
श्री शत्रुञ्जय मूले हि त्वन्निर्मितो नभःस्पर्शी ।
श्री केसरीयाजीनामा जिन प्रासादः शोभते ॥ ३ ॥
एव मादिपुरे गिरि सिंहद्वारे चतुर्मुखः ।
कृतः कलात्मको महा—प्रासादो भवनाशकृत ॥ ४ ॥
एव मनेक स्थानेषु, खेटके षु पुरेषु च ।
नैपुण्यं वास्तुज्ञानस्य दर्शित निज कार्यतः ॥ ५ ॥
उत्खनन—शिलान्यासे—वास्तु विद्या प्रवर्त्तक ।
विश्वकर्म कृपा पात्रः भूयात ते मङ्गलं सदा ॥ ६ ॥

अहम्मदावाद
दिनांक १५—१०—७६

शिल्पी मनसुखलाल लालजी सोमपुरा

નંદલાલભાઈ પચાસ વર્ષથી શિલ્પ સ્થાપત્યનું કાર્ય કરે છે, તેમને શિલ્પનો ઘણોજ ઉંડો અભ્યાસ છે, તેમણે જે શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ પૂર્વાર્ધ રચેલ છે તે મેં પૂરેપુરો જોયો તેમાં ઘણી જ સરળ રીતે દરેક વિષયોની રજુઆત કરી છે, આ ગ્રંથમાં સ્થાપત્ય, વિધાન તથા દરેક જાતના મુહૂર્તો આપેલ છે. તે દરેક ગૃહ તથા પ્રાસાદ કાર્યમાં સંપૂર્ણ ઉપયોગી છે. આ સિવાય પૂજન તથા ગણિતનો સમાવેશ કરેલ છે. જે ખાસ અગત્યની વસ્તુ છે. આ શિલ્પ કર્મ કરનાર દરેકને ઉપયોગી છે. ઉત્તરાર્ધ તથા ગૃહનિરૂપણ જલ્દી પ્રકાશમાં આવે તેવી શુભેચ્છા.

**મીસ્ત્રી વૃજલાલ રામનાથ**
**પાલિતાણા**

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (પૂર્વાર્ધ) પ્રસિદ્ધ કર્તા શ્રી શિલ્પાચાર્ય **નંદલાલભાઇ સોમપુરા** મકાન બાંધકામ વેદાન્ત તથા પ્રાચીન કલા કારીગીરીમાં રસ દાખવતા કારીગર ભાઈઓ માટે યોગ્ય ઉપયોગી માહિતી તેમજ માર્ગદર્શન મળી રહે તેવા હેતુ ને લક્ષમાં રાખી અત્યંત કાળજી પૂર્વક સ્પષ્ટીકરણ કરી આ ગ્રંથ કારીગર સમાજ સમક્ષ રજુ કરી શિલ્પશાસ્ત્રને વેગવંત કરેલ છે.

**સોમપુરા નવીનચંદ્ર અમૃતલાલ**
**પાલિતાણા**

**શ્રી નંદલાલભાઇ સોમપુરા** સ્થપતિ નિર્માણના ખુબજ અનુભવી તેમજ વિદ્વાન છે આવા વિદ્વાન, નિષ્ણાંત અને નિર્માણકાર ઓછા જોવા મળે છે, તેઓશ્રીએ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (પૂર્વાર્ધ) ગ્રથનું નિર્માણ કરી શિલ્પ સ્થાપત્યને નવો પ્રાણ પૂર્યો છે શ્રી સોમપુરા નંદલાલભાઈનો સ્કુલ અભ્યાસ ઓછો હોવા છતાં સ્વપ્રયત્નથી કલા અને વિદ્યાનો કેટલો અભ્યાસ કરેલ છે, તે આ ગ્રથ દ્વારા જણાય છે. તેઓ શ્રીનો અભ્યાસ અને અનુભવ આ ગ્રંથ દ્વારા લેવો તે દરેક કારીગર બંધુઓને માટે જરૂરી ગણાય શિલ્પશાસ્ત્રના પ્રાચીન સંસ્કૃત ગ્રથનો નિચોડ, સામાન્ય કારીગર સમજી શકે તેવી શૈલીથી જે આ ગ્રથમાં રજુઆત કરેલ છે, તે ખરેખર કારીગર બધુઓ માટે આશીર્વાદ સમાન છે.

**મીસ્ત્રી શીવલાલ નાગજીભાઇ**
**પાલિતાણા**

## ગુરુદેવ શ્રી વિશ્વકર્મા



नमामि विश्वकर्माणं सर्वसूत्र प्रवर्त्तकम् ॥
प्रासादादि प्रसिद्धयर्थं सर्व सिद्ध समृद्धिदम् ॥
सृष्टियाद्य सूत्रधारस्य प्रासादादि द्वविश्वकर्मण ॥
श्री कृष्णस्य प्रियं कर्तुं द्वारामति विनिर्मिता ॥



ભગત પ્રિન્ટરી, પાલિતાણા

॥ श्री गणेशाय नमः ॥



# ॥ શિલ્પ સ્થાપત્ય વાસ્તુ વિજ્ઞાનમ્ ॥

(પૂર્વાર્ધ)

## ॥ प्रथमोऽध्यायः ॥

## મંગલા ચરણ

अभीप्सितार्थ सिध्यर्थं पूजितो यः सुरैरपि ।
सर्व विघ्नच्छिदे तस्मै गणाधिपतये नमः ॥१॥

ઇચ્છીત મનોરથની સિદ્ધિ માટે, દેવો વડે પણ પૂજાએલા અને તે સર્વ વિઘ્નને કાપનાર, ગણાધિપતિને નમસ્કાર ૧.

श्वेताङ्गं श्वेतवस्त्रं सितकुसुमगणैः पूजितं श्वेत गन्धैः
क्षीराब्धौ रत्नद्वीपैः सुरतरुविमले रत्न सिंहासनस्थम् ।
दोर्भिः पाशाङ्कुशेष्टाभयधृतिविशदं चन्द्रमौलिंत्रिनेत्रं
ध्यायेच्छान्त्यर्थमीशं गणपतिममलं श्री समेतं प्रसन्नम् ॥२॥

શ્વેત અંગવાળા શ્વેત વસ્ત્રવાળા શ્વેત કુસુમ અને શ્વેત ગંધથી પૂજાયેલા, ક્ષીર-સમુદ્રમા રત્નદ્વીપે કલ્પવૃક્ષની નીચે રત્ન સિંહાસન ઉપર સ્થિર, જેના હાથમા પાશ, અંકુશ, ઇષ્ટિ, અભય ધારણ કરનાર, મસ્તકમા ચંદ્ર જેને છે એવા ત્રણ નેત્રવાળા અને હંમેશા પ્રસન્ન અને શોભા યુક્ત નિર્મલ ગણપતિ લક્ષ્મીજી સહિત પ્રસન્ન થાઓ. ૨.

चतुर्मुखमुखाम्भोज वनहंस वधूर्मम ।
मानसे रमतां नित्यं सर्व शुक्ला सरस्वती ॥ ॥३॥

બ્રહ્માના મુખ કમલ વનની હંસી રૂપ શ્વેત વર્ણવાળી સરસ્વતી મારા મનમા વાસ કરો. ૩.

या कुन्देन्दुतुषारहार धवला, या शुभ्र वस्त्रा वृता ।
या वीणा वरदंडमंडित करा या श्वेत पद्मासना ॥
या ब्रह्माच्युत शंकर प्रभृति भि र्देवैः सदावन्दिता ।
सामांपातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥४॥

જે કુન્દકમલ ચંદ્ર અને બરફ સમાન શ્વેત વર્ણવાળાં. શ્વેત પદ્મના આસનવાળા અને જે વીણા વરદ દંડથી શોભાયમાન હાથવાળા શ્વેત કમલના આસનવાળા, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, એ ત્રણ દેવો જેને સદા વંદન કરે છે, તેવાં હે ભગવતિ, સર્વ જડતાનો નાશ કરી સામવેદ-જેનું ગાન કરે છે તે સરસ્વતી મારૂં રક્ષણ કરો.

જેના વરદાન દેવાવાળા હાથમાં વીણા શોભી રહી છે તેવા સામવેદ જેનું સ્તુતિ-ગાન કરે છે તેવાં હે ભગવતિ, મારૂં રક્ષણ કરો ૪.

जटा मुकुट शोभाढ्यः कुण्डलाभ्यामलङकृतः ।
चतुर्भुजो महातेजा दिव्य हंसक वाहनः ॥
अक्षसूत्रं करे याम्ये वामे चैव कमण्डलुः ।
पुस्तकं वामहस्तोर्ध्वे दक्षोर्ध्वे कम्बिका तथा ॥ ॥५॥

विश्वकर्मा सदा गौर स्तेजः पुञ्ज समुद्भवः ।
वृहस्पति र्भागिनेय स्तेजः कूट इवा परः ॥
सम्प्राप्तो ब्रह्मलोके तु महौजा विश्वकर्मकः ।
ब्रह्मणा चासनं त्यक्त्वा कर युग्मंच योजितम् ॥ ॥६॥

જટા રૂપી મુકુટથી શોભાયુક્ત, બે કુંડલોથી શોભાયમાન. ચાર ભુજાવાળા મહા-તેજવાન, દિવ્ય હંસના વાહનવાળા. જમણા હાથમા અક્ષસૂત્ર છે, ડાબા હાથમાં કમંડલ છે, ઉપરના ડાબા હાથમાં પુસ્તક છે, અને જમણા હાથમા કંબા (ગજ) છે તે વિશ્વ-કર્મા સદા ગૌર વર્ણવાળા. તેજ પુંજથી ઉત્પન્ન થયેલ, બૃહસ્પતિના ભાણેજ. તેજના સમૂહરૂપ છે તેવા મહા તેજસ્વી વિશ્વકર્મા બ્રહ્મલોકમા ઉપસ્થિત થયા. બ્રહ્માએ આસન છોડી બે હાથ જોડી નમસ્કાર કર્યા. ૫-૬.

कंबासूत्रा म्बुपात्रं वहति करतले पुस्तकं ज्ञानसूत्रं ।
हंसारुढ स्त्रिनेत्रः शुभ मुकुट शिराः सर्वतो वृद्धकायः ॥
त्रैलोक्यं येन सृष्टं सकल सुरगृहं राजहर्म्यादिहर्म्यं ।
देवोऽसौ सूत्रधारो जगदखिलंहितः पातु वो विश्वकर्मा ॥ ॥७॥

જેના એક હાથમા ગજ. બીજા હાથમાં સૂત્ર, ત્રીજા હાથમા કમંડલુ, અને ચોથા હાથમાં પુસ્તક ધારણ કરેલ છે. વળી જે હંસ ઉપર બેઠેલા છે, જેને ત્રણ નેત્ર છે, મસ્તક ઉપર સુંદર મુકુટ ધારણ કરેલ છે! સર્વ પ્રકારે જેનું સમૃદ્ધ શરીર છે, ત્રણે લોકના સ્રષ્ટા તેમ જ સર્વ પ્રકારના દેવગૃહો, રાજગૃહો, બીજા સર્વ સામાન્ય ગૃહો જેણે રચેલા છે એવા સર્વ જગતના હિતકર્તા. દેવોના સૂત્રધાર, વિશ્વકર્મા તમારૂં રક્ષણ કરો ૭.

देवानां सूत्र धारस्य प्रसादाद्विश्वकर्मणः ।
सोमपुरा ब्राह्मणेन कश्यपगोत्र जन्मना ॥
विदुषा नन्दलालेन श्री चुनीलाल सूनुना ।
वास्तुवेद समद्भूत वास्तु कर्म विवेचने ॥ ॥८॥

प्रासाद भूमि कन्यानां तथैव वेश्मनामपि ।
भेदानां लक्षणानाश्च वास्तुशास्त्रानुसारतः ॥
अपि मान प्रमाणादे-र्विविधग्रन्थमन्थनात् ।
अयं शिल्पस्मृतिर्नाम निर्मितः सारसंग्रहः ॥ ॥९॥

દેવોના સૂત્રધાર શ્રી વિશ્વકર્માના પ્રસાદથી, સોમપુરા બ્રાહ્મણ જ્ઞાતે જન્મ કશ્યપ ગોત્રે ચુનીલાલ સુત નંદલાલ વાસ્તુવેદરૂપ વાસ્તુ કર્મનુ વિવેચન, પ્રાસાદ, ભૂમી અને હસ્તલક્ષણ તથા ગૃહાદિ રચના આદિ ભેદ લક્ષણ વાસ્તુશાસ્ત્રના આધારે માન પ્રમાણ વિવિધ ગ્રંથનું મથન કરી શિલ્પ સ્મૃતિ નામ ગ્રંથ સાર સંગ્રહ કરી નિર્માણ કરેલ છે. ૮-૯.

## प्रथमोऽध्याय भू-परीक्षा

स्त्रीपुत्रादिक भोगसौख्य जननं धर्मार्थ कामप्रदं ।
जंतूनांलयनं सुखा स्पदमिदं शीतां बुधर्मा वहं ॥
वापी देवगृहादि पुण्यमखिलं गेहात्समुत्पद्यते ।
गेहे पूर्वमुशन्ति तेन विबुधाः श्री विश्वकर्मादयः ॥ ॥१०॥

જે ઘર વિષે સ્ત્રી અને પુત્રાદિકના ભોગ અને સુખ પ્રાપ્ત થાય છે તથા જે ઘર વડે ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે, એવુ જે ઘર તે પ્રાણીનુ વિશ્રામ સ્થાન છે, એટલું જ નહિ પણ ઠંડી ગરમી અને વર્ષાના ભયનું નિવારણ કરનાર પણ ઘર છે અને જેમાં વાવ, કૂવાનુ સુખ અને દેવમંદિરનુ અખિલ પુણ્ય મળે છે તે સર્વ ઘર વડે જ મળે છે, માટે જ વિશ્વકર્માદિ પંડિતો અને દેવતાઓ વગેરે સૌથી પહેલા ઘરની ઇચ્છા કરે છે ૧૦.

नगराणां भूषणार्थं देवानां निलयाय च ।
लोकानां धर्महेत्वर्थं क्रीडार्थं सुर योषिताम् ॥
आलयं सर्व भूतानां विजयायजितात्मनाम् ।
धर्मार्थ काम मोक्षाणां प्राप्ति हेतुश्च कामदः ॥ ॥११॥

"દેવમંદિર કે પ્રાસાદોની રચના નગરોની શોભા દેવોના નિવાસ, લોકોની ધર્મ વૃદ્ધિ અને દેવાંગનાઓની ક્રીડા માટે હોય છે, વળી પ્રાસાદ પ્રાણી માત્રનું આશ્રય સ્થાન, વીરપુરૂષોની કીર્તિ તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિના કારણભૂત તેમ જ સર્વ કામનાને આપનાર છે." ૧૧.

गीत नृत्यैश्च वादित्रैः प्रेक्षणीयै र्मनोहरैः ।
नाना ध्वज पताकैश्च तोरणैश्च विभूषिताः ॥
पुरराज प्रजादीनां सर्व कालं तु शान्तिदाः ।
सर्व काम प्रदाश्चैते नित्यं कल्याण कारकाः ॥ ॥१२॥

"ગીત, નૃત્ય અને વાદ્યોથી નિત્ય ગુંજાયમાન, દર્શનીય અને મનોહર નાના પ્રકારની ધ્વજાઓ, પતાકાઓ તથા તોરણોથી અલંકૃત પ્રાસાદો, નગર, રાજા અને પ્રજા વગેરેને સર્વકાળ સુખ શાંતિ આપનારા, સર્વ કામનાઓને સફલ કરનારા નિત્ય કલ્યાણ કરનાર છે." ૧૨.

## ભૂમિ નિર્ણય

"શ્લોક ૧૨"

| જાત | રંગ | સ્વાદ | ગંધ |
|---|---|---|---|
| બ્રાહ્મણ | ધોળી | સારો | ધૃત જેવી |
| ક્ષત્રીય | લાલ | કષાય | રૂધિર જેવી |
| વૈશ્ય | પીળી | ખાટી | તલના તેલ જેવી |
| શુદ્ર | કાળી | કડવી | મચ્છ જેવી |





# પ્લવ ભૂમિ

## શ્લોક ૧૩, ૨૬

| પ્લવ દિશા | ફળ |
|---|---|
| પૂર્વ પ્લવ | સંપૂર્ણ ગુણયુક્ત, આયુષ્ય, બળ આપનાર, સંપત્તિ, રાજ્ય સન્માન, આનંદકારી. |
| અગ્નિ પ્લવ | અગ્નિ ભય, શત્રુનો સંતાપ, નિત્ય ક્લેશ, |
| દક્ષિણ પ્લવ | ગૃહનો નાશ, નિત્ય ધનહાનિ, રોગદાયી. |
| નૈઋત્ય પ્લવ | ક્લેશ, રોગ, મૃત્યુ દાયક, નિત્ય ધનહાનિ. |
| પશ્ચિમ પ્લવ | ધન ધાન્યનો વિનાશ, શોક, દાહ. |
| વાયુ પ્લવ | શત્રુ સાથે રાગ ન રહે, કુલ નાશ, પત્નિ હણનાર, સદા દુઃખ, ભય, સ્વામીનો નાશ. |
| ઉત્તર પ્લવ | નિત્ય લાભદાયી, પુત્ર પૌત્રાદિકની વૃદ્ધિ. સર્વ પ્રકારના કામ, ભોગ અને ધન આપનાર. |
| ઇશાન પ્લવ | પતિ-પત્નિ સુખ સૌભાગ્ય, ધન, આશ્ચર્ય, ધર્મ દેવાવાળી. |
| ચારે બાજુ પ્લવ કૂર્મ પૃષ્ટ | પ્રતિદિન ઉત્સાહ, ધન, ધાન્ય, વિપુલ લાભ. |



## भू-परीक्षा

सुरालय विभूत्यर्थं भूषणार्थं पुरस्य तु ।
नराणां भुक्ति मुक्त्यर्थं सत्यार्थंचैव सर्वदा ॥
लोकानां धर्महेतुश्च क्रीडा हेतुश्च स्वर्भुवाम् ।
कीर्तिरायु र्यशोऽर्थं च राज्ञां कल्याण कारकः ॥ ॥१३॥

અને મનુષ્યોને ભક્તિ અને મુક્તિ સર્વદા અર્પે છે. લોકોના ધર્મ અર્થે અને દેવની ક્રીડા અર્થે દેવાલય છે. યશ કીર્તિ અને આયુ માટે અને રાજાને કલ્યાણકારક છે.

દેવાલય, નગરની વિભૂતિ અર્થે ભૂષણરૂપ છે. દેવાલય દેવોની ક્રીડા અર્થે, લોકોના ધર્મ, અર્થ, યશ કીર્તિ અને આયુષ્ય માટે છે અને રાજવીને કલ્યાણકારક છે. ૧૩

## ભૂમિ નિર્ણય

श्वेता ब्राह्मण भूमिका च घृतवद्गंधा शुभ स्वादिनी ।
रक्ता शोणित गंधिनी नृपति भूः स्वादे कषायाचला ॥
स्वादेम्लातिल तैलगंधि रुदिता पीता च वैश्या मही ।
कृष्णा मत्स्य सुगंधिनी च कटुका शुद्रेति भूलक्षणम् ॥ ॥१४॥

જે ભૂમિ રંગે ધોળી, ઘી જેવી સુગંધવાળી, જેનો સ્વાદ સારો હોય તેવી ભૂમિમાં બ્રાહ્મણે ઘર કરવુ, જે ભૂમિ રંગે લાલ, રૂધિર જેવી સુગંધવાળી, તુરા (હીમજ હરડે જેવી) સ્વાદવાળી હોય તે ભૂમિમા ક્ષત્રિઓએ ઘર કરવુ, જે ભુમિ રંગે પીળી, તલના તેલ જેવી સુગંધવાળી અને સ્વાદમા ખાટી હોય તે ભુમિમાં વૈશ્યે ઘર કરવું, જે ભૂમિનો રંગ કાળો માછલા જેવી ગંધ યુક્ત, સ્વાદ (કડવી) હોય તેમા શુદ્રે ઘર કરવું. ૧૪

## भू परीक्षा

भूमिनामष्टप्लवादि गुणदोषान् ब्रवीमि ते ।
पूर्वप्लवा धराश्रेष्टा ह्यायुः श्रीवल वर्द्धिनी ॥ ॥१५॥

सर्व संपत्करी पुंसां प्रासादानां विभूतिदा ।
राज्यपूज्या सदानन्दा प्राक्प्लवा चेद्भवेन्मही ॥ ॥१६॥

પૂર્વ તરફ નીચી ભૂમિ સંપૂર્ણ ગુણ યુક્ત, શ્રેષ્ટ આયુષ્ય અને બળને આપનાર છે તે સર્વ પ્રકારની સંપત્તિને આપનાર પ્રાસાદ માટે વિશેષ શ્રેષ્ટ છે રાજ્યમાં સન્માન આપનાર અને આનંદકારી પૂર્વ પ્લવ ભુમિ છે. ૧૫-૧૬.

आग्नेयप्लवका भूमिरग्नि दाह भयावहा ।
शत्रु सन्तापदा नित्यं कलिदोऽग्निप्लवः स्मृतः ॥ ॥१७॥

અગ્નિ ખુણા તરફ નીચી ભૂમિ. અગ્નિનો ભય કરે. શત્રુનો ભય અને સંતાપ, નિત્ય કલેશ કર્તા અગ્નિ પ્લવ ભુમિ છે. ૧૭.

नश्यन्ति पुरुषास्तत्र देवत्ता च प्रणश्यति ।
धन हानि करो नित्यं रोगकृद् दक्षिणप्लवः ॥ ॥१८॥

દક્ષિણ પ્લવવાળી ભૂમિમા જે ઘર બધાય તેમા હમેશાં પુરુષોનો તેમ જ દેવોનો નાશ થાય છે. અને તેમા હમેશાં ધનહાનિ તથા રોગના ઉપદ્રવનો ભય રહે છે. ૧૮

प्रवतयेद् गृहे पुंसां रोगांश्च मृत्युदप्यकान् ।
धनहानि तथा नित्यं कुरुते नैऋतिप्लवा ॥ ॥१९॥

નૈઋત્ય પ્લવવાળી ભૂમિ હમેશા કલેશ, રોગ અને મૃત્યુદાયક છે, અને ધન-હાનિ કરે છે. ૧૯

पश्चिमप्लवका भूमिर्धन धान्य विनाशिनी ।
शोक दाह्यं कुलं तत्र पत्रभूः पश्चिमप्लवा ॥ ॥२०॥

પશ્ચિમ પ્લવવાળી ભૂમિ હમેશા ધન ધાન્યનો વિનાશ અને શોક દુઃખની વૃદ્ધિ કરે છે. ૨૦

शत्रुकर्त्री विरामा च गोत्र क्षय करी तथा ।
गृहे च कन्यकाहन्त्री सदा दुःख भयावहा । ॥२१॥

भुक्तं न जीर्यते तस्य मह्यां तत्र तुयो वसेत् ।
एतान् दोषानावहति दोषदा वायु दिक्प्लवा ॥ ॥२२॥

વાયુદિક પ્લવવાળી ભૂમિ શત્રુને ઉત્પન્ન કરનાર, કડવાશ વધારનાર, કુળનો નાશ કરનાર અને ગૃહરાણી ગૃહસ્વામિનો નાશ કરનાર અને કુટુંબમા સદા દુઃખને ભય ઉત્પન્ન કરનાર છે ૨૧–૨૨

पूज्या लाभकारी नित्यं पुत्र पौत्रविवर्धिनी ।
कामदा भोगदा चैव धनदा चोत्तरप्लवा ॥ ॥२३॥

ઉત્તર પ્લવવાળી ભૂમિ પૂજ્ય. નિત્ય લાભદાયી, પુત્રપુત્રાદિની વૃદ્ધિ કરનાર, સર્વ પ્રકારના સુખ, વૈભવ અને ધન સંપત્તિ આપનાર છે. ૨૩

नर सौख्य सती सत्य सौभाग्यादिविवर्द्धिनी ।
धनार्थैश्वर्य संपन्ना धर्म देशानकप्लवा ॥ ॥२४॥

ઈશાન પ્લવવાળી ભૂમિ પતિ-પત્નિને સુખ સૌભાગ્ય આપનારી, ધન અને ઐશ્વર્ય સંપન્ન ધર્મને આપનારી છે. ૨૪

भूमि नामष्टप्लवादि गुणदोषान् ब्रवीमि ते ।

આઠ પ્લવાદિ ભૂમિના ગુણ દોષ જણાવેલ છે.

अन्यान्यपि भूमि लक्षणानि

( ભૂમિના બીજા' લક્ષણો )

दक्षिणे पश्चिमे चैव नैऋत्ये वायु कोणके ।
एभिरुच्चा भवेद् भूमि गंज पृष्ठोऽभिधीयते ॥ ॥२५॥
गजपृष्ठे भवेद्वासः सलक्ष्मी धन पूरितः ।
आयु वृद्धि करी नित्यं जायते नात्र संशयः ॥२६॥

દક્ષિણ પશ્ચિમ, નૈઋત્ય અને વાયવ્ય કોણ તરફ ઉંચી ભૂમિ "ગજપૃષ્ઠ" ભૂમિ કહેવાય છે ગજપૃષ્ઠ ભૂમિ ઉપર નિવાસ કરનાર મનુષ્ય ને પૂર્ણ લક્ષ્મી લાભ થાય અને આયુષ્યની વૃદ્ધિ થાય તેમા સંશય નથી. ૨૫-૨૬

मध्ये तुच्चं भवेद्यत्र नीचं चैव चतुर्दिशम् ।
कूर्म पृष्ठं विजानीयात्तत्र वासं समाचरेत् ॥ ॥२७॥
कूर्म पृष्ठं भवेद्वासो नित्योत्साह सुखप्रदः ।
धनधान्यं भवेत्तस्य निश्चितं विपुलं धनम् ॥ ॥२८॥

વચ્ચે ઉચી ભૂમિ હોય અને ચારે તરફ નીચી ભૂમિ હોય તેને "કૂર્મપૃષ્ઠ" ભૂમિ કહે છે. કૂર્મ પૃષ્ઠ ભૂમિ ઉપર વાસ કરનાર મનુષ્યને પ્રતિદિન ઉત્સાહની વૃદ્ધિ, સુખ, ધન ધાન્યનો વિપુલ લાભ થાય છે. ૨૭-૨૮

पूर्वाग्नि शम्भु कोणेषु उन्नतिश्च यदा भवेत् ।
पश्चिमे च यदा नीचं दैत्य पृष्ठोऽभिधीयते ॥ ॥२९॥
दैत्य पृष्ठे कृते वासे लक्ष्मीर्नायाति मन्दिरम् ।
धन पुत्र पशूनां च हानिरेव न संशयः ॥ ॥३०॥

પૂર્વ, અગ્નિ, ઇશાન કોણમા ઉચી અને પશ્ચિમ દિશામા નીચી ભૂમિને "દૈત્ય-પૃષ્ઠ" ભૂમિ કહે છે. દૈત્ય પૃષ્ઠ ભૂમિ ઉપર વાસ કરનાર પાસે લક્ષ્મી કદી આવતી નથી અને ધન, પુત્ર, પશુ ઇત્યાદિની હાનિ થાય છે. ૨૯-૩૦

पूर्वे पश्चिमयोर्दीर्घा दक्षिणोत्तर उच्चता ।
नागपृष्ठं विजानीया त्कर्तुरुच्चाटनं भवेत् ॥ ॥३१॥

नागपृष्ठे यदा वासो मृत्युरेव न संशयः ।
पत्नि हानिः पुत्र हानिः शत्रु वृद्धिः पदे पदे ॥ ॥३२॥

પૂર્વ પશ્ચિમ લાંબી અને ઉત્તર દક્ષિણ ઉંચી (વચ્ચે નીચી) જમીનને "નાગપૃષ્ઠ" ભૂમિ કહે છે. આ ભૂમિ ઉપર વાસ કરનારને ઉદ્વેગ, મૃત્યુ ભય, સ્ત્રી, પુત્રાદિકની હાનિ અને ક્ષણે ક્ષણે શત્રુની વૃદ્ધિ થાય છે. ૩૧-૩૨

## પ્રશસ્તા ભૂમિ

शस्तौषधिद्रुमलता मधुरा सुगन्धा ।
स्निग्धा समा न सुषिराच मही नराणाम् ॥ ॥३३॥

अप्यध्वनि श्रमविनोद मुपागतानां ।
धत्ते श्रियं किमुत शाश्वतमन्दिराणाम् ॥ ॥३४॥

જ્યાં ઉત્તમોત્તમ ઔષધીઓ વૃક્ષલતા ખુબ લીલી ભરી રહે માટી સમતલ, સરખી (સમથર) મધુર અને સુગંધા ચીકણી એ ભૂમિ મનુષ્યોના માટે નિવાસ કરવા લાયક ઉત્તમ ભૂમિ છે રસ્તા પર જતા મનુષ્યોને વિશ્રામ સ્થાન કરનાર પથિકને પણ લક્ષ્મી પ્રદાન કરે છે નિરન્તર નિવાસ કરવા માટે મકાન બનાવનાર માટે તો શું કહેવું અર્થાત્ આવી ભૂમિ ઉપર ગૃહ મંદિર બનાવનારને કદી ધન, જન, ઇત્યાદિ વસ્તુની કમી ન રહે, ૩૩-૩૪

## निषिद्धा भूमिः

स्फुटिता च सशल्या च वल्मीकाऽऽरोहिणी तथा ।
दूरतः परिहर्तव्या कर्तुरायुर्धनापहा ॥ ॥३५॥

स्फुटिता मरणं कुर्या दूषरा धननाशिनी ।
सशल्या क्लेशदानित्यं विषमा शत्रुवर्धिनी ॥ ॥३६॥

ફાટેલી શલ્યયુક્ત રાફડાવાળી ઉંચીનીચી એવી ભૂમિને દૂરથી ત્યાગ કરવી કારણ કે આવી ભૂમિ કર્તાને આયુ અને ધનનો નાશ કરવાવાળી છે ફાટેલી ભૂમિ મરણ કરનાર શલ્ય યુક્ત ભૂમિ સર્વદા ક્લેશ કરાવનાર ઉંચી નીચી ભૂમિ શત્રુને વધારનાર છે. ૩૫-૩૬

## भूमेर्जीवित मृतादि लक्षणम्

यत्र वृक्षाः परोहन्ति शस्य दर्षात्प्रवर्धते ।
सा भूमि जीविता ज्ञेया मृता वाच्चाऽन्यथाबुधैः ॥ ॥३७॥

જે ભૂમિ ઉપ'ર વૃક્ષ આદિ વનસ્પતિથી લીલી રહે અને ખેતીની ઉત્પત્તિ ઉત્તમોત્તમ થાય તે ભૂમિ જીવિત સમજવી, અને તેથી અતિરિક્ત ભૂમિને મૃત જાણવી. ૩૭

## प्रश्नाज्जीवित मृतादि ज्ञानम्

भूम्यक्षरं चतुर्गुण्यं तिथिवारं च मिश्रितम् ।
त्रिभिर्भागः प्रदातव्यः शेषेण फलमादिशेत् ॥ ॥३८॥

एकेन जीविता भूमिर्द्विशेषे भूः समाभवेत् ।
त्रिशेषे च मृता भूमि रित्युक्तंचादिजामले ॥ ॥३९॥

ભૂમિના નામાક્ષર સ'ખ્યાને ચાર ગણા કરી તિથી અને વારની સ'ખ્યાને જોડવી. ત્રણે ભાગવા એક શેષ રહે તો જીવિત બે શેષ વધે તો સમ. ત્રણ શેષ વધે તો મૃત ભૂમિ જાણવી. મૃત ભૂમિ ઉપર ગૃહ બનાવવા અશુભ છે. ૩૮–૩૯

## अन्य प्रकारेण

व्योम विस्तार यो रैक्यं ग्रामाक्षर समन्वितम् ।
चतुर्गुणं नाम युक्तं शिवनेत्रेण भाजितम् ॥ ॥४०॥

एकेन जीविता भूमिर्द्वाभ्यां च समता भवेत् ।
शून्यशेषे तु शून्यं स्वादित्युक्तं रुद्रयामले ॥ ॥४१॥

ભુમિની લ'બાઈ અને પહોળાઈને ગુણી તેમા ગામના નામાક્ષર જોડવા ચાર ગુણા કરી તેમાં ઘરધણીના નામાક્ષર જોડવા ત્રણના ભાગ કરતાં એક વધે તો જીવિત, બે શેષ વધે તો સમતા અને ત્રણ વધે તો મૃતા ભૂમિ જાણવી. ૪૦–૪૧

भूमेः प्राकप्लवनं च शंकर ककुप्सौम्याश्रितं सौख्यकृत् ।
वन्हौ वन्हिभयं यमेच मरणं चौराद्भयं राक्षसे ॥ ॥४२॥

वायव्येप्लवनं च धान्यं हरणं स्याच्छाकदं वारुणे ।
विप्रादेरनु वर्णतश्च सुखदं सृष्टेः कमात्सौम्यतः ॥ ॥४३॥

ભુમિમા પાણીનુ' વહન (પ્લવ) પૂર્વ, ઉત્તર, ઈશાન, એ ત્રણ દિશાએ હોય તો સુખ થાય અગ્નિકોણે અગ્નિભય, દક્ષિણ તરફ મૃત્યુ, નૈરૃત્યે ચોરનો ભય, વાયવ્યે અન્ન

નાશ, પશ્ચિમે શોક, પરિતાપ. ઉત્તર પ્લવ બ્રાહ્મણને શ્રેષ્ટ, પૂર્વ પ્લવ ક્ષત્રીયને શ્રેષ્ટ, દક્ષિણ પ્લવ વૈશ્યને શ્રેષ્ટ, પશ્ચિમ પ્લવ શૂદ્રને શ્રેષ્ટ જાણવી. ૪૨-૪૩

## ભૂ પરીક્ષા

खातं भूमिपरीक्षणे करमितं तत्पुरयेत्तन्मृदा ।
हीने हीन फलं समे सम फलं लाभोरजोवर्धने ॥ ॥४४॥

तत्कृत्वा जलपूर्णमा शतपदं गत्वा परीक्ष्यं पुनः ।
पादोनेऽर्ध विहीनकेऽथ निभृते मध्याऽधमेष्टाम्भुमिः ॥ ॥४५॥

પૃથ્વીની પરીક્ષા બીજા પ્રકારે પણ કરવાનું કહ્યું છે, ગૃહ કરવાની જમીનમા એક હાથ ખાડો ખોદવો અને તે ખાડો ખોદતા નીકળેલી માટી તે ખાડામા પુરતા ઘટે તો હીન ફળ જાણવું, બરોબર થાય તો સાધારણ અને માટી વધે તો લાભકારક જાણવું બીજી રીત. ખાડામા પૃથ્વીની સપાટી બરાબર પાણી ભરી તેનાથી સો ડગલા દૂર જઈને પાછા આવી ભરેલુ પાણી જોવુ જે ચોથા ભાગનું પાણી ઘટ્યું હોય તો મધ્યમ અર્ધા ભાગનું ઘટ્યુ હોય તો અધમ ફળ જાણવું અને ભર્યું તેટલું રહ્યુ હોય તો ઉત્તમ ફળ જાણવું. ૪૪-૪૫

## ભૂમિ શુદ્ધિઃ

सम्मार्जने नाञ्जनेन शेकनोल्लेखनेन च ।
गवांच सन्निवासेन भूमिः शुद्ध्यति पञ्चमिः ॥ ॥४६॥

સન્માર્જન કરવું. લીપવુ, પાણી સીચવુ, ખોદવું અથવા ગાયોને બેસારવી. આ પાંચ પ્રકારે ભૂમિ શુદ્ધિ કરવી ૪૬

## સ્વગૃહ મહિમા

गृहस्थस्य क्रियाः सर्वान् सिध्यंति गृहं विना ।
यतस्तस्माद् गृहारंभ प्रवेश समयौब्रुवे ॥ ॥४७॥

ગૃહસ્થાશ્રમની દરેક ક્રીયાઓ પોતાના ગૃહ સિવાય સિદ્ધ થતી નથી માટે ગૃહ બનાવવાનું અને પ્રવેશ મુહૂર્ત કહું છુ. ૪૭

परगेहे कृताः सर्वाः श्रौत स्मार्त क्रियाः शुभाः ।
निष्फलाः स्युर्यतस्तासां भूमीशः फलम श्नुते ॥ ॥४८॥

પારકાના ઘરમા કરેલી શ્રૌત સ્માર્ત સંબંધી દરેક ક્રિયાઓ નિષ્ફલ જાય છે અને તેનું ફળ તે ઘર માલીકને મળે છે. ૪૮

## શલ્ય દોષ

धन हानि दौरु मये, पशु पीडा रुग्भयानि चास्थि कृते ।
लोहमये शस्त्र भयं कपाल केशेषु मृत्युः स्यात् ॥ ।४९॥

अङ्गारे स्तेन भयं, भस्मनि च विनिर्दिशेत् सदाग्नि भयम् ।
शल्यं हि मर्मसंस्थं, सुवर्ण रजता दतेऽस्य शुभम् ॥ ॥५०॥

मर्मण्यमर्मगो वा, रुणद्‌घ्यर्थागमं तुषसमूहः ।
अपि नागदत्तको मर्म संस्थितो दोष कृत् भवति ॥ ॥५१॥

ગૃહ ગત શલ્ય કાષ્ટ રૂપ હોય તો ધન હાનિ, હાડકારૂપ હોય તો પશુ પીડા, રોગ અને ભયજનક હોય છે, લોહ રૂપ શલ્યમાં શસ્ત્ર ભય, અને માણસની ખોપરી કે બાલ રૂપ શલ્યમાં મૃત્યુ થાય, કોલસારૂપ હોય તો ચોર ભય, ભસ્મ રૂપ હોય તો સદા અગ્નિ ભય, મર્મ સ્થાનોની નીચે રહેલ સુવર્ણ રોપ્ય શુભ છે આ સિવાય કોઈપણ શલ્ય અત્યન્ત અશુભકારક છે. ૪૯ ૫૦–૫૧

ૐ ह्रीं कुष्मांडी कौमारि मम हृदये कथय कथय ह्रीं स्वाहा ।

૨૧ વાર મંત્રી ભણી પ્રશ્ન પૂછવો.

## શલ્ય શોધન

ઉત્તર કટીપુર વિપ્ર શલ્ય

| | | | | |
|---|---|---|---|---|
| ૪ હસ્તે નરશલ્ય | ત થ દ ધ ન | શ ષ સ હ | પ ફ બ ભ મ | ૧½ ગોશલ્ય |
| ૧½ પશ્ચિમ હસ્તે બાલશલ્ય | એ ઐ ઓ ઔ | ય ર લ વ | અ ઈ ઉ ઋ લૃ | ૧½ પૂર્વ હસ્તે નરશલ્ય |
| ૧½ શ્વાન શલ્ય | ટ ઠ ડ ઢ ણ | ચ છ જ ઝ ઞ | ક ખ ગ ઘ ઙ | ૧½ ગંધર્વશલ્ય |

કટી દક્ષિણ વિપ્ર શલ્ય

ગૃહના સ્વામી દેવતા, વૃક્ષ અથવા ફૂલ, એ ત્રણના અલગ. બે નામ લે એ નામના આદ્ય અક્ષર આવે તો તે ભાગમાં શલ્ય છે તેમ જાણવું.

ॐ धरणी विदारणा भूत्वे स्वाहा ।
वारत्रय पठित्वाऽक्षतं घृत्वा भूमि स्पृष्ट्वा ॥ ॥५२॥

ઉપરનો મત્ર બ્રાહ્મણે ત્રણ વાર બોલી. પૃથ્વી ઉપર અક્ષત વૃષ્ટિ કરવી, પૃથ્વી પૂજન કરવું. ૫૨

जानु मात्रां खनेद्भूमिमथवा पुरुषोन्मिताम् ॥ ॥५३॥

શલ્ય કાઢવા માટે ઢીંચણ સુધી અથવા પુરૂષ પ્રમાણ ખોદવું. ૫૩

अधः पुरुषमात्रात्तु न शल्यं दोषदं गृहे ।
जलांतिकं स्थितं शल्यं प्रासादे दोषद नृणाम् ।
तस्मात्प्रासादिकी भूमिं खनेद्या वज्जलां तकं ॥ ॥५४॥

ગૃહની ભૂમિમા અર્ધ પુરૂષથી નીચે શલ્ય દોષ કરતાં નથી; પ્રાસાદમા જલ સુધી શલ્ય દોષ કરતા છે, માટે પ્રાસાદની ભૂમિ જલ સુધી ખોદવી. ૫૪

## દિગ્મૂઢં નિષેધ

सूत्रपातस्तु कर्त्तव्यं प्राची साध्या ततो भवेत् ।
चतुरश्रं समं कृत्वा दिग्मूढं परिवर्जयेत् ॥ ॥५५॥
पूर्व पश्चिम दिग्मूढं वास्तु स्त्री नाशकं स्मृतम् ।
दक्षिणोत्तर दिग्मूढं सर्वनाशकरं भवेत् ॥ ॥५६॥
विसूत्रं च भवेतश्चेत् सूत्रं सन्तापकारकम् ।
प्रासादस्य प्रमाणेन सूत्रैः क्षेत्र प्रसाधयेत् ॥ ॥५७॥

સૂત્રપાત પૂર્વ આદિ દિશાઓ સાધીને કરવો ચોરસ ક્ષેત્ર કરવું દિગ્મૂઢ તજવુ, પૂર્વ, પશ્ચિમ દિગ્મૂઢં વાસ્તુ સ્રીનો નાશ કરે, દક્ષિણ ઉત્તર દિગ્મૂઢં સર્વ નાશકારક છે વિદિશાનો સૂત્રપાત સંતાપ કરનાર છે, પ્રાસાદના ક્ષેત્ર પ્રમાણે સૂત્ર સાધના કરવી. ૫૫–૫૬–૫૭

प्रासादे सदनेऽलिन्द–द्वारे कुण्डे विशेषतः ।
दिग्मूढे कुलनाशः स्यात्तस्मात्संशोधयेद्दिशः ॥ ॥५८॥

પ્રાસાદ, ગૃહ, અલિંદ, દ્વાર, અને કુંડ વગેરેમાં દિક શુદ્ધિ ન કરવાથી કુલનો નાશ થાય છે માટે નિર્માણ વખતે વિશેષે કરીને દિકશોધન કરવું જરૂરી છે. ૫૮

प्रथमे सुसमे क्षेत्रे प्राची सं साधयेत्स्फुटम् ।
सिद्धान्तोक्तप्रकारेण ततो निष्पादयेद् गृहम् ॥ ॥५९॥

પ્રથમ સમધરાતલ ઉપર સિદ્ધાન્ત ગ્રન્થોમાં લખ્યા અનુસાર પૂર્વાપર દિશા સાધ્ય કરી. ને ભૂમિ ઉપર ગૃહ કરવું. ૫૯

## દિક્ સાધન

वृत्तेऽम्मः सुसमीकृते क्षितिगते केन्द्रस्थशङ्कोः क्रमात् ।
भाग्रं यत्र विशत्यपैति च यतस्तत्रापरैन्द्रयौ दिशौ ॥ ॥६०॥

तत्कालापमजीवयोस्तु विवराद्भाकर्ण मित्या हता ।
लम्बज्यान्पमिताङ्गुलैरयनदिश्यैन्द्री स्फुटा चालीता ॥ ॥६१॥

तन्मत्स्यादय याम्यसौम्यक कुभौ सोम्याध्रुवे वा भवे ।
देक रागादपि भाग्रतो भुजमितां कोटीमितां शङ्कुतः ॥ ॥६२॥

न्यस्येद्यष्टिमृजुं तथा भुवि यथा यष्टयग्रयोः संयुतिः ।
कोटिः प्राच्यपरा भवेदिति कृते बाहुश्च याम्योत्तरा ॥ ॥६३॥

જલની માફક ભૂમિને સમથળ કરી વૃત (ગોળ) કાર બનાવો તે વૃતના મધ્યે એક ૧૨ આગળો શંકુ ઉભો રાખો એ શંકુની છાયા પૂર્વાન્હમાં વૃતની પરિધિમા પ્રવેશ તે પશ્ચિમ દિશા અને મધ્યાન્હતર શંકુની છાયા વૃત પરિધિમાં પ્રવેશ કરે તે પૂર્વ દિશા (આ પ્રકારે પશ્ચિમ બિન્દુ અને પૂર્વ બિન્દુનુ ઠીક જ્ઞાન થયું પરંતુ પ્રતિક્ષણ ક્રાન્તિની વિલક્ષણ ગતિ હોવાને કારણ પૂર્વ બિન્દુનું ઠીક જ્ઞાન ન થયું) છાયા પ્રવેશ અને છાયા નિર્ગમની પૃથક બે ક્રાન્તિજ્યાઓ યે અન્તરને છાયા કર્ણના માનથી ગુણા કરી લમ્બજ્યાથી ભાગ દેવાથી જે અગુલ લબ્ધ હોય તેટલા અયનની દિશાને વૃતમાં જવા દેવાથી. સ્પષ્ટ પૂર્વ બિન્દુ થાય છે પછી પૂર્વ બિન્દુને બન્ને બિન્દુથી મત્સ્યોત્પાદન કરવાથી. યામ્યોતર દિશા સાધ્ય થાય છે. ૬૦-૬૧-૬૨-૬૩

## નક્ષત્ર-દિક્સાધન

चित्रा स्वात्यन्तरे श्रोणा दक्षिणापथवासिनाम् ।
प्राची तु कृतका ज्ञेया उत्तरा पथवासिनाम् ॥ ॥६४॥

ઉજ્જયિનીથી દક્ષિણ દિશા વાસીઓએ ચિત્રા અને સ્વાતિ નક્ષત્રના અંતરથી દિશા સાધ્ય કરવી. અને ઉજ્જયિનીથી ઉત્તર વાસીઓએ કૃતકા નક્ષત્રથી પૂર્વ દિશા સાધ્ય કરવી. ૬૪

कृतका श्रवणं पुष्यं चित्रास्वात्योर्यदन्तरम् ।
एत त्प्राच्या दिशो रुपं युगमात्रादिते पुरे ॥ ॥६५॥

કૃતકા શ્રવણ પુષ્પ અને ચિત્રા સ્વાતિના અન્તર એ પૂર્વ દિશાનુ રૂપ છે (કૃતકા વેધની માફક પુષ્પ અને શ્રવણના વેધથી પૂર્વ દિશા જ્ઞાન કરવું, ૬૫

## ધ્રુવથી દિક્સાધન

तारे मार्कटिके ध्रुवस्य समतां नीतेऽवलम्बे नते ।
दीपाग्रेण तदैक्यतश्च कथिता सूत्रेण सौम्यादिशा ॥ ॥६६॥

शङ्को नैत्रगणे तु मन्डलवरे छायाद्वयान्मत्स्ययो ।
जाता यत्र युतिस्तु शङ्कुतलतो याम्योत्तरे स्तःस्फुटे ॥ ॥६७॥

સપ્તઋષિ તારાઓમાંથી પહેલા બે તારા માર્કટિકા કહેવાય છે માર્કટિકા અને ધ્રુવ એ ત્રણે તારા જ્યારે લાઈનમા આવે ત્યારે દીપ શીખા અને એ લંબો એક સૂત્રમાં કરવાથી. ઉત્તર દિશા સિદ્ધ કરી શકાય. અર્થાત્ ત્રણે તારા એક લાઇનમાં આવે ત્યારે સમધરા તલ પર શંકુ સ્થાપન કરવો. દીપ ઓલંબો તારા શંકુ એક લાઇન કરવાથી. ઉત્તર દક્ષિણ દિશા સિદ્ધ થાય ૬૬-૬૭



## શુદ્ધ પૂર્વ દિશા

મિથુન અને મકર સક્રાંતિનો સૂર્ય શુદ્ધ પૂર્વ દિશામા ઉગે છે.



## શુદ્ધ પૂર્વ દિશાનો સૂર્ય

વર્ષમા માત્ર બે જ દિવસો તારીખ ૨૧મી માર્ચ અને ૨૩મી સપ્ટેમ્બર એવા છે કે તે દિવસે પૃથ્વી પરના અક્ષાંસવૃતના ½ ભાગ ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે અને ½ ભાગ ઉપર અપ્રકાશ હોય છે એટલે તે બે દિવસ આખી પૃથ્વી ઉપર ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત હોય છે અને સૂર્ય બરાબર પૂર્વ દિશાના મધ્ય બિંદુ પર હોય છે તે શુદ્ધ પૂર્વ દિશાનો સૂર્ય છે.



આધુનિક સમયમાં લોહચુંબક, દિશા સાધક યંત્રોથી પણ દિશા સાધી શકાય છે. કોઈપણ રીતે દિશા સાધી શુદ્ધ દિશામાં પ્રાસાદાદિ કાર્યો કરવા.



## પ્રશસ્તિ

इतिश्री विश्वकर्मन् वास्तु कला चिंतन हरविद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विधायाम् शिल्पाचार्य नंदलाल चुनीलाल सोमपुरा सङ्गृहीते मूलक्षण नाम्नो प्रथमोऽध्यायः संपूर्ण.



શ્રી ચેમ્બુર જૈન દેરાસર ફ્રન્ટ દર્શન [ એન. સી. સોમપુરા ]



ભરત પ્રિન્ટરી, પાલિતાણા



અડાલજ વાવનું ગોખ દર્શન-અમદાવાદ

શ્રી ચેમ્બુર જૈન દેરાસર ગોખ દર્શન 'એન. સી. સોમપુરા'



ભરત પ્રિન્ટરી, પાલીતાણા

## ॥ हस्त-कम्बी प्रमाणम् नाम्नो द्वितीयोऽध्यायः ॥

### सूत्रधार लक्षणम्

सूत्रधारः शास्त्रयुक्तो वास्तुवेदोपलक्षकः ।
सूत्र कंबीसमायुक्तः सर्वं शास्त्रसुकौशलः ॥ ॥६८॥
सूत्रधारो महाप्राज्ञः षट् कर्मसु निरन्तरम् ।
शास्त्रज्ञः कुशलोदक्षो वास्तु विद्या विबोधकः ॥ ॥६९॥
सुशीलश्चतुरो दक्षः शास्त्रज्ञो लोभ वर्जितः ।
क्षमावान् स्याद् द्विजश्चैव सूत्रधारः स उच्यते ॥ ॥७०॥
स्वलक्षणैश्च संपूर्ण. यस्मिन्राज्ये सुशिल्पिनम् ।
न तत्र जायते विघ्नं कथितं विश्वकर्मणा ॥ ॥७१॥

સૂત્રધાર શાસ્ત્રને જાણનાર વેદ વાસ્તુના લક્ષણ સમજનાર સૂત્રપાત તથા હસ્ત પ્રમાણ જાણનાર અને સર્વ શાસ્ત્રમાં કુશલ બુદ્ધિશાળી. ષટ્ કર્મ નિરંતર કરનાર શાસ્ત્રવેત્તા કુશળ હુશિયાર, વાસ્તુ વિદ્યાના રહસ્યો જાણનાર, સુશીલ ચતુર કાર્યમાં પ્રવીણ, શિલ્પ શાસ્ત્રને પરિપૂર્ણ જાણનાર નિર્લોભી, ક્ષમાવાન્, દ્વિજ જ્ઞાતીનો સૂત્રધાર ઉંચ છે પોતાના લક્ષણોથી સંપન્ન એવા સુજ્ઞ શિલ્પીને જે રાજ્યમાં માનપૂર્વક નિવાસ કરાવવામાં આવે છે તે રાજ્યમાં કોઈપણ પ્રકારનુ વિઘ્ન આવતું નથી. એ પ્રમાણે વિશ્વકર્મા કહે છે. ૬૮–૬૯ ૭૦–૭૧

### हस्त लक्षणम्

हेतुः समस्तवास्तुनामाधारः सर्व कर्मणाम् ।
मानोन्मान विभागादि निर्णयैकनिबंधनम् ॥ ॥७२॥
परिध्युदय विस्तार दैर्घ्याणा स्युरमी यतः ।
ज्येष्ठमध्याधमा भेदा यं च ज्ञात्वा न मुह्यति ॥ ॥७३॥
इदानीं तस्य हस्तस्य सम्यङ् निश्चयसंयुतम् ।
कथ्यते त्रिविधस्यापि लक्षणं शास्त्र दर्शितम् ॥ ॥७४॥

હસ્ત હસ્ત સંપૂર્ણ વાસ્તુ કૃત્યો અને કલાના હેતુ તથા અખીલ વાસ્તુ–કર્મોના આધારરૂપ છે માન–ઉન્માન અને વિભાગાદિ નિર્ણય માટે આ એકમાત્ર નિબંધન છે! વાસ્તુ–પદ અથવા ક્ષેત્રની પરિધિ તેનો ઉદય અને વિસ્તાર તથા લંબાઈ માટે એ જ સાધક છે તેજ હસ્તના પૂર્વોક્ત, જેષ્ઠ, મધ્યમ, અને અધમ (કનિષ્ઠ) તેના ત્રણ ભેદ છે તે જાણી શિલ્પીએ મોહ નહિ કરવો–વાસ્તુ નિર્માણ માટે સંશય નહિ કરવો–એ ત્રણ પ્રકારના હસ્ત પ્રમાણ નિશ્ચિત શાસ્ત્રોક્ત જાણવા. ૭૨–૭૩–૭૪

हस्त लक्षण मानं च गायत्री मान सम्भवः ।
मानोन्मान–प्रमाणं च सर्वे कर्मसु कारणम् ॥ ॥७५॥
भास्करोदयनाद् दिष्टः किरणैश्च प्रकाशितः ।
जालान्तगते रश्मौ सूक्ष्मरेण्वष्ट मोशकः ॥ ॥७६॥
परमाणु प्रमाणं तत् समुदिष्टं समन्ततः ।
परमाणुरष्टगुणमेकत्र पिण्ड लक्षणम् ॥ ॥७७॥
रजोभिरष्टगुणितं केशाग्रं च प्रसिद्धयति ।
केशाग्रैरष्टगुणितै लिक्षाक्रमं तु योजयेत् ॥ ॥७८॥
लिक्षाभिरष्ट भिर्यूका यूकाभिश्चाष्टभिर्यवः ।
तथाष्टगुणितैश्चैव यवैर्मानं प्रसिद्धयति ॥ ॥७९॥
निर्दोपं मानमेतं च स्यात्परमाणु मूलकम् ।
उत्तममध्यमाधमं त्रिविधो मान निर्णयः ॥ ॥८०॥
जेष्टं चाष्टयवैः प्रोक्तं मध्यमं सप्तभिर्यवैः ।
स्यात्कनिष्टं षड्यवैस्तश्चतु विंशतिभिःकरः ॥ ॥८१॥
एवं मानोद्भवो हस्त उदितश्च त्रिधा क्रमात् ।
अङ्गुष्टाग्रे पर्व रेखा पुष्पकं त्रिभिरङ्गुलैः ॥ ॥८२॥

હસ્તનું લક્ષણ તથા પ્રમાણુ ગાયત્રી મંત્રના વર્ણ (અક્ષર) સંખ્યા (૨૪)માંથી ઉદ્ભવેલ છે માન અને પ્રમાણુ સર્વ કર્મનું કારણું છે સૂર્યોદય થયા પછી, કિરણો પ્રકાશિત થાય છે ગૃહના જાલિયાની અંદર જે રશ્મિમાં સૂક્ષ્મ રજ.કણુ જોવામા આવે છે તે રેણું (છાયા) આઠ રેણુનો એક પરમાણુ, આઠ પરમાણુના એક રજ. આઠ રજના એક કેશાગ્ર જાણવો. કેશાગ્રને આઠ ગણા કરવાથી. લિક્ષા (લીખ) જાણવી; આઠ લિક્ષાથી એક યૂકા થાય; આઠ યૂકા એક યવમાન જાણવું, આઠ યવ એક અંગુલ. નિર્દોષ માન પરમાણુથી અંગુલ સુધીનું જાણવુ.

જેષ્ટ, મધ્ય, અને કનિષ્ટ એ ત્રણ પ્રકારના માન જાણવા જેષ્ટ આઠ યવે મધ્યમ સાત યવે કનિષ્ટ છ યવથી જાણવા. આ પ્રમાણે ચોવીશ આંગળના હસ્ત પ્રમાણ જાણવું પૂર્વ માનથી ત્રણ પ્રકારના હસ્ત ઉદ્ભવેલ છે દરેક અંગુલે પર્વ રેખા ત્રણ અંગુલે ફૂલ કરવા. ૭૫ થી ૮૨

## હસ્ત પ્રમાણ

| | | | |
|---|---|---|---|
| ૮ રેણુ | ૧ પરમાણુ | ૫ અંગુલ | ૧ તલ |
| ૮ પરમાણુ | ૧ રજ | ૬ ,, | ૧ કરપાદ (પા ગજ) |
| ૮ રજ | ૧ કેશાગ્ર | ૭ ,, | ૧ દષ્ટિ |
| ૮ કેશાગ્ર | ૧ લીક્ષા | ૮ ,, | ૧ તૂણી |
| ૮ લીક્ષા | ૧ યૂકા | ૯ ,, | ૧ પ્રાદેશ |
| ૮ યૂકા | ૧ યવ | ૧૦ ,, | ૧ શયતાલ |
| ૮ યવ | ૧ અગુલ | ૧૧ ,, | ૧ ગોકર્ણ |
| ૩ અગુલ | ૧ પર્વ | ૧૨ ,, | ૧ વિસ્તતી (વેંત) તાલ |
| ૮ પર્વ | ૧ હસ્ત | ૧૪ ,, | ૧ અનાહુપદ |
| ૧ અગુલ | ૧ માત્રા | ૨૧ ,, | ૧ રત્નિ |
| ૨ ,, | ૧ કળા | ૨૪ ,, | ૧ અરત્નિ હસ્ત |
| ૩ ,, | ૧ પર્વ | ૪૨ ,, | ૧ કિષ્કુ |
| ૪ ,, | ૧ મુષ્ઠી | ૮૪ ,, | ૧ પુરૂષ ૩ ½ હસ્ત |

| | |
|---|---|
| ૯૬ આગળ | ૧ ધનુષ્ય ૪ હસ્ત |
| ૯૬ ,, | ૧ દંડ |
| ૪ હસ્ત | ૧ ધનુષ્ય ૧ દંડ |
| ૧૦૦૦ ધનુપ | ૧ કોષ |
| ૨ કોષ | ૧ ગવ્યુતિ |
| ૨ ગવ્યુતિ | ૧ યોજન |
| ૧૦૦૦ યોજન | ૧ પૃથ્વી |

एते अङ्गुलाक्षराणि क्रमतश्चैव संस्थिताः ।
पुष्पके देवतास्तिस्रः प्रतिष्ठाप्या यथाक्रमम् ॥ ॥८३॥

એ પ્રમાણે અંગુલના લક્ષણો જાણવા તેને ક્રમે સ્થાપવા, પુષ્પમાં ત્રણ દેવની પ્રતિષ્ઠા યથા ક્રમે કરવી. ૮૩

आदौ विष्णुरग्रे रुद्रो ब्रह्मा मध्ये च संस्थितः ।
भूर्भुवः स्ववीजत्रयं स्सुराद्यस्त्र देवताः ॥ ॥८४॥

પહેલા રૂદ્ર મધ્યે બ્રહ્મા અને છેડે વિષ્ણુ સ્થાપવા ગાયત્રી મંત્રના ત્રણે બીજ રૂપ છે. ૮૪

## फूलस्य स्थितः देवता

रुद्रश्च पवनस्त्वष्टाऽनलो ब्रह्मा तथा यमः ।
वरुणो धनदो विष्णुर्मूलतश्चान्ततः स्थिताः ॥ ॥८५॥

૧. રૂદ્ર, ૨. વાયુ, ૩. વિશ્વકર્મા, ૪. અગ્નિ, ૫. બ્રહ્મા, ૬. યમ, ૭. વરૂણ, ૮. કુબેર, ૯. વિષ્ણુ એ ફૂલ ઉપર સ્થિત છે. (બેઠેલા છે). ૮૫

## पर्व स्थितः देवता

इश्वरो वायु विश्वे च वन्हि ब्रह्मा दिवाकरः ।
रुद्रो यमो विरुपाख्यो वसुरिन्दो जला धिपः ॥ ॥८६॥
स्कंद इच्छा क्रिया ज्ञानं धनदो विजयस्तथा ।
वसुदेवो बलभद्रः प्रद्युम्नश्चानिरुद्धकः ॥ ॥८७॥
एते च वासुदेवांशाः कम्बिकानिश्चला स्मृताः ।
आगमैर्वेद मन्त्रैश्च पूज्याश्च परमा फलाः ॥ ॥८८॥

હસ્તના પર્વ, (અંગુલ) ઉપર એકેક દેવ સ્થિત છે અનુક્રમે ૧. ઈશ્વર, ૨. વાયુ, ૩. વિશ્વદેવ, ૪. અગ્નિ, ૫. બ્રહ્મા, ૬. સૂર્ય, ૭. રૂદ્ર, ૮ કાલ, ૯. વિશ્વકર્મા, ૧૦. વસુ, ૧૧. ગણેશ, ૧૨ વરૂણ, ૧૩. કાર્તિક સ્વામી, ૧૪. ઇચ્છા દેવી, ૧૫. ક્રિયા દેવી, ૧૬ જ્ઞાનદેવ, ૧૭. કુબેર, ૧૮ ચંદ્રમા, ૧૯. જય, ૨૦. વસુદેવ, ૨૧. બલભદ્ર. ૨૨. કામ (પ્રદ્યુમ્ન–અનિરૂદ્ધ), ૨૩. વિષ્ણુ, આ પ્રમાણે હસ્તના પર્વ ઉપર દેવતા જાણવા વેદમંત્રથી દરેક કલાના દેવને પૂજવા ૮૬–૮૭–૮૮

अश्वनैः खदिरैर्वंशैः कनिष्ठाः सर्जपादपैः ।
हेमरौप्यताम्रमयाः श्रेष्टा लोहश्च मध्यमाः ॥ ॥८९॥

અર્જુન, વૃક્ષ, ખેર, વાંસનો હસ્ત તે કનિષ્ટ, લોહનો હસ્ત મધ્યમ અને સોનું, રૂપુ તામ્રનો હસ્ત શ્રેષ્ટ જાણવો. ૮૯

आयामश्चतुर्विंशत्या त्रिविद्याङ्गुलतः स्मृतः ।
ज्येष्ठमध्य कनिष्ठानां प्रत्येकं हस्तसङख्यया ॥ ॥९०॥

ત્રણ પ્રકારના અંગુલથી, ચોવીશ અંગુલ પ્રમાણ હસ્ત જાણવો. તેમાં જેષ્ટ, મધ્ય, કનિષ્ટ પ્રત્યેક હસ્ત સંખ્યા જાણવી. ૯૦

नगर ग्राम पूः खेटकूटानां कर्वटस्य च ।
मान सङ्ख्या योजनैश्च ज्येष्ट हस्तेन मापयेत् ॥ ॥९१॥

નગર, ગામ, પુર, ખેટ, કુટ અને કર્વટ તથા યોજનાદિ પ્રમાણ જેષ્ટ હસ્તે માપવા. ૯૧

प्रासाद प्रतिमालिङ्ग जगतीपीठ मण्डपान् ।
राज्ञां निवेशं भवनं मापयेन्मध्य मानतः ॥ ॥९२॥

પ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, રાજાના નિવાસ ગૃહ એ મધ્ય માનથી માપવુ. ૯૨

शय्यासनं स्थालीपात्रं छत्र सिंहासनादिकम् ।
शस्त्रं यानं च झप्पानं मापयेश्च कनिष्टतः ॥ ॥९३॥

શય્યા, કુવો, વાવ, પાત્રાદિ, છત્ર, સિંહાસન, શસ્ત્રાસ્ત્ર, યાન (પાલખી) રથ, કનિષ્ટ હસ્તથી માપવા. ૯૩

सुगन्ध धूप पुष्पैश्च देवतार्थार्चनादिकैः ।
समुद्धरेत् पूजयित्वा स्तोत्रैर्याम्यकरोत्तमैः ॥ ॥९४॥
अग्नि भयं प्रजापीडा मृत्युर्व्याधिः पुनस्तथा ।
निधनं नरकपातं रुद्रादि विष्णु त स्तथा ॥ ॥९५॥

હસ્તના પર્વના દેવતાને અને ફૂલના દેવતાને સુગંધી ધૂપ અને પુષ્પ પૂજવા અને અર્ચનાદિ કરવું. પૂજન કર્યા પછી સ્તોત્ર મંત્રાદિ બોલવા. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર આદિ દેવો અગ્નિ ભય, પ્રજા પીડા, મૃત્યુ, વ્યાધિ, નિધન નર્કપાત આદિ દોષોમાંથી મુક્ત કરે છે. ૯૪–૯૫

## हस्त पुष्पदेव चंपात दोप

उच्चाटनं रोग भयंच दुःखं वन्हेर्भयं पीडनकं प्रजायाः ।
मृत्युर्विनाशोपि धनक्षयः स्यान्मोहः क्रमा दैवतपीडनेन ॥ ॥९६॥

હસ્તના મૂળના દેવતા શિલ્પીના હાથમા દબાય તો ઉચ્ચાટન કરે. પહેલા ફૂલના દેવતા દબાય તો રોગ કરે, બીજા ફૂલના દેવતા દબાય તો દુઃખ કરે, ત્રીજા ફૂલના દેવતા દબાય તો અગ્નિ ભય કરે, ચોથા ફૂલના દેવતા દબાય તો બાળકોને

દુઃખી કરે, પાચમા કૂલના દેવતા દબાય તો મૃત્યુ કરે, છઠ્ઠા કૂલના દેવતા દબાય તો કુટુંબનો નાશ કરે, સાતમા કૂલના દેવ દબાય તો ધન ક્ષય કરે, આઠમા કૂલના દેવ દબાય તો મોહ કરે, ચિત્ત ભ્રમ કરે. ૯૬

## सूत्रधारस्य सूचना

हस्तौयत्नात्पुष्पयोरंतराले न्वष्टाधार्यो मंदिरादे निवेशे ।
हस्ताद्भूमौपात्यकस्मातदासौकार्ये विघ्नं दुःखमाविष्करोति ॥ ॥९७॥

ગૃહ, પ્રાસાદ, કરનાર સૂત્રધારે કાર્ય આરંભતા બે ફૂલોના મધ્ય ભાગે યત્ન પૂર્વક હસ્ત પકડવો. ગજ ઉપાડતા પડી જાય તો કામમાં વિઘ્ન અને દુઃખ આવે. ૯૭



[illegible]

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઇશ | વાયુ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

અના શુભ કાર્ય પુત્ર શિલ્પી, ગૃહકર્તા
વૃષ્ટિ સર્વ સિદ્ધિ લાભ વિનાશ
દેશ કામ
ભંગ પ્રદ

મધ્યમ    મધ્યમ    વિવિધ ભોગો

૧. ઇશ, વાયુ, અનાવૃષ્ટિ દેશ ભંગ
૨. વાયુ, વિશ્વદેવ, શુભ સર્વ કામપ્રદ
૩. વિશ્વદેવ, અગ્નિ, કાર્ય સિદ્ધિ
૪. અગ્નિ, બ્રહ્મા, પુત્ર, લાભ
૫. બ્રહ્મા, કાલ, શિલ્પી ગૃહકર્તા વિનાશ
૬. કાલ, વરૂણ, મધ્યમ
૭. વરૂણ, કુબેર, મધ્યમ
૮. કુબેર, વિષ્ણુ, વિવિધ ભોગ

## પુષ્પ દેવ સંપાત દોષ

૧-૩-૬-૯-૧૨-૧૫-૧૮-૨૧-૨૪ આટલા અંગુલ વિભાગ દબાવા નહિ જોઈએ.

## પુષ્પાન્તરે હસ્તં ગ્રહણ શુભાશુભ ફલ

ब्रह्मानलकयोर्मध्ये पुत्रलाभो भविष्यति ।
ब्रह्मा यमस्तयोर्मध्ये कर्ता शिल्पि च नश्यति ॥ ॥९८॥

विश्वानलकयो मध्ये निष्पन्न पुर वृद्धिता ।
यमवरुणयो मध्ये मध्यमञ्च विनिर्दिशेत् ॥ ॥९९॥

त्वष्टृ पवनयो मध्ये शुभं तत्सर्व कामदम् ।
वरुणयक्षराड्मध्ये मध्यमश्च विनिर्दिशेत् ॥ ॥१००॥

બ્રહ્મા અને અગ્નિના મધ્યમાં હસ્ત પકડવાથી પુત્રલાભ, બ્રહ્મા અને કાળની મધ્યમા ગૃહકર્તા અને શિલ્પીનો નાશ, વિશ્વદેવ અને અગ્નિના મધ્યમાં કાર્ય સંપૂર્ણ થતા નગરની વૃદ્ધિ, કાળ અને વરૂણના મધ્યે મધ્યમ વિશ્વકર્મા દેવ અને વાયુના મધ્યે શુભ અને સર્વ કામપ્રદ વરૂણ અને કુબેરના મધ્ય ભાગમા પકડવાથી મધ્યમ ફળની પ્રાપ્તિ થાય છે. ૯૮-૯૯-૧૦૦

अनावृष्टि भयं लोके देश भङ्गो न संशयः ।
रुद्र पवनयो मध्ये यदा हस्तं तु धारयेत् ॥ ॥१०१॥

विष्णु धनदयो मध्ये हस्तञ्चैव ग्रहेद्यदि ।
विविधा स्तत्र भोगाश्च कार्य सिद्धिर्न संशयः ॥ ॥१०२॥

રૂદ્ર અને વાયુના મધ્યમા ગજ ધારણ કરે તો લોકમા અનાવૃષ્ટિનો ભય તથા દેશ ભગ થાય એમા સશય નહિ. વિષ્ણુ અને કુબેરના મધ્ય ભાગથી હસ્ત પકડે તો વિવિધ પ્રકારના ભોગો તથા કાર્ય સિદ્ધિ થાય-તેમા સંશય નહિ. ૧૦૧-૧૦૨

## અંગુલાદિથી પૃથ્વી પ્રમાણ

मात्रैकाङ्गुलिका कला परिमिता मात्रा द्वयं सर्वथा ।
पर्व त्रीणि तथा ङ्गुलानि विहिता मुष्टिश्चतु मात्रिका ॥ ॥१०३॥

मात्रा द्वादशभिर्वितस्ति रिति वा तालोऽपि विज्ञायते ।
तालौ द्वौच करस्तु किष्कु रुदितः पादो न हस्त द्वयम् ॥ ॥१०४॥

चापस्तूर्यकरैः सहस्र युगलैश्चापैर्मतः कोशकः ।
गव्यूतिश्च तथा बुधैः परिमिता क्रोशद्वयाभ्यां सदा ॥ ॥१०५॥

गव्यूतिद्वयमान जन्यकथितं मानं तथा योजने ।
सहस्र योजने चैव परिमिता भूमिश्च सर्वा बुधैः ॥ ॥१०६॥



શ્રી ચેમ્બુર જૈન દેરાસર બલાણક ચોક. એન. સી. સોમપુરા

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્

શ્રી ચેમ્બુર જૈન દેરાસર હસ્તિ દર્શન એન. સી. સોમપુરા

ભરત પ્રિન્ટરી, પાલિતાણા



ચેમ્બુર જૈન દેરાસર સાઇડ દર્શન [ એન. સી સોમપુરા. ]

એક આગળ એક માત્રા, બે માત્રાની એક કલા, ત્રણ માત્રા અથવા અંગુલનો એક પર્વ ચાર માત્રાની એક મુષ્ટિ, બાર માત્રાનો એક તાલ, અથવા વિસ્તિ બે તાલ એક કર અને પોણા બે કર (ગજ)નો એક કિષ્કુ થાય છે.

ચાર હાથનો એક ચાપ (દંડ) બે હજાર ચાપનો એક કોશ બે કોશની એક ગવ્યુતિ, બે ગવ્યુતિનો એક યોજન, વિદ્વાનો એ સમસ્ત પૃથ્વી, એક હજાર યોજનની કહી છે. ૧૦૩ થી ૧૦૬

## अष्टविध सूत्र

दृष्टिः करस्तथा मौञ्जं कार्पासञ्चा वलंबकम् ।
काष्ठ सृष्टि त्रिलेख्यानि सूत्रापयष्ट वदन्ति च ॥ ॥१०७॥

૧. દષ્ટિ, ૨. ગજ, ૩. મુંજની દોરી, ૪. સુતરની દોરી, ૫. અવલંબક, ૬. કાષ્ટ કાટખુણો, ૭. સૃષ્ટિ (સાધણી), ૮. વિલેખ્ય અથવા પ્રકાર આઠ સૂત્રોના નામો છે. ૧૦૭

## કાટખુણા નિર્માણ

सूर्याङ्गुल मितं दैर्घ्ये विस्तृतौ च नवाङ्गुलम् ।
उभयोः काणसंलग्नं तिथ्यङ्गुल मुदीरितम् ॥ ॥१०८॥

પહેલી રેખા બાર આગળ લાબી અને બીજી રેખા નવ આંગળ પહોળી દોરવી તે એ પ્રમાણે કે બે રેખાના છેડાનું અંતર પંદર આગળ થાય. એટલે કાટખુણો ચોક્કસ થયો સમજવો ૧૦૮

### પ્રશસ્તિ

**इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हर विद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् शिल्पाचार्य नंदलाल चुनीलाल सोमपुरा सङ्गृहीते हस्त कम्बी नाम्नो द्वितीयोऽध्यायः संपूर्णः**



## ॥ तृतीयोऽध्यायः ॥

### वास्तु उत्पत्ति, वास्तु पदाधिकार, वास्तु पुरुष उत्पत्ति

संग्रामेंधक रुद्रयोश्चपतितः स्वेदो महेशात्क्षितौ ।
तस्माद्भूतम भूच्च भीतिजननंद्यावापृथिव्योर्महत् ॥ ॥१०९॥

तदेवैः सहसाविं गृह्यनिहितं भूमावधो वक्त्रकं ।
देवानां वचनाश्च वास्तु पुरुष स्तेनैव पूज्यो बुधैः ॥ ॥११०॥

અંધકાસૂર દૈત્ય સાથે યુદ્ધ કરતા મહાદેવને પરિશ્રમ થવાથી, પરસેવો થયો તેનુ બિંદુ ભૂમિ ઉપર પડ્યું, તે બિંદુમાથી આકાશ અને ભૂમિને ભેય કરે એવો એક પુરૂષ ઉત્પન્ન થયો, તે પુરૂષને સર્વ દેવતાઓ મળી એકદમ પકડી નીચે મુખે (ઉંધો) નાખી. તેના ઉપર તે દેવોએ વાસ કર્યો તે ઉપરથી તે પુરૂષનું નામ વાસ્તુ પુરૂષ કલ્પ્યુ કહેવાય છે માટે ડાહ્યા પુરૂષોએ વાસ્તુ પુરૂપને અવશ્ય પૂજવો જોઈએ. ૧૦૯–૧૧૦

भाद्रपदस्य मासस्य तृतीया कृष्ण पक्षका ।
वारः शनैश्चरः प्रोक्तो नक्षत्रं कृत्तिका भवेत् ॥ ॥१११॥

योगस्तत्र व्यत्तीपातः करणं विष्टिसंभवः ।
भद्रांचैव भवेतत्र कुलिकज्ञ तदा भवेत् ॥ ॥११२॥

पुरान्धकवधे रुद्र ललाट पतित क्षितौ ।
स्वेद स्ततोद्भुत जातः पुरुषोवै सुदुःसहः ॥ ॥११३॥

ભાદ્રપદ માસના કૃષ્ણુ પક્ષની તૃતીયા, શનિવાર, કત્તિકા નક્ષત્ર વ્યતીપાત યોગ, વિષ્ટિકરણુ, ભદ્રા તેમ જ કુલિક, એ સર્વ યોગ આવેલ હતા તેવા યોગમાં પૂર્વે અંધકાસુર દૈત્યની સાથે યુદ્ધ કરતા રૂદ્રના લલાટમાથી પરિશ્રમના લીધે પરસેવાનું બિન્દુ પૃથ્વી ઉપર પડ્યું અને તે પરસેવાના બિન્દુમાંથી એક આશ્ચર્યકારક બનાવ બન્યો. અર્થાત્ તે બિન્દુમાંથી એક અતિદુઃસહ અને વિકાળ પુરૂષ ઉત્પન્ન થયો. ૧૧૧થી૧૧૩

गृहीत्वा सर्व देवैस्तं न्यस्तो भूमावधोमुखम् ।
जानू कोणोच पादौच रक्षोदिशि शिवेशिरः ॥ ॥११४॥

चत्वारिंश द्युताः पञ्च वास्तुदेहे स्थिताः सुराः ।
अष्टौच ब्राह्मणास्तेषां वसनाद्वास्तु रुच्यते ॥ ॥११५॥

સર્વ દેવતાઓએ તે પુરૂષને પકડી ઉર્ધ મુખે ભૂમિ પર સૂવાડી દીધો, તેની બે જાંઘ, ઘુંટણ તથા પગ નૈરૂત્ય દિશામાં અને મસ્તક ઇશાન કોણમાં રહ્યું. આ પુરૂષના શરીર ઉપર પીસ્તાલીશ (૪૫) દેવતાઓ રહેલા છે અને ૪૫ દેવતાઓમાંથી આઠ, આઠ દેવતાઓ ચારે દિશામાં રહેલા છે. આ પ્રમાણે દેવતાઓએ તેના પર વાસ કરવાથી તે **'વાસ્તુ પુરૂષ'** કહેવાયો. ૧૧૪-૧૧૫

अधो मुखेन सौख्यञ्च कुरुते हन्तिचान्यथा ।
नैव तस्य विना शान्तिं श्रीदः सुविहितो बलिः ॥ ॥११६॥

प्रासाद भवनादीनां प्रारंभे परिवर्तने ।
वास्तु कर्मसु सर्वेषु पूजितः सुखदो भवेत् ॥ ॥११७॥

આ વાસ્તુ પુરૂષને ઉંધે મુખે સૂવાડવાથી સુખ આપે છે અને જો ચત્તો સૂવાડયો હોય તો હાનિ કરે, તેમ જ વાસ્તુની શાન્તિ કર્યા વગર લક્ષ્મી આપનારો થતો નથી. પરંતુ સારી રીતે બલિદાન કરવામા આવે તો લક્ષ્મી આપનારો થાય છે.

પ્રાસાદ તથા ગૃહ વગેરે કર્મમા આરંભ અને સમાપ્તિ વખતે તેમ જ સર્વ પ્રકારના વાસ્તુ કર્મોમાં વાસ્તુ પુરૂષનું પૂજન કરવામા આવે તો સુખ આપનાર થાય છે. ૧૧૬-૧૧૭

## વાસ્તુ પૂજન

प्रासादे भवने तडागखनने कूपेचवाप्यांदने ।
जिर्णोद्धार पुरेषु याग भवने प्रारंभ निर्वर्त्तने ॥ ॥११८॥

वास्तोः पूजनकं सुखाय कथितं पूजां विनाह्यनये ।
पादौ रक्षसिकं शिवेंभ्रि करयोः संधिश्चकोणद्वये ॥ ॥११९॥

પ્રાસાદ ગૃહ આરંભે તળાવ ખોદાવતા કુવા, વાવ, કરતાં વનમા વૃક્ષ રોપતાં જીર્ણોદ્ધાર વખતે નગર વસાવતા યજ્ઞાદિ કર્મ વખતે વિગેરે કાર્યના આરંભે અને કાર્યની સમાપ્તિ વખતે વાસ્તુ દેવનુ પૂજન કરવાથી સુખ થાય છે અને પૂજન નહિ કરવાથી હાનિ થાય છે.

એ વાસ્તુ પુરૂપ ઉંધો સૂતો છે, એ એવી રીતે કે બે પગ નૈરૂત્ય કોણમાં છે, બને પગના પગ તળ એક બીજા સાથે જોડેલા છે, તેનું મસ્તક ઇશાન કોણે છે, હાથ અને પગોની સંધીઓ અગ્નિ અને વાયવ્ય કોણમા છે. ૧૧૮-૧૧૯

## સપ્ત પુણ્યાહ વાસ્તુ પૂજન

कूर्म संस्थापनं द्वारं पद्मशिला च पूरुषः ।
घंटा ध्वजः प्रतिष्ठाच ज्ञेयं पुण्याह सप्तकम् ॥ ॥१२०॥

૧. કૂર્મ શિલા સ્થાપન, ૨. દ્વાર સ્થાપન, ૩. પદ્મ શિલાસ્થાપન, ૪. ધ્વજપુરૂષ સ્થાપન, ૫. ઘંટા સ્થાપન, ૬. ધ્વજ રોપણુ, ૭. દેવ પ્રતિષ્ઠા. આ સાતને પુણ્યાહ સપ્તક જાણવું આ સાત કાર્યોમાં વાસ્તુ પૂજન કરવું. ૧૨૦

## ચતુર્દશ વાસ્તુ પૂજન

भूम्यारंभे तथा कूर्मे शिलायां सूत्रपातने ।
द्वारोच्छाये खुरेकुंभे पट्टे पद्म शिलासुच ॥ ॥१२१॥

शुकनाशेच पुरुषे घंटायां कलशे तथा ।
ध्वजोच्छ्राये प्रतिष्टायां शांतिकानि चतुर्दश ॥ ॥१२२॥

૧. ભૂમ્યારંભે, (ખનન) ૨. કૂર્મશિલા સ્થાપતા, ૩. ખડસલ ચોડતા, ૪. સૂત્રારંભે, ૫. દ્વાર શાખ સ્થાપતા, ૬. ખુરશિલા ચોડતાં, ૭. કુંભી સ્થાપતા, ૮. ભારવટ મૂકતાં, ૯. પદ્મ શિલા સ્થાપતા, ૧૦. શુકનાશ વખતે, ૧૧. ધ્વજ પુરૂષ સ્થાપતા, ૧૨. આમલસારો મૂકતાં, ૧૩. કલશ ચડાવતા, ૧૪. ધ્વજ યુક્ત પ્રતિષ્ઠા વખતે વાસ્તુપૂજન કરવું. આ ચૌદ શાન્તિ કર્મ જાણવા. ૧૨૧–૧૨૨

## વાસ્તુ ક્ષેત્રાત્મક નિર્ણય

विश्वकर्मोवाच

स्वस्तिकं पुष्पकं नन्दं षोडशाक्षं चतुर्थकम् ।
पंचमं कुल तिलकं सुभद्रं षष्टमेव च ॥ ॥१२३॥

૧. સ્વસ્તિક, ૨. પુષ્પક, ૩. નન્દ, ૪. ષોડશાક્ષં, ૫. કુલતિલંક, ૬. સુભદ્ર જાણવા. ૧૨૩

सप्तमो मरीचिगणो भद्रकंस्यात्तथाष्टमम् ।
नवमं कामदं प्रोक्तं दशमं भद्रमुच्यते ॥ ॥१२३॥

૭. મરીચિગણુ, ૮. ભદ્રક, ૯. કામદ ૧૦. ભદ્રાખ્યં જાણવા. ૧૨૩

सर्वतोभद्र नामाख्य मतऊर्ध्वं न कारयेत् ।
वास्तून्येकादशैव स्युः प्रोक्तानि परमेश्वरैः ॥ ॥१२४॥

૧૧. સર્વતોભદ્ર, એથી વિશેષ નહિ કરવા વાસ્તુ એકાદશ ઈશ્વરે કહેલ છે. ૧૨૪

पदमेकं स्वस्तिकं स्यात्पुष्पकं पच्चतुष्टयम् ।
नन्दं नवपदं प्रोक्तं षोडशं षोडश पदैः ॥ ॥१२५॥

એક પદનો સ્વસ્તિક,' પાચ પદનો પુષ્પક. નવપદ નંદ તથા સોળ પદનો ષોડશ જાણવો. ૧૨૫

पंच विंशति भिः कुलं षट्त्रिंशद्भिः सुभद्रकम् ।
एकोन पञ्चाशत्पादै मरीचिगण उच्यते ॥ ॥१२६॥

પચીસ પદનો કુલતિલક, છત્રીશ પદનો સુભદ્ર અને ઓગણપચાસ પદનો મરીચિગણ જાણવો. ૧૨૬

भद्रकं तु चतुः षष्टिरेकाशीतिश्च कामदम् ।
शत पदैस्तु भद्राख्यं सहस्रैः सर्वतोद् भवम् ॥ ॥१२७॥

ચોસઠ ભાગનો ભદ્રક' એકાશી પદનો કામદ, સો પદનો ભદ્રાખ્ય અને સહસ્ત્ર પદનો સર્વતો ભદ્ર વાસ્તુ જાણવો. ૧૨૭

श्रीधरं राजगेहानां हर्मादीनां ध्रवं यथा ।
चतुष्की देवनाग्रे या विद्यारंभे तरस्वस्तिकम् ॥ ॥१२८॥

दीक्षा विविध यात्रासु कन्यालग्ने च पुष्पकम् ।
नन्दं प्रपूजयेद्वास्तु वन यात्रादि शोभनम् ॥ ॥१२९॥

લક્ષ્મી સ્થાન રાજગૃહ હર્મ (ઘર) અને દેવ અગ્રેચતુષ્ટિકા વિદ્યારંભે સ્વસ્તિક વાસ્તુ પૂજવો. દિક્ષા જુદી જુદી યાત્રા અને કન્યાના લગ્ને પુષ્પક વાસ્તુ પૂજવો, વનચાત્રા વખતે નદ વાસ્તુ પૂજવો ૧૨૮–૧૨૯

लतिने रुचकादीनां मण्डपेषु गृहादिके ।
जगती वसुधायुक्तं षोडशाख्यं तृपूजयेत् ॥ ॥ ॥१३०॥

दक्षिणोत्तर पट् कार्यं अक्राद्यं ? कमलोद् भवम् ।
श्रीमात्रादिषु दीक्षासु तिलकं तु प्रपूजयेत् ॥ ॥१३१॥

લતિનાદિ તથા રૂચકાદિના મંડપે ગૃહ આદિમાં જગતી પીઠે ષોડશ વાસ્તુ પૂજવો. દક્ષિણ ઉત્તર અને પૂર્વના અને લક્ષ્મી આદિ કાર્ય તથા દિક્ષામા–કુલતીલક વાસ્તુ પૂજવો ૧૩૦–૧૩૧

सुकर्मणि च प्रस्थाने सुभद्रं च प्रशस्यते ।
समस्त जीर्णोद्धारेषु मरीचिगण मर्चयेत् ॥ ॥१३२॥

गामखेट पुरादा च कूपे च कर्वटादिके ।
तथा राजनिवेशे च भद्रकं पूजयेत्सदा ॥ ॥१३३॥

સારા કાર્યમાં તથા યાત્રામા સુભદ્ર વાસ્તુ શુભ છે, બધી જાતના જીર્ણોદ્ધારમાં મરીચિ વાસ્તુ પૂજવો, ગામ, ખેટ, પુર, કુવા, કર્વટાદિ કર્મમા તથા રાજ્ય પ્રાસાદે ભદ્રક વાસ્તુ સદા પૂજવો. ૧૩૧-૧૩૨

गृहादिषु समस्तेषु तृणपट्ट च्छन्दादिषु ।
पाण्डुवश्च पूर्णखण्डेषु कामदं वास्तु पूजयेत् ॥ ॥१३३॥
प्रासादा विविधाश्चैव विविधाश्चात्र मण्डपाः ।
जगतीलिङ्गपीठे च भद्राख्यं राज वेश्मनि ॥ ॥१३४॥

સમસ્ત ગૃહાદિ કાર્યમાં તૃણ વાંસ, પંચ પલવ પૂર્ણ ખંડમાં કામદ વાસ્તુ પૂજવો, વિવિધ જાતના પ્રાસાદોમાં વિવિધ મંડપોમા જગતી લિંગ પીઠ તથા રાજ્ય ગૃહમાં ભદ્રાખ્ય વાસ્તુ પૂજવો. ૧૩૩-૧૩૪

प्रासादाश्च मेर्वाद्या लिङ्गं षट् करतः परम् ।
महार्थां देशराष्ट्रे च सर्वतो भद्रमर्चयेत् ॥ ॥१३५॥

મેરવાદિ પ્રાસાદમાં, લિંગના ષટ કર્મમાં, મહારથા (મહાનગરે) દેશ, રાષ્ટ્રે, સર્વતો ભદ્ર વાસ્તુ પૂજવો. ૧૩૫

षट् क्षेत्राणि प्रवक्ष्यामि वास्तुपद निवासिनाम् ।
संस्थोनोन्मानसूत्रं च वास्तुवेद समुद् भवम् ॥ ॥१३६॥

છ પ્રકારના વાસ્તુ ક્ષેત્રના પદો છે, માન અને સૂત્રથી વાસ્તુ વેદ ઉદભવે છે. ૧૩૬

चतुरश्रमायतं च वृतं वृतायतं तथा ।
अष्टांश्रं चार्धचन्द्रंच वास्तुसूत्रंतु षडविधम् ॥ ॥१३७॥

૧. ચોરસ, ૨. લંબ ચોરસ, ૩. ગોળ, ૪. લંબ ગોળ, ૫. અષ્ટાંશ, ૬. અર્ધ-ચંદ્ર આ પ્રમાણે વાસ્તુ સૂત્ર છ પ્રકારના વિવિધ છે. ૧૩૭

प्रासादेषु गृहाद्येषु पुरग्राम निवेशने ।
क्षेत्राणि चतुरश्राणि चतुरश्रं समर्चयेत् ॥ ॥१३८॥

પ્રાસાદ, ગૃહાદિ, પુર, ગામ, ચોરસ ક્ષેત્રમા ચોરસ પદનો વાસ્તુ પૂજવો. ૧૩૮

तथायताश्च प्रासादाः पुष्पाक्ष कुल संभवाः ।
यथायतानि क्षेत्राणि पूजयेच्च तथायतम् ॥ ॥१३९॥

લંબ ચોરસ પ્રાસાદ અને પુષ્પકાદિ કુલ પ્રાસાદમા લંબ ચોરસ ક્ષેત્રમા લંબ ચોરસ વાસ્તુ પૂજવો. ૧૩૯

वापी कूप क्षेत्रकाणि वृत्तानि प्रतिमा स्तथा ।
कैलासच्छन्दोद्भवाश्च सर्वे वृताः प्रकीर्तिताः ॥ ॥१४०॥

વાવ, કુવા, વૃત ક્ષેત્રમા તથા પ્રતિમામા અને કૈલાસચ્છદાદિ ઉદ્‌ભવશ્ચમાં સર્વ કાર્યમા વૃત વાસ્તુ પૂજવો. ૧૪૦

वृत्तायत्ताश्चमणिका अष्टशाला अष्टाश्रकाः ।
तडागेषु समस्तेषु हृर्धचन्द्रं प्रपूजयेत् ॥ ॥१४१

લબ ગોળ ક્ષેત્રમા લબ ગોળ અષ્ટાંશ ક્ષેત્રમાં અષ્ટાંશ વાસ્તુ પૂજવો, તળાવ આદિ સમસ્ત કાર્યમા અર્ધચંદ્ર વાસ્તુ પૂજવો. ૧૪૧

## વાસ્તુપદ દેવતાભિધાન

स्वस्तिकं च प्रवक्ष्याति तच्चेकपद संश्रितम् ।
त्रयोदशसुरा मध्ये द्वात्रिंशद् बाह्यतः स्थिताः ॥ ॥१४२॥

तथा कूटत्रिभिः कृत्वा मध्ये ब्रह्मा नवांशके ।
तृतीयांशेष्वर्यमाद्या त्र्यंशेषु कर्ण देवताः ॥ ॥१४३॥

तासामूर्ध्वे बाह्यतश्च द्वात्रिंशत्परिधौ क्रमात् ।
इदंच स्वस्तिकं प्रोक्तं सर्व शान्तिकरं नृणाम् ॥ ॥१४४॥

સ્વસ્તિક વાસ્તુ એક પદનો છે, તેર દેવ મધ્યે, અને બત્રીશ દેવ બહાર રહેલા છે. ખુણે અને વચ્ચે ત્રણ ત્રણ કરવા મધ્ય (વચ્ચે) ભાગે નવ માશમા બ્રહ્મા સ્થાપવા ત્રણ ત્રણ અંશમા અર્યમાદિ ત્રણ અંશમા ખુણાના દેવતા બહાર ફરતા ક્રમે ચારે બાજુ બત્રીશ સ્થાપવા. આ સ્વસ્તિક વાસ્તુ સર્વશાન્તિ આપનાર છે. ૧૪૨ થી ૧૪૪

## ઇતિ સ્વસ્તિક વાસ્તુ

अथातः पुष्पकं वक्ष्ये वेदाश्चं च चतुष्पदम् ।
ब्रह्मणः पदमेकं तु तत्पादेष्वर्यमादयः ॥ ॥१४५॥

अर्यम्णः पदमानेन चाष्टौताः कर्णदेवताः ।
मूलपद षोडशांशे शेषा बाह्ये प्रकीर्तिताः ॥ ॥१४६॥

પુષ્પક વાસ્તુને ચારે બાજુ ચાર પદ અને મધ્યે એક ભાગ બ્રહ્મપદ. બાજુના પદમા અર્યમાદિ અકેકપદમા અર્યમા અને આઠ કર્ણના દેવતા મૂળપદ સોળ અંશે બાકીના બહાર સ્થાપવા ૧૪૫-૧૪૬

## नन्द वास्तु

नन्दे ब्रह्मा पदं चैकं ब्रह्मत्र्यंशेनचार्यमा ।
तत्र्यंशैः कर्णदेवश्च द्वात्रिंशच्च तदर्धतः ॥ ॥१४७॥

નન્દે બ્રહ્મપદ એક બ્રહ્માના ત્રણ અંશે અર્યમા અને તેના ત્રણ અંશે કર્ણના દેવ અને બત્રીશ, ત્યારપછી તેના ઉપર. ૧૪૭

## षोडशाख्य वास्तु

षोडशाख्ये पदं ब्रह्मा ह्यर्यमार्धे तु कर्णगाः ।
कर्णार्धे बाह्यतो देवास्तदर्धार्धे कर्णाष्टकम् ॥ ॥१४८॥

ષોડશ વાસ્તુમાં એક ભાગ બ્રહ્મા અને એકેકમાં અર્યમાદિ દેવો અને કર્ણના અર્ધ ભાગમાં કર્ણના દેવતા પછી બહાર સમસ્ત દેવતા અને કોણ અર્ધમાં કોણના દેવતા. ૧૪૮

## कुलतिलक वास्तु

ब्रह्मार्यमैकैक पदं तदर्धं कर्णे षोडश ।
चतुर्थांश पदाः सर्वे तद्वास्तु तिलकं भवेत् ॥ ॥१४९॥

બ્રહ્મા તથા અર્યમાદિ એકેક પદમાં સોળ દેવતા કર્ણના અર્ધ પદમાં અને બાકી સમસ્ત દેવ ચતુર્થાંશપદમાં સ્થાપવા: તે કુલતિલક વાસ્તુ જાણવો. ૧૪૯

## सुभद्र वास्तु

द्विपदाश्चार्य चतुष्पादो भवेद् ब्रह्मा—द्विपदा श्चार्यमादयः ।
कर्णाः श्चार्धपदाः सर्वे त्र्यंशानेषु च रोपकाः ॥ ॥१५०॥

ચાર પદમાં બ્રહ્મા બે પદમા અર્યમાદિ કણુના અર્ધ પદમાં અને બાકીના ત્રણ અંશે સ્થાપવા. ૧૫૦

## मरीचिगण वास्तु

चतुष्पादो भवेद् ब्रह्मा त्रिपादा अर्यमादयः ।
कर्णाः सपादाश्चैकोनं कर्ण बाह्येऽर्धं पादकाः ॥ ॥१५१॥

षडंशोन पदाः शेषा श्चतुर्विंशति सङ्ख्यया ।
मरीचिगण मित्युक्तं सप्त सप्त पदात्मकम् ॥ ॥१५२॥

ચાર પદના બ્રહ્મા ત્રણ ત્રણ પદમા અર્યમાદિ. ૫ કોણે દોઢ દોઢ પદમા દેવતા, બહાર ખુણે અર્ધ પદમા સોળ પદ શેષ વધ્યા. તેમા ચોવીશ દેવ સ્થાપવા. મરીચિગણ નામનો વાસ્તુ જાણવો. સાત સાત પદનો ક્રમ કરવો. ૧૫૧-૧૫૨

## भद्रक वास्तु

चतुः षष्टिपदं वक्षे वास्तु पुर निवेशने ।
विभक्ति पद संस्थानं देवता नामनु क्रमात् ॥ ॥१५३॥

चतुष्पादो भवेद् ब्रह्मा तत्समा अर्यमादयः ।
अर्यमार्धे कर्ण भागाश्च कर्णार्धे चतुर्विंशतिः ॥ ॥१५४॥

ब्राह्य कर्णे स्थिताश्चाष्टौ लाङ्गले पदमर्धकम् ।
इदशं भद्रकं प्रोक्तं चतुः षष्टिपद स्थितम् ॥ ॥१५५॥

ચોસઠ પદનો વાસ્તુ પુર મધ્યે સ્થાપવો દેવતાના અનુક્રમે પદની વિભક્તિ જાણવી. ચાર પદના બ્રહ્મા અર્યમાદિ દેવોનુ પણ તે પ્રમાણે પદ જાણવું. અર્યમાદિથી અર્ધ ભાગે કર્ણ દેવ વિભાગ કર્ણથી અર્ધ ભાગમાં ચારે તરફના ચોવીશ દેવ અને બહારના કર્ણના અર્ધ ભાગે આઠ દેવ. આ ચોસઠ પદનો વાસ્તુ ભદ્રક જાણવો. ૧૫૩ થી ૧૫૫

## कामद वास्तु

ब्रह्मा नवपदो मध्ये षट्पदा अर्यमादयः ।
द्विपदा मध्य कर्णाद्या द्वात्रिंशदेक पादकाः ॥ ॥१५६॥

નવપદના બ્રહ્મા મધ્યે છ પદના અર્યમાદિ દેવો બે પદ મધ્ય પદ દેવ અને બત્રીશ દેવ એકેક પદના. ૧૫૬

## सतपद भद्राख्य वास्तु

ततः शतपदं वक्ष्ये पूज्यं प्रासाद मंण्डपे ।
ब्रह्माद्याः सुकलाश्चै वाष्टपादा अर्यमादयः ॥ ॥१५७॥

द्विपदा ब्रह्मकर्णेऽष्टौ ब्राह्मेऽष्टौ सार्ध पादकाः ।
शेषाश्चैकपदा ज्ञेयाश्चतुर्विंशति सङ्ख्यया ॥ ॥१५८॥

સો પદનો વાસ્તુ પ્રાસાદ તથા મંડપે પૂજવો, બ્રહ્મા સોળ ભાગ, આઠ ભાગ અર્યમાદિ દેવો, બે ભાગ બ્રહ્માના, કર્ણના આઠ દેવો, બહારના પદમાં કોણના અર્ધ ભાગે આઠ દેવો અને શેષ રહેલ દરેક એકેક પદમા ચોવીશ દેવો ક્રમે સ્થાપવા. ૧૫૭-૧૫૮

## સહસ્રપદં સર્વતોભદ્ર વાસ્તુ

द्वात्रिंशदंशा पृथुले चदैर्घ्ये कोणेषुवर्ज्या जिन संख्यभागाः ।
एतत्पदानां कथितं सहस्रं क्षेत्रं च सर्वोत्तम मेव वास्तु ॥ ॥१५९॥

આડા અને ઉભા એવા બત્રીશ (૩૨) કોઠાઓ કરવા. એટલે એક હજાર ચોવીશ (૧૦૨૪) કોઠાઓ થશે. તે કોઠાઓના દરેક ખુણાઓમાં છ–છ કોઠા ત્યાગવા (ચોવીશ કોઠાઓ છોડવા) એટલે એક હજાર પદનો વાસ્તુ થાય. એ વાસ્તુ સર્વ વાસ્તુઓમાં ઉત્તમ જાણવો. ૧૫૯

मध्ये ब्रह्मा पूजनीय शतांशेश्चत्वारिं शद्भिः पदैं ब्राह्मवीथी ।
प्रोत्कादेवा अर्यमाद्या अशीत्या मध्ये कोणेष्टांशतं चाष्टपष्ठया ॥ ॥१६०॥

એ હજાર પદના વાસ્તુમાં મધ્ય ભાગે સો (૧૦૦) પદમાં બ્રહ્મા પૂજવા અને એ બ્રહ્માની ચારે બાજુએ દશ (૧૦) પદની વીથી રાખવી, તથા અર્યમાદિ ચાર દેવતાઓ એંશી પદમાં પૂજવા તથા ખુણાના આઠ દેવો એકવીશ પદના પૂજવા. ૧૬૦

काणेष्वयो नंदपदैः सुराश्चशेषास्तु ब्रह्मा वसु भागिनश्च ।
वीथी च बाह्मे रविभाग युक्तं शतपदानां कथितं मुनीन्द्रैः ॥ ॥१६१॥

બહાર ખુણાઓના ચાર દેવતાઓ નવ–નવપદના પૂજવા, બાકીના દેવો આઠ આઠ પદના પૂજવા, બહારની વીથી ચારે તરફ છવીશ છવીશ કોઠાઓની થાય અને ચારે દિશાઓના ખુણાઓના બે–બે કોઠાઓ ખાલી રહે એ રીતે બહારની વીથીના સર્વમળી (૧૧૨) એકસો બાર અંશો થાય એમ મુનિઓએ કહ્યું છે. ૧૬૧

दुर्ग प्रतिष्ठा विषये निवेशे तथा महार्चासुच कोटिहोमे ।
मेरौ च राष्ट्रेष्वपि सिद्धलिङ्गे वास्तुः सहस्रेणपदैः प्रपूज्यः ॥ ॥१६२॥

એક હજાર પદનો વાસ્તુ દુર્ગ પ્રતિષ્ઠા વખતે તથા મહાનગર વસાવતા, મોટી પૂજા વખતે, કરોડ આહૂતિના હોમ વખતે, તથા મેરૂ પ્રાસાદ વખતે તથા દેશ વસાવવો હોય, તથા મોટા લિંગની સ્થાપના વખતે એટલે ઠેકાણે પૂજવો કહેલ છે. ૧૬૨

## વાસ્તુ મણ્ડલ દેવો

ईशस्तथाच पर्जन्यो जयो माहेन्द्र एव च ।
आदित्यः सत्यभृशौ चाऽन्तारिक्षान्ताऽष्ट पूर्वतः ॥ ॥१६३॥

૧. ઇશ, ૨. પર્જન્યો, ૩. જય, ૪ ઇન્દ્ર, ૫. સૂર્ય, ૬. સત્ય, ૭. ભૃશો, ૮. આકાશ, એ આઠ દેવ, પૂર્વ દિશાના પદમા સ્થાપવા. ૧૬૩

अग्निः पूषा च वितथो गृहक्षतो यम स्तथा ।
गन्धर्वो भृङ्गराजश्च मृगान्ताश्चाष्ट दक्षिणे ॥ ॥१६४॥

૧. અગ્નિ, ૨. પુષ. ૩. વિતથ, ૪. ગૃહક્ષતો, ૫. યમ, ૬. ગધર્વો. ૭. ભૃંગ, ૮. મૃગ એ આઠ દક્ષિણ દિશાના પદમા સ્થાપવા. ૧૬૪

पित्तरो दौवारिकश्च सुग्रीवः पुष्पदन्तकः ।
वरुणश्चासुरः शोषः पापयक्ष्मा तुपश्चिमे ॥ ॥१६५॥

૧. પિતરો, ૨. દૌવારિક, (નદિ) ૩. સુગ્રીવ, ૪. પુષ્પ દંત, ૫. વરૂણ, ૬. અસુર, ૭. શોષ, ૮. પાપક્ષ્મા, (યમ) એ પશ્ચિમ દિશાના પદમાં સ્થાપવા. ૧૬૫

रोगोनागस्तु मुख्यश्च भल्लाटः सोम एव च ।
गिर्यादितिर्दिति श्चेत्राष्टा वुत्तर दिशि क्रमात् ॥ ॥१६६॥

૧. રોગ. ૨. નાગ, ૩. મુખ, ૪. ભલ્લાટ, ૫. સોમ (કુબેર), ૬. શૈલ, ૭. અદીતિ, ૮. દીતિ એ આઠ ઉત્તર દિશાના પદમા સ્થાપવા. ૧૬૬

ब्रह्मकर्णे तथा चाष्टा वीशान्यादि क्रमेण तु ।
आपश्चैवापवत्सश्च ईश कर्णतु संश्रितौ ॥ ॥१६७॥

બ્રહ્મ પદના ખુણે આઠ દેવ ઇશાન દિશાથી ક્રમે સ્થાપવા આપ અને આપવત્સ ઈશાન કોણે સ્થાપવા. ૧૬૭

सविता चैव सावित्री अग्नेय्यां तु समाश्रितौ ।
इन्द्र इन्द्रजयश्चैव नैऋत्यां ब्राह्मणः स्थितौ ॥ ॥१६८॥

સાવિત્ર અને સવિતા અગ્નિ ખુણે સ્થાપવા. ઈન્દ્ર અને જયત નૈઋત્ય ખુણે સ્થિર કરવા ૧૬૮

रुद्रश्च रुद्रदासश्च संस्थितौ वायवीदिशि ।
मरीचिश्चविवस्वांश्च मित्रश्च पृथ्वीधरः ॥ ॥१६९॥

રૂદ્ર અને રૂદ્રદાસ વાયવ્ય દિશાએ સ્થાપવા મરીચિ, વિવસ્વાન્, મિત્ર. પૃથ્વીધર. ૧૬૯

पूर्वादि क्रम योगेन संस्थिताश्च चतुर्दिशम् ।
एवमादि क्रम योगः सर्वेषां वास्तु मण्डले ॥ ॥१७०॥

પૂર્વાદિ ક્રમથી ચારે દિશાએ સ્થાપવા. તે પ્રમાણે આદિ ક્રમથી સર્વ વાસ્તુ મંડળે દેવ સ્થાપના. ૧૭૦

ईशाने चरकी बाह्मे चिपिच्छा तुच पूर्वतः ।
विदारिका-ग्नि कोणेच जिह्वायांच दिगाश्रिताः ॥ ॥१७१॥

नैऋत्ये पूतना स्कंदः पश्चिमे वायु कोणके ।
पाप राक्षसिका सौम्ये र्यम सर्वान् प्रकल्पयेत् ॥ ॥१७२॥

ઈશાન કોણમાં બહારની બાજુએ ચરકી દેવતા, પૂર્વ દિશાએ ચિપિચ્છા, અગ્નિ કોણમા વિદારિકા, જંભા દક્ષિણે રહેલ છે, નૈરૂત્ય કોણમાં પૂતના, પશ્ચિમે સ્કંદ, અને વાયુ કોણમા પાપ રાક્ષસી અને ઉત્તરે અર્યમા એ પ્રમાણે બહારના દેવો સ્થાપવા. ૧૭૧-૧૭૨

यः पूजयेद् वास्तुमनन्य भक्तया न तस्य दुःख भवतीह किञ्चित् ।
जीवत्य सौ वर्षशतं सुखेन स्वर्गे नरस्तिष्ठति कल्पमेकम् ॥ ॥१७३॥

જે પુરૂષ અનન્ય ભક્તિ વડે વાસ્તુ દેવને પૂજે છે તેને આ લોકમાં કોઇ પણ પ્રકારનું દુ:ખ થતુ નથી. એટલું જ નહિ પણ તે સો વર્ષ પર્યંત સુખ શાંતિ પૂર્વક જીવે છે અને મૃત્યુ પછી એક કલ્પ સ્વર્ગમા નિવાસ કરે છે. ૧૭૩

## वास्तु पूजन न कार्याणि दोषं

वास्तु पूजां पुरा कृत्वा पश्चाद् भवनमा विशेत् ।
अकृत्वा वास्तु पूजादिं गृहस्वामी विनश्यति ॥ ॥१७४॥

तस्मात्पूजां विधायादौ गृह देवालयादिके ।
पञ्चधा पूजनं वास्तोः गृह कर्मणि सर्वदा ॥ ॥१७५॥

પ્રથમ વાસ્તુ-પૂજન કરી પછી ગૃહમાં પ્રવેશ કરવો અને જો વાસ્તુ પૂજાદિ પૂજન કાર્ય કર્યા વગર પ્રવેશ કરે તો ગૃહ સ્વામીનુ મૃત્યુ થાય, માટે પ્રથમ વાસ્તુ પૂજન કરી પછી ગૃહ તથા દેવાલયાદિકનો પ્રારંભ તેમ જ પ્રતિષ્ટાદિ કાર્યો કરવાં. હમેશાં ગૃહ કાર્યમા પાચ પ્રકારે વાસ્તુ પૂજન કરવું. ૧૭૪-૧૭૫

## वास्तु देवो पूजन विधान

एक पदादितो वास्तुर्यावत्पञ्चाश हस्तकः ।
द्वात्रिंशन्मण्डलान्येव क्षेत्र तूल्या कृतीनि च ॥ ॥१७६॥

એક પદથી એક હજાર પદ સુધીનો, એક ગજથી પચાસ ગજ સુધીનો વાસ્તુ પૂજવો તેમ જ ક્ષેત્રના આકાર પ્રમાણે આકૃતિવાળા બત્રીશ મંડલો કરી વાસ્તુ પૂજવો. ૧૭૬

मणिभिः स्वर्णरुशाभ्यां विद्रुमेण फलेन वा ।
चतुः षष्टिपदं वास्तु लिखेद्वापि शतांशकैः ॥ ॥१७७॥

पिष्टेन वाक्षतैः शुद्धैस्ततो वास्तु समर्चयेत् ।
पूर्वोक्तेन विधानेन बलि पुष्पादि चार्पयेत् ॥ ॥१७८॥

મણિ, સુવર્ણ, રૌપ્ય, પ્રવાળ, અને ફૂલો વડે ચોસઠ–અથવા સો પદનો વાસ્તુ કરવો તેમ જ પિષ્ટ (લોટ) તથા શુદ્ધ અક્ષત (ચોખા) વડે વાસ્તુ રચવો અને પછી વાસ્તુનું પૂજન કરવું તથા પૂર્વોક્ત વિધાનથી બલી પુષ્પાદિ અર્પણ કરવાં. ૧૭૭–૧૭૮

## વાસ્તુ દેવો બલી

ईशे घृतान्नमपरेसघृतौदनंचदद्या जयाय हरितांबर मेव कूर्मं ।
रक्षानि पैष्टिकमयं कुलिशं सुरेन्द्रे धूम्रंवितानमुदितंचदिवाकरस्य ॥ ॥१७९॥

ઈશિને ઘી ને ખીચડી, પર્જન્યને ભાત ને ઘી, જયને લીલા રંગનું વસ્ત્ર અને લોટનો કાચબો, ઇંદ્રને લોટનું વજ્ર અને પંચ રત્ન, સૂર્યને કારવા વસ્ત્રનો ચંદરવો. ૧૭૯

गोधूम युक्त घृतमेव सत्ये मत्स्यान् भृशे संकलि मंतरिक्षे ।
वन्हौ सुचौ पुष्णितथैवलाजानूदद्याद धर्मेचण कौदनश्च ॥ ॥१८०॥

સત્યને ઘઉ અને ઘી, ભૃંશને માછલાં, આકાશને તલ સાંકળી, અગ્નિને ચોખાનો ચરૂ, પુષાને ડાંગરની ધાણી, અધર્મને (વિતથને) ચણાના બાકળા અને ભાત. ૧૮૦

मध्वन्नंच गृहक्षताय यमतो मांसौद नंदापयेत् ।
गंधर्वेशतपत्र मोदनमिदं भृंगेजजिन्हां तथा ॥ ॥१८१॥

प्रोत्कानीलयवा मृगाय पितृतोदेयाश्चसन्मोदकाः ।
पैष्टं कृष्णबलिं तथैव विधिवद्याश्च दौवारिकः ॥ ॥१८२॥

ગૃહ ક્ષતને મધ અને અન્ન, યમને માંસ અને ભાત, ગંધર્વને ભાત અને શેવંત્રાના ફૂલ (ગુલદાવદી), ભૃંગરાજને બકરાની જીભ, મૃગને લીલા જવ, પિતૃને લાડવા, દૌવારિકા (નંદી)ને અડદના લોટના વડા. ૧૮૧

सुग्रीवायचपूपका गणवरे श्वेतं प्रसुनंपयः ।
पद्मं वारुण के सुराप्य सुरके तैलंतिलाः शेषके ॥ ॥१८३॥

पापाख्येविचयवय मांसमुदितं रोगा यमद्यौषधीः ।
गोक्षीरं फणिने च मुख्यविबुधे श्रीखंड भल्कौ तथा ॥ ॥१८४॥

સુગ્રીવને માલપુડા, પુષ્પ દંતને દૂધ અને ધોળા ફુલ, વરૂણને કમળ કાકડી, અસુરને મદ્ય; (દારૂ), શેષને તલ અને તલનું તેલ, પાપને રાંધેલું માંસ, રોગને મદિરા અને ઔષધી, સર્પને ગાયનું દૂધ, મુખને ચદન અને ભાત, ૧૮૩–૧૮૪

ल्लाटाय सुवर्णकं धनपतौ मंडाज दुग्धं तथा ।
सत्कुं पर्वतकेऽदितेस्तुलपिकांदद्या द्विती पुरिकां ॥ ॥१८५॥
तत्क्षीरं दधिकं क्रमेण विहितं त्वा पाप वत्से तथा ।
प्यर्यम्णेऽरुण चंदनं च पयसायुत्का तथा शर्करा ॥ ॥१८६॥

ભલ્લાટને સુવર્ણ, કુબેરને માડા બકરીનું દૂધ, પર્વતને સાથવો, અદિતિને લાપશી, દિતિને પુરી, આપને દૂધ, આપવત્સને દહી, અર્યમાને રતાંદલી (રક્ત ચદન) દૂધને સાકર. ૧૮૫–૧૮૬

सावित्रे पिचलडूगुकाश्च सवितुः पुपागुडास घृताः ।
देयंचाय विवस्वते घृतयुतं दुग्धं तथा मोदकाः ॥ ॥१८७॥
इंद्राख्ये कुसुमस्त्रगिंद्र जयकेदेयं तथा चंपकं ।
मैत्रे दुग्धघृतं च गुग्गल युतो गंधस्तथा रुद्रके ॥ ॥१८८॥

સાવિત્રને લાડુ, સવિતાને પુડા ગોળ અને ઘી, વિવસ્વાનને ઘી, દૂધ અને લાડવા, ઈન્દ્રને પુષ્પની માળા ઈન્દ્રજ્યને ચપાનું ફૂલ, તથા મૈત્રને ઘી અને દૂધ, રૂદ્રને ગુગળનો ધૂપ અને કપુરાદિ સુગધી પદાર્થો તથા દ્રવ્યો. ૧૮૭–૧૮૮

तत्सिद्दुदमन्नंत्वपि रुद्रदासे सद्रत्नमालां पृथ्वीधराय ।
पयस्विनी गाममृतस्यकुंभं दद्याद्विधौस्वर्णमत्तोखिलेभ्यः ॥ ॥१८९॥

રૂદ્રદાસને રાધેલુ અન્ન, પૃથ્વીધરને રત્નની માળા, બ્રહ્માને દૂધવાળી ગાય અને અમૃતનો ઘડો (દૂધ ભરેલો) એ રીતે સર્વ દેવોને બલીદાન આપવુ અને તે સાથે સર્વ દેવોને સુવર્ણ પણ મુકવુ જોઈએ. ૧૮૯

सुरास्थिमांस विहितं चरक्यै तथैव पीतौ दनकं विदार्यै ।
रक्तौदनैः पुतनिका चैनीया मत्स्यासवेना पित थैव पाप ॥ ॥१९०॥

ચરકીને મદિરા અને માસવાળુ હાડકું, વિદારિકાને હળદર વડે પીળો કરેલો ભાત, પુતનાને રૂધિર અને ભાત, પાપાને મદિરા અને માછલા. ૧૯૦

मांसपक्वं पिलिपिच्छा यैतज्जंमायै विहितं सद्यः ।
स्कंदा यैतन् मदिरा युतकं त्वरध्यार्यम्णे दिशि पूर्वादौ ॥ ॥१९१॥

પિલિપિચ્છાને રાંધેલું માંસ, જંભાને તાજું માંસ, સ્કંદાને મદિરા સાથે માંસ, અને અર્યમાને વળગેલા માસવાળું હાડકું એ રીતે પૂર્વાદિ ચારે દિશાઓમાં બહારના ભાગે રહેલા ચાર દેવો છે. ૧૯૧

## વાસ્તુ ગ્રન્થ મત વાસ્તુ રચન

પૂર્વ સ્કંધ

ચરકી ઈશાન — જ ઈ સૂ સ ભૃ આ અ — વિદારિકા અગ્નિ

ઉત્તર પિલિપિચ્છો — દક્ષિણ અર્યમા

વાયવ્ય પાપા — શો પા શો અ વ પુ સુ દ્રુ — નૈરૃત્ય પૂતના

પશ્ચિમ જૃંભક





પાટણ કલાત્મક કાષ્ટ દર્શન



નંદિ દર્શન-મૈસુર

## એક પદ સ્વસ્તિ વાસ્તુ




पूर्व दक्षिण पश्चिमोत्तरा दिक्षु क्रमेण ।
स्कंदम् अर्यमणं जृंभकं पिलिपिच्छम् ॥

પૂર્વ, દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર એ દિશાઓમાં ક્રમે સ્કંધ અર્યમણ જૃંભા અને પિલિપિચ્છમ્ રહેલ છે.

**નોટ :** વાસ્તુ પદમાં પૂર્વ આદિ દિશામાં શિલ્પ શાસ્ત્રના મતે પૂર્વે પિલિપિચ્છા દક્ષિણે જૃંભક, પશ્ચિમે સ્કંધ, ઉત્તરે અર્યમા.

વાસ્તુ પ્રતિષ્ઠામાં પૂર્વે સ્કંધ. દક્ષિણે અર્યમા, પશ્ચિમે જૃંભક, અને ઉત્તરે પિલિપિચ્છા. આ પ્રમાણે મતભેદ છે.

## નવ પદાનિ નન્દ વાસ્તુ

સ્કંધ

પૂ

ચરકી ઈશાન

વિદારિકા અગ્નિ

ઈ પ જ ઈ સૂ સ ભૃ અ

અર્યમા

બ્રહ્મા

મૈત્રગણ

પિલિપિચ્છા ઉ

દ અર્યમા

રો પો શો અ વ પુ સુ દુ દિ

વાયવ્ય પાપા

પૂતના નૈઋત્ય

પ

જૂંભક

## વાસ્તુ પૂજન દિક્ઃ

सिंहादले: कुम्भ धरां वृषाश्च त्रिभेत्रिभेऽर्केच वुधैनिरुक्ता ।
रक्षोमरुच्छाम्भु कृशानुदिक्षु शुभाय कर्तुः खलु वास्तुपूजा ॥

સિંહ, કન્યા, તુલા આ ત્રણ રાશિના સૂર્યમા નૈઋત્ય ખુણે, વૃશ્ચિક, ધન, મકર વાયવ્ય ખુણે, કુંભ, મીન, મેષ, ઇશાન ખુણે, વૃષભ, મિથુન, કર્ક રાશિના સૂર્યમાં અગ્નિ ખુણે વાસ્તુ પૂજન કરવાથી શુભ ફલ કર્તા છે. ॥ વાસ્તુ મુક્તાવલી ॥

તા ક. ઉપરનો શિલાન્યાસ દિશા નથી પણ દરેક યજ્ઞોમાં નૈઋત્ય ખુણે વાસ્તુ પૂજે છે પણ રાશિ મુજબ વાસ્તુ પૂજવો શુભ છે.

## पचीश पद कुलतिलक वास्तु

સ્કંધ

પૂ

ઈશાન ચરકી વિદારિકા અગ્નિ

ઈ ૫ જ ઈ સૂ સ ભૃ આ

દિ અ

અ આ સા પૂ

શૌ આ અર્યમા સ વિ

પિલિપિચ્છા ઉ કુ પૃથ્વીધર બ્રહ્મા વૈવસ્વત ગૃ ઉ અર્યમા

ભ ય

મુ રૂ ઇ ગં

ના રૂ મિત્રગણ જ ભૃં

શૌ મૃ

ચા શો અ વ પુ સુ કુ પિ

વાયવ્ય પાપા પૂતના નૈઋત્ય

પ

જૂંભક



# ઓગણપચાસ પદ મરિચી ગણ વાસ્તુ

પૂર્વ સ્કંધ

ઈશાન ચરકી

વિદારિકા અગ્નિ

ઈ પ જ ઇં સૂ સ ભૃ આ

દિ અ

અ આપ આપવત્સ અર્યમા સાવિત્ર સવિતા પૂ

શો વિ

ઉત્તર પિલિપિચ્છા

કુ પૃથ્વીધર બ્રહ્મા વૈવસ્વત ગૃ

દક્ષિણ અર્યમા

ભ ય

મુ રુદ્ર રુદ્રદાસ મૈત્રગણ ઇંદ્ર જયંત ગં

ના ભૃં

રો મૃ

પા શો અ વ પુ સુ દુ પિ

વાયવ્ય પાપા

પૂતના નૈરૃત્ય

પશ્ચિમ જાંભક



રાણી રૂપમતિની મસ્જીદની જાળી અમદાવાદ



શ્રી ચામુંડેશ્વરી ટેમ્પલ-મૈસુર



# એકાશીતિ પદ કામદ વાસ્તુ

પૂર્વ સ્કંધ

| ઈ | પ | જ | ઈં | સૂ | સ | ભૃ | આ | અ |
|---|---|---|---|---|---|---|---|---|
| દિ | આપ | | | | | સાવિત્ર | | પૂ |
| અ | | આપવત્સ | | અર્યમા | | | સવિતા | વિ |
| શો | | | | | | | | ગૃ |
| ફુ | પૃથ્વીધર | | | બ્રહ્મા | | વિવસ્વત | | ય |
| ભ | | | | | | | | ગં |
| મુ | | રુદ્ર | | મૈત્ર | | | ઈન્દ્ર | ભૃં |
| ના | | રુદ્રદાસ | | | | | જય | મૃ |
| રો | પા | શો | અ | વ | પુ | સુ | દુ | પિ |

ઈશાન ચરકી

વિદારિ અગ્નિ

ઉત્તર પિલિપિચ્છા

દક્ષિણ અર્યમા

વાયવ્ય પાપા

પૂતના નૈરૃત્ય

પશ્ચિમ જૃંભક

## શતપદ ભદ્રાખ્ય વાસ્તુ

સ્કંધ
પૂ
ચરકી
ઈશાન
વિદારિકા અગ્નિ
ઈ પ જ ઈ સૂ સ ભૃ આ
દિ અ શૈ કુ ભ મુ ના રો
અ પૂ વિ ગૃ ય ગં ભૃં મૃ
આપ આપવત્સ
અર્યમા
સાવિત્ર સવિતા
પૃથ્વીધર
પિલિપિચ્છા ઉ
બ્રહ્મા
વૈવસ્વત
દ અર્યમા
રુદ્ર રુદ્રદાસ
મૈત્ર
ઈન્દ્ર જયંત
પા શો અ વ પુ સુ દુ પિ
વાયવ્ય
પાપા
પૂતના નૈઋત્ય
પ
જૃંભક



# સહસ્ત્ર પદ સર્વતોભદ્ર વાસ્તુ



| વાસ્તુ ક્ષેત્ર | પદ | વાસ્તુ પૂજન |
|---|---|---|
| ૧. સ્વસ્તિક વાસ્તુ | ૧. | શ્રીધર. રાજગૃહ, ગૃહાદિ દેવચોકી |
| ૨. પુષ્પક વાસ્તુ | ૫. | દીક્ષા, વિવિધ યાત્રા, કન્યા લગ્ને. |
| ૩. નન્દ વાસ્તુ | ૯. | વન (વૃક્ષારોપણ) યાત્રાદિ કર્મ. |
| ૪. ષોડશાખ્ય વાસ્તુ | ૧૬. | લતિના તથા રૂચકાદિ મંડપ પ્રાસાદ ગૃહ. |
| ૫. કુલ તિલક વાસ્તુ | ૨૫. | ષટ કર્મ, ઇંદ્રાદિ કર્મ, માતૃકા, દીક્ષા. |
| ૬. સુભદ્ર વાસ્તુ | ૩૬. | શુભ કર્માદિતે પરદેશ ગમને, |
| ૭. મરીચિગણુ વાસ્તુ | ૪૯. | સમસ્ત જીર્ણોદ્ધાર આદિ કર્મમાં. |
| ૮. ભદ્રક વાસ્તુ | ૬૪. | ગામ, ખેટ, પુર, કુવા, કર્વટ, રાજગૃહ. |
| ૯. કામદ વાસ્તુ | ૮૧. | સમસ્ત ગૃહ. તૃણપટ્ટ આચ્છાદિ, ગૃહાદિમાં. |
| ૧૦. ભદ્રાખ્ય વાસ્તુ | ૧૦૦. | વિવિધ પ્રાસાદ મંડપ જગતીપીઠ લિંગ અને રાજ્ય ગૃહાદિમાં. |
| ૧૧. સર્વતોભદ્ર વાસ્તુ | ૧૦૦૦. | મેર્વાદિ પ્રાસાદ લિંગ, ષટ કર્મ, મહારથા, દેશ, રાષ્ટ્રે. |

## વાસ્તુ પદ દેવતા નામ પૂર્ણ પરિચય

| | | |
|---|---|---|
| ૧. | બ્રહ્મા | અબ્જ સંભવ |
| ૨. | ઈશ | શીખી, સર્વભૂતહર, હર |
| ૩. | પર્જન્ય | વૃષ્ટિમાન, અંબુદાધિપ |
| ૪. | જયન્ત | કશ્યપ ભગવાન |
| ૫ | ઈન્દ્ર | મહેન્દ્ર સુરાધીશ |
| ૬. | સૂર્ય | મહેન્દ્ર વિવસ્વાન અહસ્કર |
| ૭. | સત્ય | ધર્મ, ભૂતહત્, |
| ૮. | ભૃંશ | કામ, મન્મથ, |
| ૯. | આકાશ | અન્તરિક્ષ, નભસ, |
| ૧૦. | અગ્નિ | વન્હિ |
| ૧૧. | પૂષા | માતૃગણુ |
| ૧૨. | વિતથ | અધર્મ કલેરપ્રતિમાસુત |
| ૧૩. | ગૃહ ક્ષત | ચંદ્રતનય, બુધ |
| ૧૪. | યમ | પ્રેતાધિપ, વિવસ્વાન–સૂર્યપુત્ર, |
| ૧૫. | ગન્ધર્વ | નારદ |
| ૧૬. | ભૃગરાજ | નૈરૂતિ પુત્ર, ભૈરવ પુત્ર. |
| ૧૭. | મૃગ | અનન્ત સ્વયભુ ધર્મ. |
| ૧૮. | પિતર | પિતૃ લોક વાસી દેવ |
| ૧૯. | નન્દી | દૌવારિકા પ્રમથનાથ ધીશ્વર |
| ૨૦. | સુગ્રીવ | આદિ પ્રજાપતિ મનુ |
| ૨૧. | પુષ્પદન્ત | વનિતા પુત્ર. |
| ૨૨. | વરૂણુ | પાયસાનાય, લોકપાલ |
| ૨૩. | અસુર | રાહુ, સિંહિકાત્મજ, |
| ૨૪. | શોષ | સૂર્ય પુત્ર, શનિશ્ચર |
| ૨૫. | પાપયક્ષ્મા | ક્ષય |
| ૨૬. | રોગ | જ્વર |
| ૨૭. | નાગ | વાસુકિ |
| ૨૮. | મુખ્ય | વિશ્વકર્મા, ત્વષ્ટા. |
| ૨૯. | ભલ્લાટ | ચંદ્ર |
| ૩૦. | કુબેર | સોમ |
| ૩૧. | શૈલ | પર્વતરાજ |
| ૩૨. | અદિતિ | આદિત્યની માતા |
| ૩૩. | દિતિ | કશ્યમ પત્નિ |

| | | |
|---|---|---|
| ૩૪. | અર્યમા | સૂર્ય |
| ૩૫. | વિવસ્વાન, | મૃત્યુ, ક્ષરીરહર્તા, |
| ૩૬. | મૈત્રગણુ | હલધર, બળભદ્ર |
| ૩૭. | પૃથ્વીધર | ક્ષિતિધ્ર, અનન્ત, |
| ૩૮. | સાવિતૃ | વેદ માતા |
| ૩૯. | સવિતા | દેવી ગંગા |
| ૪૦. | ઈન્દ્ર | બલવાન હરિ |
| ૪૧. | ઇંદ્રજ્ય જયંત | વજ્રી |
| ૪૨. | રૂદ્ર | મહેશ્વર |
| ૪૩. | રૂદ્રદાસ | ભૃંગી |
| ૪૪. | આપ | હિમવાન |
| ૪૫ | આપવત્સ | હિમવાન પુત્રી પાર્વતી |
| ૪૬. | ચરકી | અગ્નિ આદિ કોણની ચાર |
| ૪૭. | વિદારિકા | દેવીઓ રાક્ષસયોની |
| ૪૮. | પુતના | જાણવી |
| ૪૯. | પાપક્ષ્મા | |
| ૫૦. | અર્યમા | પૂર્વ આદિ આ ચાર |
| ૫૧. | સ્કંધા | દેવો રાક્ષસયોની છે. |
| ૫૨. | જંભા | |
| ૫૩. | પિલિપિચ્છા | |

## વાસ્તુદેવ બલિ પૂજા

| | | |
|---|---|---|
| ૧. | ઈશ | ઘી ને ખીચડી |
| ૨. | પર્જન્ય | ભાત ઘી |
| ૩. | જય | લીલા રંગનુ વસ્ત્ર લોટનો કાચબો, |
| ૪. | ઈન્દ્ર | લોટનું વજ્ર અને પંચરત્ન |
| ૫. | સૂર્ય | કાટવા વસ્ત્રનો ચંદરવો, |
| ૬. | સત્ય | ઘઉ અને ઘી; |
| ૭. | ભૃશ | માછલા, |
| ૮. | આકાશ | તલ સાકળી, |
| ૯. | અગ્નિ | ચોખાનો ચરૂ, |
| ૧૦. | પુષા | ડાંગરની ધાણી, |
| ૧૧. | વિતથ | ચણાના બાકળા ને ભાત |
| ૧૨. | ગૃહ ક્ષત | મધ અને અન્ન. |
| ૧૩. | યમ | માસ અને ભાત, |
| ૧૪. | ગંધર્વ | ભાત સેવતિના ફૂલ, |
| ૧૫. | ભૃંગ | બકરાની જીભ. |
| ૧૬. | મૃગ | લીલા જવ, |
| ૧૭. | પિતૃ | લાડવા |
| ૧૮. | નંદિ | અડદના લોટના વડા; |
| ૧૯. | સુગ્રીવ | માલપુડા, |
| ૨૦. | પુષ્પ | દૂધને ધોળા ફૂલ, |
| ૨૧. | વરૂણ | કમળ કાકડી, |
| ૨૨. | અસુર | મદ્ય (દારૂ) |
| ૨૩. | શોષ | તલ અને તલનુ તેલ. |
| ૨૪. | યમ પાપક્ષમા | રાંધેલું માંસ, |
| ૨૫. | રોગ | મદિરા અને ઔષધી |
| ૨૬. | નાગ | ગાયનુ દૂધ |
| ૨૭. | મુખ્ય | ચંદન અને ભાત |
| ૨૮. | ભલ્લાટ | સુવર્ણ |
| ૨૯. | કુબેર | બકરીનુ દૂધ |
| ૩૦. | શૈલ | સાથવો |
| ૩૧ | અદિતિ | લાપશી |
| ૩૨. | દિતિ | પુરી |
| ૩૩ | આપ | દૂધ |
| ૩૪. | આપવત્સ | દહીં |
| ૩૫. | અર્યમા | રક્ત ચદન (રતાંજલી) દૂધ સાકર |
| ૩૬. | સાવિત્રૃ | લાડુ |
| ૩૭. | સવિતા | પુડા, ગોળ, ઘી. |

| ક્રમ | તિથિ | સ્વામી |
|---|---|---|
| ૧૦. | દશમી | યમ |
| ૧૧. | એકાદશી | વિશ્વદેવ |
| ૧૨. | દ્વાદશી | વિષ્ણુ |
| ૧૩. | ત્રયોદશી | કામદેવ |
| ૧૪. | ચતુર્દશી | શિવ |
| ૧૫. | પૂર્ણિમા | ચંદ્ર |
| ૦)). | અમાવાસ્યા | પિતૃદેવ |

## વાર જ્ઞાન

आदित्यश्चन्द्रमा भौमो बुधश्चाथ बृहस्पतिः ।
शुक्रः शनिश्चरश्चैते वासराः परिकीर्तिताः ॥ ॥२९॥

આદિત્ય (રવિ) ચંદ્ર, ભૌમ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, આ સાત વાર કહેલા છે.

गुरुश्चन्द्रो बुधः शुक्रः शुभावाराः शुभे स्मृताः ।
क्रूरास्तु क्रूर कृत्येषु ग्राह्या भौमार्क सूर्यजाः ॥ ॥३०॥

ગુરૂ, ચંદ્ર, બુધ, અને શુક્ર આ શુભ વાર કહેલ છે તે શુભ કાર્યમા શુભ ફળ આપે છે તથા મંગળ સૂર્ય અને શનિ ક્રૂરવાર કહેલ છે તે ક્રૂર કર્મમા ગ્રાહ્ય છે.

## वार संज्ञा

स्थिरः सूर्यश्चरश्चंद्रो भौमश्चोग्रो बुध समः ।
लघुर्जीवो मृदः शुक्रः शनिस्तीक्ष्णः समीरितः ॥ ॥३१॥

સૂર્ય સ્થિર, ચંદ્ર ચર, મંગળ ઉગ્ર, બુધ સમ, ગુરૂ લઘુ, શુક્ર મૃદુ અને શનિ તીક્ષ્ણ સંજ્ઞાવાળા જાણવા.

## શુભ વાર

सोम सौम्य गुरु शुक्र वासराः ।
सर्व कर्मसु भवन्ति सिद्धिदाः ॥३२॥

ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર, આ વારો સર્વ કાર્યમા સિદ્ધિ દાયક છે.

## ॥ नक्षत्र ज्ञान ॥

अश्विनी भरणी चैव कृत्तिका रोहिणी मृगः ।
आर्द्रा पुनर्वसुः पुष्यस्तोऽश्लेषा मघा तथा ॥ ॥३३॥

पूर्वाफाल्गुनिका तस्मादुत्तराफाल्गुनी ततः ।
हस्तश्चित्रा तथा स्वाति विशाखा तदनंतरम् ॥ ॥३४॥

अनुराधा ततो ज्येष्ठा ततो मूलं निगद्यते ।
पूर्वाषाढोत्तराषाढस्त्वभिजिच्छ्रवणस्तथा ॥ ॥३५॥

धनिष्ठा शततारख्यं पूर्वा भाद्रपदा ततः ।
उत्तरा भाद्रपाच्चैव रेवत्येतानि भानि च ॥ ॥३६॥

૧. અશ્વિની, ૨. ભરણી, ૩. કૃત્તિકા, ૪. રોહિણી, ૫. મૃગ શીર્ષ, ૬. આર્દ્રા, ૭. પુનર્વસુ, ૮. પુષ્ય, ૯. આશ્લેષા, ૧૦. મઘા, ૧૧. પૂર્વા ફાલ્ગુનિ, ૧૨. ઉત્તરા ફાલ્ગુનિ, ૧૩. હસ્ત. ૧૪. ચિત્રા, ૧૫. સ્વાતી, ૧૬. વિશાખા, ૧૭. અનુરાધા, ૧૮. જયેષ્ઠા, ૧૯. મૂળ, ૨૦. પૂર્વાષાઢા, ૨૧. ઉત્તરાષાઢા, ૨૨. અભિજિત, ૨૩. શ્રવણ, ૨૪. ધનિષ્ઠા, ૨૫. શતતારા, ૨૬. પૂર્વા ભાદ્રપદ, ૨૭. ઉત્તરા ભાદ્રપદ, ૨૮. રેવતી.

## ॥ नक्षत्र स्वामी ॥

दस्रो यमोऽनलो धाता चन्द्रो रुद्रोऽदितिर्गुरुः ।
भुजंगमश्च पितरो भगोऽर्यम दिवाकरौ ॥ ॥३७॥

त्वष्ट्रा वायुश्च शक्राग्नि मित्रः शक्रश्चनिर्ऋतिः ।
जलं विश्व विधिर्विष्णुर्वासवो वरुण स्तथा ॥ ॥३८॥

अजैकापादहिर्बुध्न्यः पूषेति कथितो बुधैः ।
अष्टाविंशति संख्यानां नक्षत्राणामधीश्वराः ॥ ॥३९॥

(૧) અશ્વિનીનો સ્વામી. અશ્વિનીકુમાર, (૨) ભરણીનો યમ, (૩) કૃત્તિકાનો અગ્નિ, (૪) રોહિણીનો બ્રહ્મા, (૫) મૃગ શીર્ષનો ચંદ્રમા (૬) આર્દ્રાનો શિવ, (૭) પુનર્વસુનો અદિતિ (૮) પુષ્યનો બૃહસ્પતિ (૯) આશ્લેષાનો સર્પ, (૧૦) મઘાનો પિતૃદેવ (૧૧) પૂર્વા ફાલ્ગુનનો ભગદેવ, (૧૨) ઉત્તરા ફાલ્ગુનનો અર્યમા (૧૩) હસ્તનો સૂર્ય, (૧૪) ચિત્રાનો વિશ્વકર્મા (૧૫) સ્વાતિનો વાયુ (૧૬) વિશાખાનો ઇન્દ્ર અને અગ્નિ (૧૭) અનુરાધા સૂર્ય (૧૮) જેષ્ઠાનો ઇન્દ્ર (૧૯) મૂળનો નૈઋતિ (૨૦) પૂર્વાષાઢાનો જળ (૨૧) ઉત્તરાષાઢાનો વિશ્વદેવ (૨૨) અભિજિતનો વિધિ (૨૩) શ્રવણનો વિષ્ણુ (૨૪) ધનિષ્ઠાનો વસુ (૨૫) સતભિષાનો વરૂણ, (૨૬) પૂર્વા ભાદ્રપદનો અજચરણ (૨૭) ઉત્તરા ભાદ્રપદનો અહિર્બુધ્ન્ય અને (૨૮) રેવતીનો પુષા આ પ્રમાણે અઠ્ઠાવીશ નક્ષત્રના સ્વામીઓ જાણવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. અશ્વિની | અશ્વિનીકુમાર | ૧૦. મઘા | પિતૃદેવ | ૧૯. મૂળ | નૈઋત્તિ |
| ૨. ભરણી | યમ | ૧૧. પૂર્વા ફા. | ભગદેવ | ૨૦. પૂર્વા ષા. | જળ |
| ૩. કૃત્તિકા | અગ્નિ | ૧૨. ઉ. ફા. | અર્યમા | ૨૧. ઉ. ષા. | વિશ્વદેવ |
| ૪. રોહિણી | બ્રહ્મા | ૧૩. હસ્ત | સૂર્ય | ૨૨. અભિજિત | વિધિ |
| ૫. મૃગશિર્ષ | ચંદ્ર | ૧૪ ચિત્રા | વિશ્વકર્મા | ૨૩. શ્રવણ | વિષ્ણુ |
| ૬. આર્દ્રા | શિવ | ૧૫. સ્વાતિ | વાયુ | ૨૪. ધનિષ્ઠા | વસુ |
| | | | | ૨૫. શતભિષા | વરૂણ |
| ૭. પુનર્વસુ | અદિતિ | ૧૬. વિશાખા | ઈન્દ્ર. અગ્નિ | ૨૬. પૂર્વા ભા. | અજચરણ |
| ૮. પુષ્ય | બૃહસ્પતિ | ૧૭ અનુરાધા | સૂર્ય | ૨૭. ઉ. ભા. | અહિર્બુધ્ન્ય |
| ૯. અશ્લેખા | સર્પ | ૧૮. જ્યેષ્ઠા | ઈન્દ્ર | ૨૮. રેવતી | પુષા |

उत्तराषाढ तुर्यांश श्रुति पञ्च दशांशकः ॥
कथित चापिजिन्मानं पुराणगणकोत्तमः ॥

ઉત્તરાષાઢા નક્ષત્રનો અંત્ય ચોથો ભાગ એક ચરણ અને શ્રવણ નક્ષત્રના બારભનો ભાગ મળીને અભિજિત નક્ષત્ર થાય છે તેમ વિદ્વાનો કહે છે.

## ॥ નક્ષત્ર નામાક્ષાર ॥

चुचेचोलाश्विनी १ ज्ञेया लीलूलेलो भरण्यथ २ ।
आईऊए कृत्तिका ३ ओवावीवू च रोहिणी ४ ॥ ॥४०॥

वेवोकाकी मृगशिर्ष ५ आर्द्रा ६ कुघङछा पुनः ।
केकोहाही पुनर्वस्वो ७ हूहेहोडा तु पुष्यमे ८ ॥ ॥४१॥

डीडूडेडोमिरश्लेषा ९ मामीमूमे मघा १० मता ।
मोटाटीटू फल्गुनी प्राक् ११ टेटोपापी भिरुत्तरा १२ ॥ ॥४२॥

हस्त १३ पुषणठैर्वर्णैश्चित्रा १४ पेपोररि पुनः ।
रुरेरोताः स्मृताः स्वातौ १५ तीतुतेतो विशाखिका १६ ॥ ॥४३॥

अनुराधा १७ ननीनुने स्याज्ज्येष्ठा १८ नोययियुभिः ।
स्याद्ः ययोमाभिभिमूलं १९ पूर्वाषाढा २० सुधाकढैः ॥ ॥४४॥

मे मोजाज्युत्तराषाढा २१ जुजेजोरवाडभिजि २२ न्मता ।
श्रवणे २३ स्युः खिखुखेखो धनिष्टाया २४ गगीगुगे ॥ ॥४५॥

गोससीसूः शतभिषक् २५ प्राक् सेसोदादि भद्रपात् ।
दुखझायोत्तरा भद्रा २७ देदोचची तु रेवती २८ ॥ ॥४६॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | અશ્વિની | ચુચેચોલા | ૧૫. | સ્વાતિ | રુરેરોતા |
| ૨. | ભરણી | લીલૂલેલો | ૧૬. | વિશાખા | તીતૂતેતો |
| ૩. | કૃત્તિકા | આ ઈ ઊ એ | ૧૭. | અનુરાધા | નનીનૂને |
| ૪. | રોહિણી | ઓવાવીવૂ | ૧૮. | જ્યેષ્ઠા | નોયયીયુ |
| ૫. | મૃગશિર્ષ | વેવોકાકી | ૧૯. | મૂલ | યેયોભાભી |
| ૬. | આર્દ્રા | કુઘઙછ | ૨૦. | પૂર્વાષાઢા | ભુધાફઢ |
| ૭. | પુનર્વસુ | કેકોહાહિ | ૨૧. | ઉત્તરાષાઢા | ભેભોજાજી |
| ૮. | પુષ્ય | હૂહેહોડા | ૨૨. | અભિજિત | જુજેજોખા |
| ૯. | આશ્લેષા | ડીડૂડેડો | ૨૩. | શ્રવણ | ખિખૂખેખો |
| ૧૦. | મઘા | મમિમૂમે | ૨૪. | ધનિષ્ઠા | ગગીગુગે |
| ૧૧. | પૂર્વા ફાલ્ગુન | મોટાટીટુ | ૨૫. | શતભિષા | ગોસસીસૂ |
| ૧૨. | ઉત્તરા ફાલ્ગુન | ટેટોપાપી | ૨૬. | પૂર્વા ભાદ્રપદ | સેસોદદિ |
| ૧૩. | હસ્ત | પુષણઠ | ૨૭. | ઉ. ભાદ્રપદ | દુઝઞથ |
| ૧૪. | ચિત્રા | પેપોરરિ | ૨૮. | રેવતી | દેદોચચી |

## ॥ રાશિ નામ ॥

मेषो वृषश्च मिथुनः कर्क सिंहश्च कन्यका ।
तुलालि धनुषश्चैव मृग कुंभ झषा इति ॥ ॥४७॥

(૧) મેષ, (૨) વૃષભ, (૩) મિથુન, (૪) કર્ક, (૫) સિંહ, (૬) કન્યા, (૭) તુલા, (૮) વૃશ્ચિક, (૯) ધન, (૧૦) મકર, (૧૧) કુંભ, (૧૨) મીન, આ બાર રાશિઓના નામ છે.

## ॥ રાશિ ज्ञान ॥

सप्त विंशति भानां च नवभिर्नवभिः पदैः ।
अश्विनीप्रमुखानांच मेषाद्या राशयः स्मृताः ॥ ॥४८॥

અશ્વિની આદિ સત્તાવીશ નક્ષત્રોના નવ નવ ચરણોની મેષાદિ બાર રાશિઓ કહી છે.

अश्विनी भरणी कृत्तिका पादमेकं मेषः ॥१॥ ।
कृत्तिकायास्त्रयः पादारोहिणी मृगशिरोद्धवृषभः ॥२॥ ॥ ॥४९॥

मृगशिरोर्द्ध भाद्री पुनर्वसुपादत्रयं मिथुनः ॥३॥ ।
पुनर्वसुपाद मेकं च पुष्यमाश्लेषान्तं कर्कः ॥४॥ ॥ ॥५०॥
मघा पूर्वा उत्तरा फाल्गुनी पाद मेकं सिंहः ॥५॥ ।
उत्तरा फाल्गुनि त्रयः पादा हस्तश्चित्रार्द्धकन्याः ॥६॥ ॥ ॥५१॥
चित्रार्द्धं स्वाती विशाखा पाद त्रयं तुलाः ॥७॥ ।
विशाखा पादमेकमनुराधा ज्येष्ठान्तं वृश्चिकः ॥८॥ ॥ ॥५२॥
मूलं च पूर्वाषाढोत्तराषाढा पाद मेकं धनुः ॥९॥ ।
उत्तरायास्त्रयः पादा श्रवण धनिष्ठार्द्ध मकरः ॥१०॥ ॥ ॥५३॥
धनेष्ठार्द्धं शतभिषा पूर्वा भाद्रपादास्त्रयः कुंभः ॥११॥ ।
पूर्वाभाद्रपदापाद मेकमुत्तराभाद्रपदा रेवत्यंतंमीनाः ॥१२॥ ॥५४॥

અશ્વિની ચાર ચરણ, ભરણી ચાર ચરણ, કૃતિકા એક ચરણ મળી નવ ચરણની મેષ રાશિ થઈ, કૃતિકા (૩) રોહિણી (૪) મૃગશિર્ષ (૨) વૃષભ. મૃગશિર્ષ (૨) આર્દ્રા (૪) પુનર્વસુ (૩) મિથુન (૩) પુનર્વસુ (૧) પુષ્ય (૪) અશ્લેખા (૪) કર્ક (૪) મઘા (૪) પૂર્વા ફાલ્ગુન (૪) ઉત્તરા ફાલ્ગુન (૧) સિંહ, ઉત્તરા ફાલ્ગુન (૩) હસ્ત (૪) ચિત્રા (૨) કન્યા (૭) ચિત્રા (૨) સ્વાતિ (૪) વિશાખા (૩) તુલા (૭) વિશાખા (૧) અનુરાધા (૪) જેષ્ઠા (૪) વૃશ્ચિક (૮) મૂલ (૪) પૂર્વાષાઢા (૪) ઉત્તરાષાઢા (૧) ધન (૯) ઉત્તરાષાઢા (૩) શ્રવણ (૪) ધનિષ્ઠા (૨) મકર (૧૦) ધનિષ્ઠા (૨) શતભિષા (૪) પૂર્વા ભાદ્રપદ (૩) કુંભ (૧૧) પૂર્વા ભાદ્રપદ (૧) ઉત્તરા ભાદ્રપદ (૪) રેવતી (૪) મીન (૧૨)

## ॥ રાશિ नामाक्षर ॥

आलाई मेष संज्ञः स्यात् बावाउ वृष उच्यते ।
काछाघा मिथुनः पोक्तो डाहा कर्कट उच्यते ॥ ॥५५॥
माटा सिंहश्च पाठाणां कन्यका कथ्यते बुधैः ।
रता तूला तथा नोया वृश्चिकः कथ्यते बुधैः ॥ ॥५६॥
भाधा फाढा धनुः प्रोक्तो खाजा मकर संज्ञकः ।
गोसा कुंभ स्तथा दाचाझाथा मीनश्च कथ्यते ॥ ॥५७॥

આલાઈ મેષ બાવાઉ વૃષભ, કાછાઘા મિથુન, ડાહા કર્ક, માટા સિંહ, પાઠાણ કન્યા, રાતા તુલા. નોયા વૃશ્ચિક, ભાધા ફાઢા ધન, ખાજા મકર, ગોસા, કુંભ, દાચાઝા થા મીન. આ પ્રમાણે રાશિના નામાક્ષર જાણવા.

## ॥ રાશિ સ્વામી ॥

मेष वृश्चिकयो भौमः शुक्रो वृषतुला धिपः ।
बुधः कन्या मिथुनयोः कर्कस्याधिपतिर्विधुः ॥ ॥५८॥
स्यान्मीनधनुषो र्जीवः शनि र्मकर कुंभयोः ।
सिंहस्याधिपतिः सूर्यः कथितो गणकोत्तमै ॥ ॥५९॥

મેષ અને વૃશ્ચિકનો સ્વામી મંગળ, વૃષભ અને તુલાનો સ્વામી શુક્ર, કન્યા અને મિથુનનો સ્વામી બુધ, કર્કનો સ્વામી ચંદ્રમા, મીન અને ધનનો સ્વામી ગુરૂ, મકર અને કુંભનો સ્વામી શનિ, તથા સિંહનો સ્વામી સૂર્ય છે.

## ॥ नक्षत्र योनि ॥

अश्विन्यम्बुपयोर्हयो निगदितः स्वात्यर्कयोः कासरः ।
सिंहो वस्वजपाद्भयोस्समुदितो याम्यान्त्ययोः कुञ्जरः ॥ ॥६०॥
मेषो देवपुरोहिताऽनल भयोः कर्णाऽम्बुनो र्वानरः ।
स्याद्वैश्वाभिजितो स्तथैव नकुलश्चान्द्राब्जयोन्यो रहिः ॥ ॥६१॥
ज्येष्ठा मैत्र भयोः कुरङ्ग उदितो मूलार्द्रयोः श्वा तथा ।
मार्जारोऽदिति सार्पयोरथ मघायोन्योस्तथै वोन्दुरुः ॥ ॥६२॥
व्याघ्रो द्वीशमचित्रयोरपि च गौरर्यम्ण बुध्न्य र्क्षयो- ।
र्योनिः पादगयोः परस्पर महावैरं भयोन्योस्त्यजेत् ॥ ॥६३॥

અશ્વિનિ અને સતભિષાની અશ્વ યોનિ, સ્વાતિ અને હસ્તની મહિષ યોનિ- ધનિષ્ઠા પૂર્વા ભાદ્રપદ સિંહ યોનિ, ભરણી રેવતીની ગજ યોનિ પુષ્યને કૃત્તિકા મેષ યોનિ, શ્રવણ અને પૂર્વા ષાઢા વાનર યોનિ, ઉત્તરા ષાઢા અને અભિજિત નકુલ યોનિ મૃગશિર્ષ અને રોહિણી સર્પ યોનિ, જેષ્ઠા અનુરાધા મૃગયોનિ, મૂલને આર્દ્રા શ્વાન યોનિ, પુનર્વસુ આશ્લેષા માર્જાર યોનિ, મઘા પૂર્વા ફાલ્ગુની મૂષક યોનિ, વિશાખા, ચિત્રા વ્યાઘ્ર યોનિ, ઉત્તરા ફાલ્ગુની અને ઉત્તરા ભાદ્રપદ ગાય યોનિ, શ્લોકમાં પ્રત્યેક ચરણમા કહેલ બબ્બે યોનિને પરસ્પર મહાવૈર છે માટે યોનિ વેર ત્યાજ્ય કરવો.

નક્ષત્ર

| અશ્વિ- | સ્વાતી | ધનિ- | ભરણી | પુષ્ય | શ્રવણ | ઉ પા. | રોહિણી | અનુ- | મુલ | પુનર્વસુ | મઘા | ચિત્રા | ઉ. ફા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શત | હસ્ત | પૂ ભા. | રેવતી | કૃતિકા | પૂ. ષા | અભિ | મૃગ | જ્યેષ્ઠા | આર્દ્રા | અશ્લે | પૂ.ફા | વિશા | ઉ ભા. |

યોનિ

| હય | મહિષ | સિંહ | ગજ | મેષ | વાનર | નકુલ | સર્પ | મૃગ | શ્વાન | માર્જાર | મુષક | વ્યાઘ્ર | ગાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ | ૬ | ૭ | ૭ |

(હય) ઘોડાને અને (મહિષ) પાડાને વૈર ૧ સિંહ અને (ગજ) હાથીને વૈર ૨ (મેષ) ઘેટાને અને વાનરને વૈર ૩ (નકુલ) નોળીયાને અને સર્પને વૈર ૪ શ્વાનને અને મૃગને વૈર ૫ (માર્જાર) બિલાડીને અને (મૂષક) ઉંદરને વૈર ૬. વાઘ અને ગાયને વૈર ૭. આ પ્રમાણે નક્ષત્ર યોનિ વૈર સમજવું.

## ॥ नक्षत्र गण ॥

रक्षोनराडमरगणाः क्रमतो मघाऽहि- ।
वस्वीन्द्र मूल वरुणाऽनल तक्ष राधाः ॥ ॥६४॥
पूर्वोत्तरात्रय विधातृ यमेश भानि ।
मैत्रादितीन्दु हरि पौष्ण मरुल्ल घूनि ॥ ॥६५॥
निजनिज गणमध्ये प्रीतिरत्युत्तमा स्या- ।
दमरमनुजयोः सा मध्यमा सम्प्रदिष्टा ॥ ॥६६॥
असुर मनुजयो श्चैन्मृत्युरेव प्रदिष्टो ।
दनुजविबुधयोः स्याद्वैरमेकान्त तोऽत्र ॥ ॥६७॥

૧. મઘા. ૨. અશ્લેષા. ૩. ધનિષ્ઠા, ૪. જ્યેષ્ઠા, ૫ મૂલ, ૬. શતભિષા, ૭. કૃત્તિકા, ૮. ચિત્રા, ૯. વિશાખા, આ નવ નક્ષત્ર રાક્ષસ ગણ. ૧. પૂર્વા ફાલ્ગુન, ૨. પૂર્વા ષાઢા, ૩. પૂર્વા ભાદ્રપદ, ૪. ઉત્તરા ફાલ્ગુન, ૫. ઉત્તરા ષાઢા, ૬. ઉત્તરા ભાદ્રપદ, ૭. રોહિણી, ૮. ભરણી, ૯. આર્દ્રા આ નવ મનુષ્યગણ અને ૧. અનુરાધા, ૨. પુનર્વસુ; ૩. મૃગશિર્ષ, ૪. શ્રવણ, ૫. રેવતી, ૬. સ્વાતી, ૭. હસ્ત, ૮. અશ્વિની, ૯. પુષ્ય આ નવ નક્ષત્ર દેવ ગણ છે,

એક જ ગણુમા અતિ ઉત્તમ પ્રીતિ રહે મનુષ્ય અને દેવમાં મધ્યમ, રાક્ષસ મનુષ્યોમાં મૃત્યુ રાક્ષસ અને દેવમા વૈરત્વ સર્વદા રહે.

## ॥ नक्षत्र वैर ॥

वैरं चोत्तर फाल्गुनी युगलयोः स्वाती भरण्यो द्वयोः ।
रोहिण्युत्तरषाढयोः श्रुति पुनर्वस्वोर्विरोध स्तथा ॥ ॥६८॥
चित्रा हस्त मयोश्च पुष्यफणिनो ज्येष्ठाविशाखर्क्षयोः ।
प्रासादे भवनाऽऽसने च शयने नक्षत्र वैरं त्यजेत् ॥ ॥६९॥

ઉત્તરા ફાલ્ગુન અને અશ્વિની, સ્વાતી અને ભરણી, રોહિણી અને ઉત્તરા ષાઢા, શ્રવણ અને પુનર્વસુ, ચિત્રા અને હસ્ત, પુષ્ય અને અશ્લેષા, જ્યેષ્ઠા અને વિશાખા,

એ નક્ષત્રો પરસ્પર શત્રુતા ધરાવે છે માટે પ્રાસાદે ભવને આસને તથા પલંગે વર્જીત જાણવા.

## ॥ નાડી જ્ઞાન ॥

आवृत्तिभिर्भैस्त्रिभिरश्विमाद्यं क्रमोत्क्रमात्संगणयेदुडुनि ॥७०॥
यदेकपर्वण्युभयोश्च हर्म्यहर्मेशयोर्भेऽति शुभं तदा स्यात् ॥७१॥

અશ્વિનીથી આરંભ કરી ત્રણ નક્ષત્ર ક્રમ અને ઉત્ક્રમ કરવાથી નવ નવ નક્ષત્રોની એકેક નાડી આવે ગૃહ અને ગૃહેશના નક્ષત્ર એક નાડીમાં આવે તો અત્યન્ત શુભકારક જાણવા.

### ॥ નાડી ચક્ર ॥

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આદ્ય નાડી—અશ્વિ | આર્દ્રા | પુન | ઉ. ફા. | હસ્ત | જ્યેષ્ઠા | મૂલ | શત | પૂ ભા. |
| મધ્ય નાડી—ભરણી | મૃગ | પુષ્ય | પૂ. ફા. | ચિત્રા | અનુ | પૂ. ષા. | ધને | ઉ. ભા. |
| અંત્ય નાડી—કૃતકા | રોહિ | અશ્લે | મઘા | સ્વા | વિશા | ઉ. ષા. | શ્રવ | રેવતી |

## ॥ નક્ષત્ર ચર આદિ સંજ્ઞા ॥

चरं चलं स्मृतं स्वाती पुनर्वसु श्रुतित्रयम् ।
क्रूरमग्रं मघा पूर्वात्रितयं भरणी तथा ॥ ॥७२॥
ध्रुवं स्थिरं विनिर्दिष्टं रोहिणी चात्तरात्रयम् ।
तीक्ष्ण दारुकमश्लेषा ज्येष्ठार्द्रामूल मेव च ॥ ॥७३॥
लघुक्षिप्रं स्मृतं पुष्यो हस्तोश्विन्यभिजित्तथा ।
मृदुमैत्रं स्मृतं चित्राऽनुराधा रेवती मृगः ॥ ॥७४॥
मिश्रं साधारण प्रोक्त विशाखा कृतिका तथा ।
नक्षत्रेष्वेषु कर्माणि नाम तुल्यानि कारयेत् ॥ ॥७५॥

૧. સ્વાતી, ૨. પુનર્વસુ, ૩. શ્રવણ. ૪. ધનિષ્ઠા અને ૫. સતભિષા આ નક્ષત્રો ચર અને ચળ સંજ્ઞક છે.

૧. મઘા, ૨. પૂર્વા ફાલ્ગુન, ૩ પૂર્વા ષાઢા, ૪. પૂર્વા ભાદ્રપદ અને ૫. ભરણી આ નક્ષત્રો ક્રૂર અને ઉગ્ર સજ્ઞક છે. ૧ રોહિણી. ૨ ઉત્તરા ફાલ્ગુન, ૩. ઉત્તરા ષાઢા, ૪. ઉત્તરા ભાદ્રપદ, આ નક્ષત્રો ધ્રુવ અને સ્થિર સજ્ઞક છે, ૧. આશ્લેષા, ૨. જ્યેષ્ઠા, ૩. આર્દ્રા, અને ૪. મૂળ આ નક્ષત્રો તીક્ષ્ણ અને દારૂણ સંજ્ઞક છે. ૧. પુષ્ય, ૨. હસ્ત, ૩. અશ્વિની અને ૪. અભિજિત્ આ નક્ષત્રો લઘુ અને ક્ષિપ્ર સજ્ઞક છે. ૧. ચિત્રા, ૨. અનુરાધા, ૩. રેવતી, ૪. મૃગશીર્ષ આ નક્ષત્રો મૃદુ અને મૈત્ર સજ્ઞક છે.

૧.વિશાખા અને ૨. કૃતિકા આ નક્ષત્રો મિશ્ર અને સાધારણ સંજ્ઞક છે. આ નક્ષત્રોનું સંજ્ઞાફળ નામાનુ સાર સમજી તે તે નક્ષત્રોમાં યોગ્ય કાર્ય કરવું.

## પંચક જ્ઞાન

वासवोत्तरदलादि पचके याम्यदिग्गमनगेहगोपनम् ।
प्रेतदाह तृणकाष्टसंग्रहः शय्यका विततनं च वर्जयेत् ॥ ॥७६॥

ધનેષ્ઠા નક્ષત્રના ઉત્તરાર્ધથી આરંભીને રેવતી પર્યંત પાચ નક્ષત્રોને પંચક કહે છે અર્થાત્ કુંભ અને મીનના ચંદ્રમા પચક કહેવાય છે તેમાં દક્ષિણ દિશાની યાત્રા ગૃહાચ્છાદન, પ્રેતદાહ, ઘાસ અને કાષ્ટનો સગ્રહ તથા શય્યા (પલંગ ખાટલો) ભરવો ઈત્યાદિ વર્જિત છે.

## ॥ પુષ્ય નક્ષત્ર પ્રભાવ ॥

पापैर्विद्धे युते हीने चन्द्र तारा बलेऽपि च ।
पुष्ये सिद्धयन्ति सर्वाणि कार्याणि मंगलानि च ॥ ॥७७॥

ચદ્રમા અને તારા બલહીન હોય, પાપ ગ્રહોથી વિંધાએલા હોય અથવા પાપ ગ્રહોથી યુક્ત હોય તોપણ પુષ્ય નક્ષત્રમા સર્વ માગલિક કાર્યો સિદ્ધ થાય છે.

## ॥ યોગ જ્ઞાન ॥

चाक्रयतेरर्क नक्षत्रं श्रवणाश्चान्द्र मेव च ।
गणयेत्तद्युतिं कुर्याद्योगः स्यादक्ष शेषतः ॥ ॥७८॥

પુષ્ય નક્ષત્રથી સૂર્ય નક્ષત્ર સુધી ગણી અને શ્રવણ નક્ષત્રથી ચદ્ર નક્ષત્ર સુધી ગણી તે બન્ને સંખ્યાઓને યુક્ત કરી સત્તાવીશે ભાગતા જે શેષ રહે તે વિષ્કભાદિયોગ જાણવા.

## योग नामानि

विष्कुंभः प्रीतिरायुष्मान् सौभाग्यः शोभनाभिधः ।
अतिगण्डः सुकर्माख्यो धृतिः शूलाभिधानकः ॥ ॥७९॥

गण्डो वृद्धिर्ध्रुवश्चाथ व्याघातो हर्षणाह्वयः ।
वज्र सिद्धिर्व्यतीपातो वरीयान् परिघः शिवः ॥ ॥८०॥

सिद्धिः साध्यः शुभः शुक्लो ब्रह्मेन्द्रोऽथच वैधृतिः ।
सप्तविंशति योगास्तु कुर्युर्नामसमं फलम् ॥ ॥८१॥

૧. વિષ્કુંભ, ૨. પ્રીતિ, ૩. આયુષ્યમાન, ૪. સૌભાગ્ય, ૫. શોભન, ૬. અતિગંડ, ૭. સુકર્મ, ૮. ધ્રુતિ, ૯. શૂલ, ૧૦. ગંડ, ૧૧. વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩. વ્યાઘાત, ૧૪. હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬. સિદ્ધિ, ૧૭. વ્યતિપાત, ૧૮. વરીયાન્, ૧૯. પરિઘ, ૨૦. શિવ, ૨૧. સિદ્ધિ, ૨૨. સાધ્ય, ૨૩. શુભ, ૨૪. શુકલ, ૨૫. બ્રહ્મા, ૨૬. ઐંદ્ર, ૨૭. વૈધૃતિ, આ સત્તાવીશ યોગ છે, અને તે પોતાના નામ પ્રમાણે ફળ આપે છે.

## ॥ અશુભ યોગ પરિહાર ॥

विरुद्ध संज्ञा इह ये च योग स्तेषामनिष्टः खलुपाद आद्यः ।
सर्वै धृतिस्तुव्यतिपातनामासर्वोऽप्यनिष्टः परिघस्यचार्धम् ॥ ॥८२॥

त्रिस्त्रस्तु योगे प्रथमे च वज्रे व्याघात संज्ञे नवपंचशूले ।
गण्डेऽतिगण्डे च षडेव नाडयः शुभेषु कार्येषु विवर्जनीयाः ॥ ॥८३॥

પૂર્વોક્ત યોગોમાં જે વિરૂદ્ધ યોગ હોય તેનો પ્રથમનો ચતુર્થાંશ ભાગ તજવો, વ્યતીપાત અને વૈધૃતિ સંપૂર્ણ તજવા, પરીઘ યોગ અર્ધો વર્જિત છે, વિષ્કુંભ અને વજ્રની ત્રણ ત્રણ ઘડી, વ્યાઘાતની નવ ઘડી, શૂલની પાંચ ઘડી અને ગંડ તથા અતિગંડ છ-છ ઘડી શુભ કાર્યમા વર્જિત છે

## ॥ કરણ नामानि ॥

करणानि चराख्यानि नव वालव कौलवम् ।
तैतिलं गर वाणिज्ये विष्टि रेतानि सप्त च ॥ ॥८४॥

गताश्च तिथयो द्वाम्यांनिघ्नाः शुक्लादितः क्रमात् ।
बवाद्य करणं पूर्वे ज्ञेयं सैकं परे दले ॥ ॥८५॥

परे कृष्ण चतुर्दश्यां दले च शकुनिर्भवेत् ।
दर्शे चतुष्पदं नागं पूर्वापर विभागयोः ॥ ॥८६॥

शुक्ले प्रतिपदः पूर्वे दले किंस्तुघ्न संज्ञकम् ।
एतेषां करणानां हि चतुष्कं स्थिर संज्ञकम् ॥ ॥८७॥

(૧) બવ, (૨) બાલવ, (૩) કૌલવ, (૪) તૈતિલ, (૫) ગર, (૬) વાણિજ્ય, અને (૭) વિષ્ટિ આ સાત કરણ ચર સંજ્ઞક છે.

શુકલ પક્ષની પ્રતિપદાથી ગત તિથિઓને બમણી કરે અને સાતનો ભાગ આપવાથી જે અંક આવે તે બવાદિ કરણ તિથિના પૂર્વાર્ધમા થાય છે અને જો ઉત્તરાર્ધમા કરણ

જાણવી હોય તો એક ઉમેરી બવાદિ કરણ જાણવી. એટલુ ધ્યાનમા રાખવુ કે દરેક તિથિને બે કરણ ભોગવે છે.

કૃષ્ણ પક્ષની ચૌદશના બીજા ભાગમાં શકુનિ કરણ આવે છે અને અમાસના પહેલા ભાગમા ચતુષ્પદ બીજા ભાગમા નાગ કરણ આવે છે તેમ જ શુક્લ પક્ષની પ્રતિપદાના પહેલા ભાગમા કિંસ્તુઘ્ન આવે છે આ ચારે કરણોની સ્થિર સંજ્ઞા જાણવી.

## ।। करणोना स्वामी ।।

इद्रो धह्मा तथा मित्रश्चार्यमा भूरमा यमाः ।
कलि धर्मांक्ष नागाजः करणानामधीश्वराः ।। ।।८८।।

(૧) ઇંદ્ર, (૨) બ્રહ્મા, (૩) મિત્ર, (૪) અર્યમા, (૫) પૃથ્વી, (૬) લક્ષ્મી. (૭) યમ, (૮) કલિ, (૯) વૃષ, (૧૦) સર્પ. (૧૧) વાયુ આ ક્રમે બવાદિ કરણોના સ્વામી જાણવા.

## ।। करणोमां कार्य ।।

बवे पौष्टिक कार्याणि विप्रकर्माणि वालवे ।
कौलवे स्त्री सुहृत्कर्म तैत्तिले सुभगाप्रियम् ।। ।।८९।।

गरे बीजाश्रितं कुर्याद्वाणिज्यं वणिजे चरेत् ।
दाहपातादिकं विष्टयां न शुभं तत्र किञ्चन ।। ।।९०।।

शकुनावौषधं मंत्रसाधनं पौष्टिकं चरेत् ।
राज्यं गोविप्रयोः कर्म पितृकार्यं चतुष्पदे ।। ।।९१।।

सौभाग्य दारुणं नागे किंस्तुघ्ने मंगलं चरेत् ।
एवंविधश्च विज्ञेयः करणानां कार्यविस्तरः ।। ।।९२।।

બવ કરણમાં પૌષ્ટિક કર્મ, બાલવમા બ્રાહ્મણના કર્મ, કૌલવમાં સ્ત્રી અને મિત્રના કાર્ય, તૈત્તિલમાં સૌભાગ્યવતી સ્ત્રીને પ્રિય કાર્ય, ગરમા ખેતરમા બી વાવવુ તથા હળ જોડવું, વણિજમાં વાણિજ કર્મ, અને વિષ્ટિમાં ભદ્રામાં-અગ્નિ લગાડવી, પાડવી વિગેરે દુષ્ટ કર્મ કરવા પરંતુ કોઈ શુભ કર્મ કરવું નહિ, શકુનિમાં ઔષધ સેવન, મંત્ર સાધના. પૌષ્ટિક કાર્ય, ચતુષ્પાદમા રાજ્ય કર્મ, ગૌબ્રાહ્મણ કર્મ અને પિતૃ કાર્ય, નાગમા સૌભાગ્ય કર્મ, તથા દારૂણ કર્મ, કિંસ્તુઘ્નમા મંગલકાર્ય કરવા, આ પ્રમાણે કરણોનો કાર્ય વિસ્તાર જાણવો.

## ॥ ભદ્રા જ્ઞાન ॥

दशम्यां च तृतीयायां कृष्णे पक्षे परे दले ।
सप्तम्यां च चतुर्दश्यां विष्टिः पूर्वे दले स्मृता ॥ ॥९३॥

एकादश्यां चतुर्थ्यांच शुकले पक्षे परे दले ।
अष्टम्यां पूर्णिमायांच भद्रा पूर्वे दले स्मृता ॥ ॥९४॥

કૃષ્ણ પક્ષમાં દશમી તૃતીયાના બીજા ભાગમાં ભદ્રા હોય છે, તેમ જ સપ્તમી અને ચતુર્દશીના પહેલા ભાગમાં હોય છે, શુકલ પક્ષમા એકાદશીના અને ચતુર્થીના બીજા ભાગમા તથા અષ્ટમી અને પૂર્ણીમાના પહેલા ભાગમાં ભદ્રા કહી છે.

## ॥ ભદ્રા નામાનિ ॥

कराली नन्दनी रौद्री दुर्मुखी सुमुखी तथा ।
मिश्री च वैष्णवी हंसी ह्यष्टानामानि भद्रया ॥ ॥९५॥

(૧) કરાલી, (૨) નંદની, (૩) રૌદ્રી, (૪) દુર્મુખી, (૫) સુમુખી, (૬) મિશ્રી, (૭) વૈષ્ણવી, (૮) હંસી, આ આઠ ભદ્રાના નામ છે.

## ॥ ભદ્રા વાસ ॥

मीने मेषे च सिंहे अलिनिनिवसते स्वर्गलोकेच भद्रा ।
कन्यायां तौलिसंस्थे धनुषिच मकरे नागलोके स्थितिश्च ॥ ॥९६॥

कर्के कुंभे वृषे स्यान्मिथुन हिमकरे वर्तते मर्त्यलोके ज्ञेया
चन्द्र प्रवाहा त्रिभवन विजया मर्त्यसंस्थाविवर्ज्या ॥ ॥९७॥

મીન, મેષ, સિંહ અને વૃશ્ચિકના ચંદ્રમા હોય તો ભદ્રાનો વાસ સ્વર્ગ લોકમાં જાણવો. કન્યા, તુલા, ધન અને મકરના ચંદ્રમામાં ભદ્રાનો વાસ પાતાલ લોકમાં જાણવો, તથા કર્ક, કુંભ, વૃષભ, અને મિથુનના ચંદ્રમાં ભદ્રાનો વાસ મૃત્યુ લોકમા જાણવો. આ પ્રમાણે ચંદ્રમાની ગતિથી ગમન કરવાવાળી ભદ્રા શુભ કાર્યમા વર્જિત છે.

## ॥ ભદ્રાઙ્ગ જ્ઞાન ॥

नाडयस्तु पंचवदनेऽथ गले तथैका ।
वक्षो दशैक सहितं नियतं चतस्रः ॥ ॥९८॥

नाम्या कटौ षडथ पुच्छलता च तिस्रा ।
विष्टे र्बुधैर भिहितोऽङ्गविभाग एषः ॥ ॥९९॥

ભદ્રા સ્થિતિનું પ્રમાણ ૩૦ ઘડીનું છે તેમા ૫ ઘડી મુખમા, ૧ ઘડી કંઠમા, ૧૧ ઘડી વક્ષસ્થલમા, ૪ ઘડી નાભિમા અને ૬ ઘડી કમરમા તથા ૩ ઘડી પુચ્છમા આ પ્રમાણે પંડિતોએ ભદ્રાના અંગ વિભાગનું વર્ણન કર્યું છે.

## ॥ भद्राङ्ग फल ॥

मुखे कार्यध्वस्ति र्भवति मरणं चाथ गलके ।
धनेहानिर्वक्षस्यथ कटि तटे बिद्धिविलयः ॥
कलिर्नाभौदेशे विजयमथ पुच्छे च जगदुः ।
शरीरे भद्रायाः पृथगिति फलं पूर्व मुनयः ॥ ॥१००॥

ભદ્રાના મુખવાળી ઘડીમા કાર્ય કરે તો કાર્યનો નાશ થાય, કંઠવાળી ઘડીમાં કાર્ય કરે તો મરણ થાય, વક્ષસ્થળની ઘડીમા કાર્ય કરે તો ધનની હાનિ થાય, કમરની ઘડીમાં કાર્ય કરે તો બુદ્ધિનો નાશ થાય. નાભિની ઘડીમાં કાર્ય કરે તો કલેશ થાય. પુચ્છની ઘડીમાં કાર્ય કરે તો વિજય થાય, આ પ્રમાણે ભદ્રાના શરીર વિભાગથી પૂર્વ મુનિઓએ પૃથક્ પૃથક્ ફળ કહેલ છે.

## ॥ भद्रा निवास फल ॥

स्वर्गे भद्रा शुभं कार्यं पातालेच धनागमः ।
मृत्युलोके यदाविष्टिः सर्व कार्य विनाशीनी ॥ ॥१०१॥
दिवाभद्रा यदारात्रौ रात्रि भद्रा यदादिवा ।
तदाविष्टि कृतं दोषं न भवेत्सर्व सौख्यदः ॥ ॥१०२॥

સ્વર્ગમાં ભદ્રા હોય તો શુભ જાણવી, પાતાલમાં ભદ્રા હોય તો ધનનો લાભ કરે. અને મૃત્યુલોકમાં ભદ્રા હોય તો સર્વ કાર્યનો નાશ કરવાવાળી જાણવી દિવસની ભદ્રા રાત્રે હોય અને રાત્રીની ભદ્રા દિવસે હોય તો ભદ્રાનો દોષ જાણવો નહિ અને તે સર્વ પ્રકારનુ સુખ આપે છે.

## ॥ भद्रा कार्य ग्रहण ॥

युद्धे भूपतिदर्शने भयवने धातेच पाठे हठे ।
वैद्यस्य गमने जल प्रतरणे शत्रोस्तथाच्चाटने ॥ ॥१०३॥
सिंहोष्ट्रे खरमाहिषे अजमृगे अश्व गृहेपातने ।
स्त्री सेवा ऋतुमर्दनेषु शकटे भद्रा सदा गृह्यते ॥ ॥१०४॥

યુદ્ધ, રાજદર્શન, ભય, વન, ઘાત, પાઠ, હઠ, વૈદ્યાગમન, જળપ્રતરણ, શસ્ત્રોચ્ચાટન, સિંહ, ઉંટ, ગધેડુ, ભેંશ, મૃગ, મેષ, અશ્વ, ગૃહપાતન, સ્ત્રી સેવન, ઋતુ મર્દન, ગાડી, ઉપર કહેલા સર્વ કાર્યોમાં ભદ્રા ગ્રહણ કરવી.

भद्रायां द्वे न कर्तव्ये श्रावणी फाल्गुनी तथा ।
श्रावणी नृपति हन्ति ग्रामं दहति फाल्गुनी ॥ ॥१०५॥

ભદ્રામા શ્રાવણી અર્થાત્ રક્ષાબંધન આદિ અને હોલિકામા દહન આ બન્ને ન કરવા, ભદ્રામા શ્રાવણી કરવાથી રાજાનો નાશ અને હોલિ દહન કરવાથી ગામમાં અગ્નિનો ભય થાય.

न कुर्यान्मङ्गलं विष्टयां जीवितार्थी कदाचन ।
कुर्वन्नज्ञस्तदा क्षिप्रं तत्सर्वं नाशतां व्रजेत् ॥ ॥१०६॥

જીવવાની ઇચ્છાવાળા પુરૂષોએ ભદ્રામાં શુભ કાર્ય કદાપિ કરવું ન જોઈએ, જો મૂઢ પુરૂષ ભદ્રામાં શુભ કાર્ય કરે છે તો તેનું સર્વ કાર્ય જલદીથી નાશ થઈ જાય છે.



## करण चक्र

| શુક્લ પક્ષની તિથિ ૩૦ ઘડી | | કૃષ્ણ પક્ષની તિથિ ૩૦ ઘડી | | કરણના | સ્વામી | સ્થિરાદિ | શુભાશુભ કાર્ય ફળ |
|---|---|---|---|---|---|---|---|
| પૂર્વ ભાગ | ઉત્તર ભાગ | પૂર્વ ભાગ | ઉત્તર ભાગ | નામ | | સંજ્ઞા | |
| ૧ ૦ | ૦ ૦ | ૦ ૦ | ૦ ૦ | કિંસ્તુઘ્ન | વાયુ | સ્થિર | શુભ કાર્ય કરવાં |
| ૫ ૮ | ૧ ૧૫ | ૪ ૧૧ | ૭ ૦ | બવ | ઈન્દ્ર | ચર | વ્રતોત્સવ, પ્રાસાદ, તલાવ કરાવવાં |
| ૨ ૯ | ૫ ૧૨ | ૧ ૮ | ૪ ૧૧ | બાલવ | બ્રહ્મા | ચર | બ્રાહ્મણના કર્મ કરવા |
| ૬ ૧૩ | ૨ ૯ | ૫ ૧૨ | ૧ ૮ | કૌલવ | મિત્ર | ચર | સ્ત્રી અને મિત્રના કર્મ કરવાં |
| ૩ ૧૦ | ૬ ૧૩ | ૨ ૯ | ૫ ૧૨ | તૈત્તિલ | સૂર્ય | ચર | વિવાહાદિ મંગળ કાર્ય કરવા |
| ૭ ૪ | ૩ ૧૦ | ૬ ૧૩ | ૨ ૯ | ગર | ભૂમિ | ચર | બીજ વાવવું, હળ જોતવું, |
| ૪ ૧૧ | ૭ ૧૪ | ૩ ૧૦ | ૬ ૧૩ | વણિજ | લક્ષ્મી | ચર | દેવ પ્રતિષ્ઠા, ગૃહ, દુકાન બાંધવી |
| ૮ ૧૫ | ૧૪ ૧૧ | ૭ ૧૪ | ૩ ૧૦ | વિષ્ટિ | યમ | ચર | શુભ કર્મ ન કરવાં; વિષ, શત્રુને હણવો, ક્રૂર કર્મ કરવું. |
| ૦ ૦ | ૦ ૦ | ૦ ૦ | ૦ ૧૪ | શકુનિ | કલિ | સ્થિર | મંત્ર સાધન, ઔષધ સેવન, ગ્રહ પૂજા, પૌષ્ટિક કર્મ કરવા. |
| ૦ ૦ | ૦ ૦ | ૦ ૩૦ | ૦ ૦ | ચતુષ્પાદ | વૃષ | સ્થિર | ગજ્યાભિષેક, ગાય, ભેંસ લેવી અને મિત્ર કાર્ય કરવાં. |
| ૦ ૦ | ૦ ૦ | ૦ ૦ | ૦ ૩૦ | નાગ | સર્પ | સ્થિર | સૌભાગ્ય કર્મ, યુધ્ધે જવું, ધૈર્ય રાખવું વિદ્યાભ્યાસ કરવો. |

# भद्रा चक्र

| ફળ | લોક-વાસ | ચંદ્રમા | ઘડી સંખ્યા | સ્થાન ફળ | પક્ષ | તિથિ | ભદ્રાનો વાસ તથા નામ |
|---|---|---|---|---|---|---|---|
| સુખ | સ્વર્ગ-લોક | મેષ<br>વૃષ | ૩ | પુચ્છ<br>વિજય | કૃષ્ણપક્ષ | ૩, ૧૦, | આ તિથિઓમા બીજા ભાગમા ભદ્રા રહે છે. સર્પિણી નામ. |
| | | મિથુન<br>વૃશ્ચિક | ૬ | કટિ<br>બુદ્ધિનાશ | શુક્લપક્ષ | ૪, ૧૧, | આ તિથિઓના બીજા ભાગમા ભદ્રા રહે છે. વૃશ્ચિકી નામ. |
| ધન પ્રાપ્તિ | પાતાલ લોક | કન્યા<br>તુલા<br>ધન | ૫ | નાભિ<br>બુદ્ધિનાશ | કૃષ્ણપક્ષ | ૭, ૧૪, | આ તિથિઓના પહેલા ભાગમા ભદ્રા રહે છે. સર્પિણી નામ. |
| | | મકર | | | શુક્લપક્ષ | ૮, ૧૫, | આ તિથિઓમા પહેલા ભાગમાં ભદ્રા રહે છે. વૃશ્ચિકી નામ. |
| અશુભ | મૃત્યુ-લોક | કુંભ | ૧૦ | હૃદય<br>લક્ષ્મીનાશ | | | |
| | | મીન | ૧ | કંઠ મૃત્યુ | | | |
| | | કર્ક | | મુખ - | | | |
| | | સિંહ | ૫ | કાર્ય નાશ | | | |

## ॥ राशि चंद्र ॥

मेषे च सिंहे धनुपीन्द्र भागे वृषे च कन्या मकरे च याम्ये ।
कुंभे तुलायां मिथुने प्रतीच्यां कर्कालीमीनेषु तथोत्तर स्याम् ॥१०७॥

મેષ, સિંહ અને ધનનો ચંદ્રમા પૂર્વદિશામાં જાણવો, વૃષભ, કન્યા અને મકરનો ચંદ્રમા દક્ષિણ દિશાનો જાણવો, મિથુન, તુલા અને કુંભનો ચંદ્રમા પશ્ચિમનો જાણવો. કર્ક વૃશ્ચિક, મીનનો ચંદ્રમા ઉત્તર દિશાનો જાણવો.

રાશિ ચંદ્ર




## ॥ नक्षत्र चंद्र ॥

कृतकादि सप्त सप्त पूर्वाद्याश्च प्रदक्षिणाः ।
अष्टविंशति युक्तानां तत्र चद्रमुनि हरेत् ॥१०८॥

કૃતકાથી સાત સાત નક્ષત્રો અનુક્રમે પૂર્વાદિ દિશાઓમાં જાણવા સતાવીશ નક્ષત્રો યુક્તિએ કરીને સ્થાપવા. ક્ષેત્રનું ગણિત કરતાં ક્ષેત્રનું નક્ષત્ર જે દિશામા આવે તે દિશામાં ચંદ્ર જાણવો.



પૂર્વ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| કૃ | રો | મૃ | આ | પુ | પૂ | અ |

ઉત્તર

૨૮ ભ
૨૭ અ
૨૬ રેવતી
૨૫ ઉ. ભા
૨૪ પૂ. ભા
૨૩ શ
૨૨ ધ

દક્ષિણ

૮ મઘા
૯ પૂ. ફા.
૧૦ ઉ. ફા.
૧૧ હસ્ત
૧૨ ચિત્રા
૧૩ સ્વાતિ
૧૪ વિશાખા

| અ | શ્ર | ઉ.ષા | પૂ.ષા | મૂ | જે | અ |
|---|---|---|---|---|---|---|
| ૨૧ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૫ |

પશ્ચિમ

## ॥ સિદ્ધિયોગ ॥

શુક્રેનન્દા બુધે ભદ્રા જયા ભૌમે પ્રકીર્તિતા ।
શનૌરિક્તા ગુરૌ પૂર્ણા સિદ્ધિયોગા ઉદાહૃતાઃ ॥૧૦૧॥

શુક્રવારે નંદા ૧–૬–૧૧ તિથિ, બુધવારે ભદ્રા ૨–૭–૧૨ તિથિ, મંગળવારે જયા ૩–૮–૧૩ તિથિ, શનિવારે રિક્તા, ૪–૯–૧૪ તિથિ, ગુરૂવારે પૂર્ણા ૫–૧૦–૧૫ તિથિ, સિદ્ધિયોગ જાણવો.

## ॥ નંદાદિ તિથિ વાર યોગ ॥

| વાર | સંજ્ઞા | તિથિ | યોગ |
|---|---|---|---|
| શુક્ર | નંદા | ૧, ૬, ૧૧, | સિદ્ધિયોગ |
| બુધ | ભદ્રા | ૨, ૭, ૧૨, | સિદ્ધિયોગ |
| મંગળ | જયા | ૩, ૮, ૧૩, | સિદ્ધિયોગ |
| શનિ | રિક્તા | ૪, ૯, ૧૪, | સિદ્ધિયોગ |
| ગુરૂ | પૂર્ણા | ૫, ૧૦, ૧૫, | સિદ્ધિયોગ |

## ।। મૃત્યુયોગ ।।

खौ भौमे भवेन्नदा भद्रा भार्गव चन्द्रयोः ।
बुधे जया गुरौ रिक्ता शनौ पूर्णा च मृत्युदा ।।११०।।

રવિ અને મંગળવારે નંદા તિથિ, શુક્ર અને સોમવારે ભદ્રા, બુધવારે જયાતિથિ, ગુરુવારે રિક્તાતિથિ, અને શનિવારે પૂર્ણાતિથિ હોય તો મૃત્યુયોગ જાણવો.

### મૃત્યુયોગ.

| વાર | સંજ્ઞા | તિથિ | યોગ |
|---|---|---|---|
| રવિ, મંગળ, | નંદા | ૧, ૬, ૧૧, | મૃત્યુયોગ |
| શુક્ર, સોમ, | ભદ્રા | ૨, ૭, ૧૨, | મૃત્યુયોગ |
| બુધવાર | જયા | ૩, ૮, ૧૩, | મૃત્યુયોગ |
| ગુરૂવાર | રિક્તા | ૪, ૯, ૧૪, | મૃત્યુયોગ |
| શનિવાર | પૂર્ણા | ૫, ૧૦, ૧૫, | મૃત્યુયોગ |

## ।। चन्द्र वर्णज्ञान ।।

अलौ मेषसिंहेऽरुणे युद्धकारी ।
वृषे कर्कटे तौलिके श्वेत सिद्धिः ।।१११।।

धनुर्मीन युग्मेषु पीते च लक्ष्मी ।
मृगे कुंभकन्या शशी श्याम मृत्युः ।।११२।।

વૃશ્ચિક, મેષ અને સિંહને ચંદ્રમા રક્તવર્ણ અને યુદ્ધકારી જાણવો, વૃષભ, કર્ક અને તુલાનો ચંદ્રમા શ્વેતવર્ણ અને સિદ્ધિ દાયક જાણવો, ધન, મીન અને મિથુનનો ચંદ્રમા પીત્તવર્ણ અને લક્ષ્મીકારણ જાણવો, મકર, કુંભ અને કન્યાનો ચંદ્રમા શ્યામ વર્ણ અને મૃત્યુકારક જાણવો.

## ।। चंद्र शुभाशुभ फल ।।

स्वजन्मराशिमारभ्य चन्द्रराशिस्थितं फलम् ।
चन्द्रे जन्मस्थिते पुष्टिर्द्वितीये नो सुखं भवेत् ।।११३।।

પોતાની રાશિથી ચંદ્રમાની રાશિ સુધીનું ફળ કહે છે, ચંદ્રમા જન્મ રાશિમાં સ્થિત હોય તો પુષ્ટિ, બીજે હોય તો દુઃખ પ્રાપ્તિ.

तृतीये धनलाभश्च चतुर्थे रोग संभवः ।
पञ्चमे कार्यनाशश्च षष्टे द्रव्यागमो महान् ॥११४॥

ત્રીજે ધન લાભ, ચોથોરોગની ઉત્પત્તિ, પાંચમો કાર્યનાશ છઠ્ઠે દ્રવ્ય પ્રાપ્તિ.

सप्तमेभूप सन्मान स्त्वष्टमे मरणं ध्रुवम् ।
नवमे च भयं ज्ञेयं दशमे कार्यसंपदम् ॥
एकादशेऽर्थ लाभश्च द्वादशे विविधापदः ॥११५॥

સાતમો રાજ સન્માન, આઠમો મરણ, નવમો ભય, દશમો કાર્ય સંપત્તિ, અગિયારમો દ્રવ્યલાભ અને બારમો ચંદ્ર હોય તો અનેક જાતની ઉપાધી કરાવે.

## ॥ शुक्लपक्ष चंद्र बल ॥

द्वितीयः पञ्चमश्चन्द्रो नवमश्च शुभप्रदः ।
शुक्लपक्षे विशेषोऽयं तुल्यमन्यत्तथो भयो ॥११६॥

શુકલ પક્ષમાં બીજે, પાંચમો અને નવમો ચદ્રમા વિશેષ શુભ પ્રદ છે. શુકલ પક્ષમાં એ વિશેષતા જાણવી અને તે સિવાયના અન્ય ચંદ્રમા બન્ને પક્ષોમાં સમાન ફળ આપનાર જાણવા.

## ॥ चंद्र दिशा फल ॥

सन्मुखे चार्थलाभं तु दक्षिणे सुखसंपदः ।
पश्चिमे कुरुते मृत्युं वामे चन्द्रो धन क्षयम् ॥११७॥

પ્રયાણમાં ચંદ્ર સન્મુખ હોય તો ધન લાભ, જમણી બાજુએ હોય તો સુખ સંપદ, પાછળ હોય તો મરણ અને ડાબી બાજુ હોય તો ધન ક્ષય કરે.

## ॥ अन्य दोषो हर चन्द्र ॥

करण भगणदोषं वार संक्रान्ति दोषं ।
कुतिथि कुलकदोषं यामयामार्धदोषम् ॥११८॥

कुजशनि रवि दोषं राहुकेत्वादि दोषं ।
हरति सकल दोषं चन्द्रमा सन्मुखस्थः ॥११९॥

સન્મુખ રહેલ ચંદ્ર કરણ, નક્ષત્ર, વાર, સંક્રાતિ, કુતિથિ, પ્રહર, ચોઘડીયા, મંગળ, શનિ, રાહુ કેતુ વગેરે ગ્રહોના દોષ તેમજ અન્ય દોષો હરે છે

## ચારે દિશા ફરતા ચંદ્રની ઘડી

नाड्यं सप्तदश प्राच्यां याम्यां तिथिमतास्ततः ।
ततः स्वर्गमिताः प्रत्यगुत्तरस्या तु षोडश ॥१२०॥

पुनः सप्तदश प्राच्यां दक्षिणस्यां चतुर्दश ।
पश्चिमे नवसंख्यास्ता उदिच्यां पञ्चभूमिता ॥१२१॥

चार द्वयं भ्रमश्चेन्दोः स्ववास स्थानतः क्रमात् ।
एकराशिस्थितोऽपीह तदिशाजं फलं दिशेत् ॥१२२॥

આવશ્યક કાર્યમાં ઘટિકાત્મક ચંદ્રમા ચારે દિશામાં ફરે છે તે લેવો, ચંદ્રમા ૧૭ ઘડી પૂર્વમાં, ૧૫ ઘડી દક્ષિણમાં, ૨૧ ઘડી પશ્ચિમમાં, ૧૬ ઘડી ઉત્તરમાં અને ફરી પાછો ૧૭ ઘડી પૂર્વમાં, ૧૪ ઘડી દક્ષિણમાં, ૨૦ ઘડી પશ્ચિમમાં, ૧૫ ઘડી ઉત્તરમા આ પ્રમાણે ચંદ્રમાં પોતાના નિવાસ સ્થાનથી અનુક્રમે ચારે દિશાઓમાં બે વાર ફરે છે, તો આ ચંદ્રમાં એકજ રાશિમાં સ્થિતિ કરી રહે છે, પરંતુ ફળતો તેજ દિશાનું આપે છે કે જે દિશામાં તે રહે છે.

### ॥ રાશિ ભોગ ॥

| ચંદ્રદિશા | ઘડી | | | |
|---|---|---|---|---|
| | | ૧ | સૂર્ય | એક મહીનો. |
| પૂર્વ | ૧૭ | ૨ | ચંદ્ર | સવા બે દિવસ. |
| દક્ષિણ | ૧૫ | ૩ | ભોમ | દોઢ માસ. |
| પશ્ચિમ | ૨૧ | ૪ | બુધ | એક માસ. |
| ઉત્તર | ૧૬ | ૫ | ગુરૂ | તેર માસ |
| પૂર્વ | ૧૭ | ૬ | શુક્ર | એક માસ. |
| દક્ષિણ | ૧૪ | ૭ | શનિ | ત્રીસ મહીના. |
| પશ્ચિમ | ૨૦ | ૮ | રાહુ | અઢાર માસ |
| ઉત્તર | ૧૫ | ૯ | કેતુ | અઢાર માસ. |
| ઘડી કુલ | ૧૩૫ | | | |

### ॥ ગ્રહબળ અને ચન્દ્ર બળ ॥

उद्वाहे चोत्सवे जीवः सूर्यो भूपाल दर्शने ।
संग्रामे धरणीपुत्रो विद्याभ्यासे बुधोबली ॥१२३॥

यात्रायां भार्गवः प्रोक्तो दीक्षायाञ्च शनैश्चरः ।
चन्द्रमाः सर्वकार्येषु प्रशस्तो गृह्यते बुधैः ॥१२४॥

વિવાહ અને ઉત્સવમાં ગુરુનું બળ. રાજદર્શનમા સૂર્યનું બળ, સંગ્રામમા મંગળનુ બળ, વિદ્યાભ્યાસમા બુધનુ બળ, યાત્રામા શુક્રનું બળ, દીક્ષા લેવામાં શનિનું બળ અને સર્વ કાર્યમાં ચંદ્રમાનું બળ પ્રશસ્ય છે તેથી બુદ્ધિમાન પુરુષો તેનું બળ જોઈ કાર્યારંભ કરે છે.

## ॥ સર્વ દોષને હરનાર રવિયોગ ॥

सूर्यभा दशमे षष्टे तुर्ये विंशे त्रयोदशे ।
नवमे चन्द्र नक्षत्रे रवियोगः शुभप्रदः ॥
अनेक दोष संधाना ध्वंस कोऽयमुदाह्यते ॥१२५॥

સૂર્યના નક્ષત્રથી, ચંદ્રમાના નક્ષત્ર સુધી, ગણતા ૧૦મું, ૬ઠુ, ૪થુ, ૨૦મું, ૧૩મું, ૯ મુ એ નક્ષત્ર હોય ત્યારે રવિયોગ થાય છે, તે શુભદાયક છે અને તે અનેક દોષના સમુહોનો નાશ કરે છે.

## ॥ સિંહસ્થ ગુરુ તજવા વિષે ॥

शोको विवाहे मरणं व्रते स्यात्क्षौरे दरिद्रं विफला च यात्रा ।
मौख्यंश्च दीक्ष्ये विघ्नं प्रतिष्ठिते सिंहस्थिते सर्वविवर्जनीयम् ॥१२६॥

સિંહસ્થના ગુરુ હોય તો વિવાહમા શોક, વ્રતમાં મૃત્યુ, ચૌલમાં દરિદ્રતા તથા યાત્રામાં નિષ્ફળતા, દીક્ષામાં મૂઢતા અને પ્રતિષ્ઠામા વિઘ્ન વગેરે ફળો પ્રાપ્ત થાય માટે સિંહ રાશિના ગુરુ હોય ત્યારે સર્વ પ્રકારનાં શુભ કાર્ય કરવા નહિ.

## ક્રૂર ગ્રહે ભોગવેલું નક્ષત્ર શુભ કાર્યમાં લેવા વિષે.

भुक्तं भोजश्च न त्याज्यं सर्व कर्मसु सिद्धिम् ।
यत्नात् त्याज्यं तु सत्कार्ये नक्षत्रं राहु संयुतम् ॥१२७॥

ક્રુર ગ્રહે ભોગવેલુ, ભોગવાતુ કે ભોગ્ય નક્ષત્ર સર્વ કર્મમા સિદ્ધિ દાતા હોવાથી ત્યાજ્ય નથી પરંતુ શુભ કાર્યમા રાહુથી યુક્ત થયેલુ નક્ષત્ર યત્નપૂર્વક તજવુ.

धिष्णकामाय पर्याप्तं चन्द्र भोगाद् ग्रहाहतम् ।
शुद्धं षड्भिर्वेन्मासै रुपरागपराहतम् ॥ १२८ ॥

## ॥ રાહુથી હણાયેલ નક્ષત્ર શુભ ક્યારે થાય ॥

ગ્રહથી હણાયેલ નક્ષત્ર દોષમુક્ત થઈ ચંદ્રના ભોગમાં આવ્યા પછી શુભ કાર્યને માટે યોગ્ય થાય છે. ગ્રહણથી હણાયેલ નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે.

લલ્લ કહે છે કે દુષિત નક્ષત્ર સૂર્યના ભોગમાં તથા ચંદ્રના ભોગમાં શાંત થતા

શુભ કાર્યમાં ગ્રહણ કરાય છે. વળી કેટલાક આચાર્યો કહે છે કે ગ્રહણનું નક્ષત્ર સૂર્યના ભોગમાં આવ્યા પછી શુદ્ધ થાય છે. સપ્તર્ષિઓ કહે છે કે એક માસમાં બે ગ્રહણ થાય તો બીજું ગ્રહણ થતા પહેલા ગ્રહણથી દૂષિત નક્ષત્ર શુદ્ધ થાય છે. અને બીજા ગ્રહણનું નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે.

## ॥ ત્યાજ્ય યોગ ॥

अजैकपादाहिर्बुध्न्य शक्रमित्रानिलान्तकैः ।
समं दैर्मन्दवारे स्याद् रक्षो भूतयतं गृहम् ॥
अग्निनक्षत्रगेऽर्के चन्द्रे वा संस्थिते यदि ।
निर्मितं मंदिरं नूनमग्निना दह्यतेऽचिरात् ॥१२९॥

પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ, જ્યેષ્ઠા, અનુરાધા, સ્વાતી અને ભરણી, આમાંના કોઈ નક્ષત્ર ઉપર શનિ હોય અથવા તે દિવસે શનિવાર હોય તો ગૃહારંભ કરવામાં આવે તો તે ઘર રાક્ષસ અને ભૂત આદિનું નિવાસસ્થાન થાય, કૃતિકા નક્ષત્ર ઉપર સૂર્ય અગર ચંદ્ર હોય તે દિવસે ગૃહારંભ કરે તો તે ઘર તૈયાર થયા પછી જલ્દી અગ્નિથી બળી ભસ્મ થાય.

## ॥ त्याज्य प्रकरण ॥

तिथिनक्षत्र वाराणां दुष्टयोगान्परस्परम् ।
व्यतिपातादिदुर्योगान विष्टिदर्शार्क संक्रमान् ॥१३०॥
जन्मर्क्षतिथि मासांश्च तिथ्यर्द्धित्त्क्षयमंदिनम् ।
पापैर्मुक्तं युतं भोग्यं विद्धं लत्तितमृक्षकम् ॥१३१॥

તિથિ, વાર અને નક્ષત્રોથી ઉત્પન્ન થએલા દુષ્ટ યોગ તથા વ્યતિપાતાદિ, દુર્યોગ, ભદ્રા, અમાવાસ્યા, સૂર્યસંક્રાતિ, જન્મ નક્ષત્ર, જન્મ તિથિ, જન્મ માસ, તિથિ વૃદ્ધિ, તિથિ ક્ષય, પાપ ગ્રહોએ ભોગવેલ નક્ષત્ર તેમજ પાપગ્રહયુકત નક્ષત્ર, પાપગ્રહો, ભોગનક્ષત્ર અથાત પાપગ્રહ જે નક્ષત્ર ઉપર જનાર હોય, પાપગ્રહોથી વીંધાએલા નક્ષત્ર, પાપગ્રહોથી લત્તાયુકત નક્ષત્ર તજવાં.

उत्पातग्रह भिनञ्च खग्रासे ग्रहणार्थकम् ।
षण्मासावधि मासेषु त्रिप ग्रासेऽर्द्धके सति ॥१३२॥
माससेकं तु तुर्यांशे ग्रस्त चन्द्रे च भास्करे ।
त्र्यहं प्राग्ग्रहणान्सप्तदिनानि ग्रहणोत्तरम् ॥१३३॥
ग्रस्तास्ते तु त्र्यहं पूर्वे त्र्यहं ग्रस्तोदये परम् ।
पूर्णे ग्रासे त्विदं ज्ञेयं खंड ग्रासेऽनुपाततः ॥१३४॥

ઉત્પાતનું નક્ષત્ર અને ગ્રહોથી ભેદાયેલાં નક્ષત્ર તજવાં ખગ્રાસ ગ્રહણનું નક્ષત્ર છ મહિના સુધી તથા અર્ધ ગ્રાસનું હોય તો ત્રણ મહિના સુધી અને ચંદ્રમા તથા સૂર્યનુ ચોથા ભાગે ગ્રહણ હોય તો એક મહિના સુધી તજવું તેમજ ગ્રહણમા પહેલા ત્રણ દિવસ અને પાછળના સાત દિવસ તજવા, ગ્રહણના ગ્રસ્તાસ્તમાં પહેલા ત્રણ દિવસ અને ગ્રસ્તોદયમા પાછલા ત્રણ દિવસ તથા પૂર્ણ ગ્રાસમા પહેલા અને પાછલા ત્રણ ત્રણ દિવસ તેમજ આ ત્રણ દિવસના હિસાબે ત્રિરાશિ કરી ખંડગ્રાસમા પહેલા અને પાછલા દિવસ તજવા.

## ॥ ત્યાજ્ય પ્રકરણ ॥

दिनमेकं तु मासान्ते नक्षत्रान्ते घटीद्वयम् ।
घटीमेकां तु तिथ्यन्ते लग्नांते घटिकार्द्धकम् ॥१३५॥
विषाख्या नाडिका भानां पातमेकार्गलंतथा ।
दग्धाहं क्रांति साम्यश्च लग्नेशं रिपु मृत्युगम् ॥१३६॥
दिनार्द्धे च रजन्यर्द्धे सन्धौ च पल विंशतिम् ।
मलमासं कवीज्यास्तं बालवार्द्धक्यमेव च ॥१३७॥
जन्मे शास्तं मनोभंगं सूतकं मातुरार्त्तवम् ।
रोगोत्पातार्धरिष्टानि शुभेष्वतानि संत्यजेत् ॥१३८॥

માસના અંતનો એક દિવસ, નક્ષત્રાન્તમા ૨ ઘડી, તિથ્યન્તમા ૧ ઘડી, લગ્નાતમાં અર્ધ ઘડી અને નક્ષત્રોની વિષનામની નાડી, એ સર્વ તજવાં, પાત દોષ, એકાર્ગલ (દગ્ધ-દિવસ, ક્રાતિ સમય અને લગ્નનોસ્વામીશત્રુ તથા મૃત્યુ સ્થાનમાં હોય) મધ્યાહ્ન તથા અર્ધરાત્રિ, બંન્ને સધ્યાની સધિમાં વીસ વીસ પલ, અધિકમાસ, શુક્ર અને બ્રહસ્પતિનો અસ્ત તથા શુક્ર અને બૃહસ્પતિના બાલત્વ અને વૃદ્ધત્વ, એ સર્વ તજવાં તથા જન્મેશનો અસ્ત, મનનો ભંગ, સુતક, માતાને ઋતુ પ્રાપ્તિ થવી. રોગ ઉત્પાતાદિ અરિષ્ટ એ સર્વ શુભ કાર્યોમા તજવા.

## ॥ સિદ્ધિયોગ જ્ઞાન ॥

आदित्ये चाष्टमी हस्ते अश्विनी चोत्तरात्रयम् ।
मूलं पुष्यो धनिष्ठा च सिद्धियोगाः प्रकीर्तिताः ॥१३९॥

રવિવારે અષ્ટમી તિથિ અને હસ્ત, અશ્વિની. ત્રણ ઉત્તરા, મૂળ, પુષ્ય, ધનિષ્ઠા નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ કહ્યો છે.

सोमे च नवमी पुष्यः श्रवणं रोहिणी मृगः ।
दशम्यामनुराधा च सिद्धियोगाः प्रकीर्तिताः ॥१४०॥

સોમવારે નવમી, દશમી તિથિ અને પુષ્ય શ્રવણ. રોહિણી, મૃગશીર્ષ, અનુરાધા નક્ષત્ર હોય તો સિદ્ધિ યોગ કહ્યો છે.

भौमे षष्ठी तृतीया च अष्टमी च त्रयोदशी ।
मूलाऽश्विनी मृगाश्लेषा सिद्धान्युत्तरभाद्रपात् ॥१४१॥

સોમવારે ષષ્ટી, તૃતીયા, અષ્ટમી તથા ત્રયોદશી તિથિ અને મૂળ, અશ્વિની. મૃગશીર્ષ, અશ્લેષા, ઉત્તરા ભાદ્રપદ નક્ષત્ર હોય તો સિદ્ધિ યોગ જાણવો

बुधवारे द्वितीया च सप्तमी द्वादशीषु च ।
मृगाऽनुराधा पुष्यश्च सिद्धाः कृतिक रोहिणि ॥१४२॥

બુધવારના દિવસે દ્વિતીયા, સપ્તમી, તથા દ્વાદશી તિથિ અને મૃગશીર્ષ, અનુરાધા. પુષ્યા કૃતકા, રોહિણી નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો.

गुरौ च दशपंचम्यां पौर्णिमास्यां विशाखयोः ।
पौष्णा श्विन्याऽनुराधा च सिद्धा पुष्यपुनर्वसु ॥१४३॥

ગુરૂવારે દશમી પચમી અને પૂર્ણિમાતિથિ, વિશાખા, રેવતી, અશ્વિની, અનુરાધા પુષ્ય, પુનર્વસુ નક્ષત્ર હોયતો સિદ્ધિયોગ જાણવો

शुक्रे प्रतिपदा षठ्यैकादशी रेवती तथा ।
पूर्वाषाढा श्रुतथाऽश्विन्यो तिश्चित्रांदिति शुभा ॥१४४॥

શુક્રવારને દિવસે પ્રતિપદા, ષષ્ટી, એકાદશી તિથિ તથા રેવતી, પૂર્વાષાઢા, અશ્વિની શ્રવણું, ચિત્રા. પુનર્વસુ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો.

शनौ चतुर्थी नवमी चतुर्दशी च रोहिणी ।
श्रवणं च मृगा स्वाती पूर्वाफाल्गुनि सिद्धाः ॥१४५॥

શનિવારે ચતુર્થી. નવમી. ચતુર્દશી તિથિ તથા રોહિણી, શ્રવણ, મૃગશીર્ષ, પૂર્વા-ફાલ્ગુની નક્ષત્ર હોયતો સિદ્ધયોગ જાણવો.

॥ નિષેધ યોગ ॥

सूर्ये विशाखा भरणी द्वादशी च चतुर्दशी ।
अनुराधा मघा ज्येष्ठा विरुद्ध सप्तमी सदा ॥१४६॥

રવિવારના દિવસે વિશાખા, ભરણી, અનુરાધા, મઘા. જ્યેષ્ઠા, અને દ્વાદશી, ચતુર્દશી, સપ્તમી હોય તો ત્યાજ્ય કરવો.

चन्द्रे चित्रोत्तराषाढा पूर्वा स्वाती विशाखयोः ।
एकादश्यां त्रयोदश्यां षष्ठी यत्नेन वर्जयेत् ॥१४७॥

સોમવારે ચિત્રા–ઉત્તરાષાઢા. પૂર્વાષાઢા, સ્વાતી, વિશાખા, એકાદશી, ત્રયોદશી અને ષષ્ઠી હોય તો યત્ન પૂર્વક તજવો.

भौमे आर्द्रा धनिष्ठा च द्वितीया पूर्वभाद्रपत्त ।
शतभिषक् चोतराषाढा दशमी च विवर्जयेत् ॥१४८॥

મંગળવારે આર્દ્રા, ધનિષ્ઠા પૂર્વાભાદ્રપદ, શતભિષા, ઉત્તરાષાઢા, અને દ્વિતીયા, દશમી વર્જિત છે.

बुधे धनिष्ठा भरणी अश्विनी मूलसंयुता ।
तृतीया नवमी चैव प्रतिपद्रेवती त्यजेत् ॥१४९॥

બુધવારે ધનિષ્ઠા, ભરણી, અશ્વિની, મૂળ, રેવતી અને તૃતીયા, નવમી, પ્રતિપદા ત્યાગ કરવી.

जीवेऽष्टमी चतुर्थ्यां तु आर्द्रा चोतराफाल्गुनी ।
रोहिणी शतभिषक् षष्ठां कृतिका मृगवर्जित ॥१५०॥

ગુરુવારના દિવસે અષ્ટમી, ચતુર્થી ષષ્ઠી, અને આર્દ્રા, ઉત્તરાફાલ્ગુની, રોહિણી, શતભિષા, કૃતકા અને મૃગશીર્ષ એ વર્જિત છે.

भार्गवे रोहिणी ज्येष्ठा द्वितीया सप्तमीषु च ।
पुष्याऽश्लेषा मघा चैव सर्वं कर्माणि वर्जयेत् ॥१५१॥

શુક્રવારને દિવસે રોહિણી, જ્યેષ્ઠા, પુષ્ય, અશ્લેષા, મઘા અને દ્વિતીયા, સપ્તમીમાં સર્વ કાર્યમા તજવા.

सौरे चित्रोत्तराषाढा रेवती कर सप्तमी ।
षष्ठी चोतरा फाल्गुण्यां पूर्वाषाढा विवर्जयेत् ॥१५२॥

શનિવારે ચિત્રા, ઉત્તરાષાઢા, રેવતી, હસ્ત, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાષાઢા અને સપ્તમી ષષ્ઠી વર્જિત છે.

## ॥ चर योग ॥

खौ पूभा गुरौ पुष्यः शनौ मूलं भृगौ मघा ।
सौम्ये ब्राह्मय विशा भौमे चन्द्रेदा चरयोगकः ॥१५३॥

રવિવારે પૂર્વા ભાદ્રપદ, ગુરુવારે પુષ્ય, શનીવારે મૂળ, શુક્રવારે મઘા, બુધવારે રોહિણી મંગળવારે વિશાખા. અને સોમવારે આર્દ્રા નક્ષત્ર હોય તો ચર યોગ જાણવો.

## ॥ अमृतसिद्धि योग ॥

आदित्यहस्ते गुरुपुष्ययोगे ।
बुधानुराधा शनि रोहिणी च ॥१५४॥

सोमे च सौम्यं भृगु रेवती च ।
भौमाश्विनी चामृत सिद्धियोगः ॥१५५॥

રવિવારે હસ્ત, ગુરુવારે પુષ્ય, બુધવારે અનુરાધા, શનિવારે રોહિણી સોમવારે અશ્વિની નક્ષત્ર, શુક્રવારે રેવતી, મંગળવારે અશ્વિની હોય તો અમૃતસિદ્ધિ યોગ જાણવો.

## ॥ संवर्त्तक योग ॥

सप्तम्यां च रविर्वारो बुधस्य प्रतिपदिने ।
संवर्ताख्य स्तदा योगो वर्जितव्य सदा शुभे ॥१५६॥

સપ્તમીને દિવસે રવિવાર અને પ્રતિપદાને દિવસે બુધવાર હોય તો સંર્વક્ત નામનો યોગ જાણવો આ યોગ શુભ કાર્યમા વર્જિત છે.

## ॥ क्रकच योग ॥

षष्ठी तु शनिवारेण शुक्रणैव च सप्तमी ।
अष्टमी गुरुवारेण नवमी चन्द्रजेन तु ॥१५७॥

दशमी भूमिपुत्रेण सोमे एकादशी तथा ।
सूर्ये द्वादशी प्रोक्ता कर्कयोगाः प्रकीर्तिताः ॥१५८॥

શનિવારે ષષ્ઠી તિથિ, શુક્રવારે સપ્તમી, ગુરૂવારે અષ્ટમી. સોમવારે એકાદશી અને રવિવારે દ્વાદશી હોય તો કર્ક (ક્રકચ) નામનો યોગ જાણવો. બુધવારે નવમી મંગળવારે દશમી.

## ॥ યમઘંટ યોગ ॥

मघार्कवारे च विधौ विशाखा ।
आर्द्रा कुजे चेन्दुसुते च मूलम् ॥१५९॥
वह्निर्गुरौ शुक्रदिने विधाता ।
शनौ च हस्तो यमघंट योगः ॥१६०॥
यमघंटे गते मृत्युः कुलोच्छेद करगृहं ।
कर्त्तुमृत्युः प्रतिष्ठायां शिशुर्जातो न जीवति ॥१६१॥

રવિવારના દિવસે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારના દિવસે મૂળ, ગુરૂવારે કૃતકા, શુક્રવારે રોહિણી અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો યમઘંટ નામનો યોગ થાય, આ યમઘંટ યોગમાં બહારગામ જાય તો મૃત્યુ પામે, પાણી ગ્રહણ કરે તો કુળનું છેદન થાય, દેવ પ્રતિષ્ઠા કરે તો મૃત્યુ થાય અને બાળક જન્મે તો નાશ પામે.

## ॥ યમઘંટ દોષ ભંગ ॥

विंध्यस्योत्तरभागेतु यावदातु हिमाचलम् ।
यमघंटक दोषोऽस्ति तान्यदेशे कदाचन ॥१६२॥

વિંધ્યાચલના ઉત્તરના ભાગથી હિમાલય પર્વત સુધીના ભાગમાં યમઘંટનો દોષ છે. બાકીના દેશોમા તેનો દોષ નથી લગ્નથી શુભ ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણમા હોય અથવા ચદ્ર પણ રહ્યો હોય તો યમઘટનો દોષ નથી.

यमघंटे त्यजे दष्टौ मृत्यौं द्वादश नाडीकाः ॥१६३॥

યમઘટની આઠ અને મૃત્યુ યોગની બાર ઘડી ત્યાગ કરવાથી દોષ લાગતો નથી.

## ॥ મૃત્યુ યોગ ॥

त्यज रविमनुराधां वैश्वदेवे च सोमं ।
शतभिषजि च भौमं चन्द्रजं चापि दस्त्रे ॥१६४॥
मृगशिरसे सुरेज्यं नागदेवे च शुक्रं ।
रविसुतमपि हस्ते मृत्युयोगं वदन्ति ॥१६५॥

રવિવારના દિવસે અનુરાધા, સોમવારે ઉતરાષાઢા, મંગળવારે શતભિષા, બુધવારે અશ્વિની ગુરુવારે મૃગશિર્ષ, શુક્રવારે અશ્લેષા અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો મૃત્યુયોગ જાણવા.

## ॥ दग्ध योग ॥

बुधे तृतीया कुजे पंचमी च षष्ठ्यां गुरावष्टमी शुक्रवारे ।
एकादशी सोमशनिर्नवम्यां द्वादश्यथा केचिदितिदग्धयोगः ॥१६६॥

બુધવારના દીને તૃતીયા, મંગળવારે પંચમી, ગુરુવારે ષષ્ઠિ, શુક્રવારે અષ્ટમી. સોમવારે એકાદશી, શનિવારે નવમી અને રવિવારે દ્વાદશી તિથિ હોય તો દગ્ધયોગ થાય છે.

## ॥ हुताशन योग ॥

षष्ठ्यादितिथयः सप्त चंद्रवारादिभिर्युताः ।
क्रमात्पक्षद्वयेऽपिस्युः सप्त योगो हुताशनः ॥१६७॥

શુક્લ પક્ષ અને કૃષ્ણપક્ષની ષષ્ટી અને સોમવાર, સપ્તમી અને મંગળવાર, અષ્ટમી અને બુધવાર, નવમી અને ગુરુવાર, દશમી અને શુક્રવાર, એકાદશી અને શનિવાર તથા દ્વાદશી અને રવિવાર આવે તો અનુક્રમથી સાત હુતાશન યોગ થાય છે.

## ॥ विष योग ॥

षष्ठी शशाङ्के नवमी च शुक्रे बुधे द्वितीया तपने चतुर्थी ।
जीवेऽष्टमी सौरिकुजेऽह्नि सप्तमी योगा विषाख्याः कुलनाशनाः स्युः ॥१६८॥

સોમવારના દિવસે ષષ્ટી, શુક્રવારે નવમી, બુધવારે દ્વિતીયા, રવિવારે ચતુર્થી, ગુરુવારે અષ્ટમી. શનિવારે અને મંગળવારે સપ્તમી તિથિ હોય તો કુળનાશક વિષયોગ કહેવાય

## ॥ મુસલ વજ્રયોગ ॥

चन्द्रे चित्रा भृगौ ज्येष्ठा शनौ चैव तु रेवती ।
चन्द्रजे तु धनिष्ठोका खौ तु भरणी तथा ॥१६९॥
उपार्श्चैव तु भौमे च गुरौ चैवोत्तरा तथा ।
अयं मुसल वज्राख्ययोगो वर्ज्यः शुभे बुधैः ॥१७०॥

સોમવારને દિવસે ચિત્રા, શુક્રવારે જ્યેષ્ઠા, શનિવારે રેવતી, બુધવારે ધનિષ્ઠા. રવિવારે ભરણી, મંગળવારે ઉત્તરાષાઢા અને ગુરુવારને દિવસે ફાલ્ગુન નક્ષત્ર હોય તો મુશલ વજ્ર યોગ જાણવો આ મુશલ વજ્ર યોગ પંડિતોએ શુભ કાર્યમા વર્જિત કહ્યો છે

## ॥ જ્વાલા મુખી યોગ ॥

पडिवं मूळं पंचमी भरणी अष्टमी कृति रोहिणी नवमी ।
अश्लेखा दशमी दिनपटिया ए योग ज्वाला मुखी कटिया ॥१७१॥

जाये सो जीवई नहीं, वसैसु उज्जड होई ।
नारीपहिरै चुडलो सो आमरण न होई ॥१७२॥

પ્રતિપદાને દિવસે મૂળ, પંચમીને દિવસે ભરણી, અષ્ટમીને દિવસે કૃતકા, નવમીને દિવસે રોહિણી, દશમીને દિવસે આશ્લેષા નક્ષત્ર હોય તો જ્વાળામુખીયોગ જાણવો. આયોગમાં બાળક જન્મે તો મરણ પામે, વાસ કરે તો ઉજ્જડ થાય અને સ્ત્રી ચુડો પહેરે તો વિધવા થાય.

## ॥ उत्पादादि योग ॥

विशाखादि चतुष्कं तु भास्कादि क्रमेण तु ।
उत्पात मृत्युकाणाख्य सिद्धियोगाः प्रकीर्त्तिताः ॥१७३॥

સૂર્યાદિ સાત વારને વિષે વિશાખાદિ ચાર ચાર નક્ષત્ર આવવાથી ઉત્પાત, મૃત્યુ, કાણ અને સિદ્ધિયોગ આવે છે.

## ॥ उत्पादादि योग चक्र ॥

| સૂર્ય | ચંદ્ર | સોમ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | યોગ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| વિશાખા | પૂ. ષાઢા | ઘનિષ્ઠા | રેવતી | રોહિણી | પૂષ્ય | ઉ. ફાલ્ગુ. | ઉત્પાત |
| અનુરાધા | ઉ. ષાઢા | શતભિષા | અશ્વિની | મૃગશિર્ષ | અશ્લેખા | હસ્ત | મૃત્યુ |
| જયેષ્ઠા | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી | આદ્રા | મઘા | ચિત્રા | કાણ |
| મૂળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતકા | પુનવસુ | પૂ. ફાલ્ગુ | સ્વાતિ | સિદ્ધિ |

## ॥ आनन्दादि योग ॥

आनन्दाख्यः कालदण्डश्च धूम्रो धाता सौम्यो ध्वांक्ष केतू क्रमेण ।
श्रीवत्साख्यो वज्रकं मुदगरश्च छत्रं मित्रं मानसं पद्मलुम्बौः ॥१७४॥

उत्पातमृत्यु किल काणसिद्धि शुभाऽमृताख्यो मुसलो गदश्च ।
मातङ्गरक्षश्चरसुस्थिराख्याः प्रवर्धमानाः फलदा स्वनाम्ना ॥१७५॥

૧ આનંદ, ૨ કાલદંડ, ૩ ધ્રુમ્ર, ૪ ધાતા, ૫ સૌમ્ય, ૬ ધ્વાક્ષ, ૭ કેતુ, ૮ શ્રી વત્સ, ૯ વજ્ર, ૧૦ મુદ્દગર, ૧૧ છત્ર, ૧૨ મિત્ર, ૧૩ માનસ, ૧૪ પદ્મ. ૧૫ લુબ ૧૬ ઉત્પાત. ૧૭ મૃત્યુ, ૧૮ કાણ, ૧૯ સિદ્ધિ. ૨૦ શુભ, ૨૧ અમૃત. ૨૨ મુશળ, ૨૩ ગદ, ૨૪ માતગ. ૨૫ રાક્ષસ, ૨૬ ચર ૨૭ સુસ્થિર. ૨૮ પ્રવર્ધમાન. આ યોગો નામ પ્રમાણે ફળ આપે છે

~=*=*

# आनन्दादि योग चक्र

| | યોગ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ | અશ્વિની | મૃગશિર્ષ | અશ્લેખા | હસ્ત | અનુરાધા | ઉ. ષાઢા | શતભિષા |
| ૨ | કાલદંડ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત્ | પૂ. ભાદ્રપદ |
| ૩ | ધૂમ્ર | કૃતિકા | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ |
| ૪ | પ્રજાપતિ | રોહિણી | પુષ્ય | ઉ. ફાલ્ગુન | વિશાખા | પૂ. ષાઢા | ઘનિષ્ઠા | રેવતી |
| ૫ | સૌમ્ય | મૃગશિર્ષ | અશ્લેખા | હસ્ત | અનુરાધા | ઉ. ષાઢા | સતભિષા | અશ્વિની |
| ૬ | ધ્વાક્ષ | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી |
| ૭ | ધ્વજ | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતિકા |
| ૮ | શ્રીવત્સ | પુષ્ય | ઉ. ફાલ્ગુન | વિશાખા | પૂ. ષાઢા | ઘનિષ્ટા | રેવતી | રોહિણી |
| ૯ | વજ્ર | અશ્લેખા | હસ્ત | અનુરાધા | ઉ. ષાઢા | સતભિષા | અશ્વિની | મૃગશિર્ષ |
| ૧૦ | મુદ્ગર | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી | આર્દ્રા |
| ૧૧ | છત્ર | પૂ. ફાલ્ગુન | સ્વાતી | મુળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતિકા | પુનર્વસુ |
| ૧૨ | મિત્ર | ઉ. ફાલ્ગુન | વિશાખા | પૂ. ષાઢા | ઘનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય |
| ૧૩ | માનસ | હસ્ત | અનુરાધા | ઉ. ષાઢા | સતભિષા | અશ્વિની | મૃગશિર્ષ | અશ્લેખા |
| ૧૪ | પદ્મ | ચિત્રા | જ્યેષ્ટા | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા |
| ૧૫ | લુંબ | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતિકા | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન |
| ૧૬ | ઉત્પાત | વિશાખા | પૂ. ષાઢા | ઘનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉ. ફાલ્ગુન |
| ૧૭ | મૃત્યુ | અનુરાધા | ઉ. ષાઢા | સતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેખા | હસ્ત |
| ૧૮ | કાણ | જ્યેષ્ટા | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| ૧૯ | સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતિકા | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન | સ્વાતી |
| ૨૦ | શુભ | પૂ. ષાઢા | ઘનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉ. ફાલ્ગુન | વિશાખા |



શ્રી કેસરિયાજી આદિનાથ ભ૦ પરિકર યુક્ત કેસરિયાજીનગર પાલિતાણા [એન. સી. સોમપુરા]

|  | યોગ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | અમૃત | ઉ. ષાઢા | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેખા | હસ્ત | અનુરાધા |
| ૨૨ | મુસલ | અભિજિત | પૂ. ભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા |
| ૨૩ | ગદ | શ્રવણ | ઉ. ભાદ્રપદ | કૃતિકા | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન | સ્વાતી | મૂળ |
| ૨૪ | માતંગ | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉ. ફાલ્ગુન | વિશાખા | પૂ. ષાઢા |
| ૨૫ | રાક્ષસ | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેખા | હસ્ત | અનુરાધા | ઉ. ષાઢા |
| ૨૬ | ચર | પૂ. ભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિ |
| ૨૭ | સુસ્થિર | ઉ. ભાદ્રપદ | કૃત્તિકા | પુનર્વસુ | પૂ. ફાલ્ગુન | સ્વાતી | મૂળ | શ્રવણ |
| ૨૮ | પ્રવર્ધમાન | રેવતી | રોહિણી | પુષ્ય | ઉ. ફાલ્ગુન | વિશાખા | પૂ. ષાઢા | ધનિષ્ઠા |



दास्तादर्के मृगादिन्दौ सार्पाद्भौमे कराद् बुधे ।
मैत्राद् गुरौ मृगौ वैश्वाद्गण्या मन्दे च वारुणात् ॥१७६॥

રવિવારે અશ્વિનીથી, સોમવારે મૃગશીર્ષથી, મંગળવારે અશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરુવારે અનુરાધાથી, શુક્રવારે ઉતરાષાઢાથી, શનિવારે શતભિષાથી, અઠ્ઠાવીશ નક્ષત્ર ગણવાથી આનંદાદિ યોગ આવે તે ચક્રના નામ ઉપરથી ફળ સમજવું. સૂર્ય આદ્રા નક્ષત્રમાં પ્રવેશ કરે ત્યારથી દશ નક્ષત્ર સ્વાતીના સૂર્ય રહે ત્યા સુધી વિવાહ, દેવતાની પ્રતિષ્ઠા અને ઉપનયન સસ્કાર નહિ કરવા, બૃહસ્પતિ અને શુક્રનો અસ્ત હોય બાલ વૃદ્ધ હોય બૃહસ્પતિ સિંહ રાશિમા હોય ત્યારે શુભ કામો કરવા નહિ.

નારદપુરાણ શ્લોક ૪૧૭–૪૧૮

ગુરુ શુક્ર બાલ્ય અને વૃદ્ધત્વ પશ્ચિમમાં ઉદય હોય ત્યારે દશ દિન અને પૂર્વમાં ઉદય હોય ત્યારે ત્રણ દિવસ બાલ છે પશ્ચિમમા અસ્ત હોય ત્યારે પાચ દિવસ અને પૂર્વમાં ઉદય હોય ત્યારે પદર દિવસ વૃદ્ધ છે.                નારદપુરાણ. ૪૧૧.

## ॥ चन्द्रमानो संज्ञा ॥

ચંદ્રમાની અવસ્થા દરેક રાશિમાં ચંદ્રમાની બાર બાર અવસ્થા હોય છે. યાત્રા. વિવાહ આદિ શુભ કામમાં પોતાના નામ પ્રમાણે ફળ આપે છે.

અવસ્થા જ્ઞાન જે દિવસ જોવો હોય તે દિનથી ગત નક્ષત્ર સંખ્યા ગણી તેને સાઠે ગુણવા વર્તમાન નક્ષત્રની ગત ઘડી જોડવી. જે ફળ આવે તેને ચાર ગણા કરવા જે સખ્યા આવે તેને ૪૫ ભાગવા લબ્ધિ આવે તેને પુન ૧૨ ભાગ દેવાથી શેષ અનુસાર મેષાદિ રાશિમા ક્રમશ.

૧ પ્રવાસ, ૨ નષ્ટ, ૩ મૃત, ૪ જય, ૫ હાસ્ય, ૬ રતિ, ૭ મુદા, ૮ સુપ્તિ. ૯ ભૂક્તિ, ૧૦ જ્વર ૧૧ કમ્પ ૧૨ સુસ્થિતિ                નારદપુરાણ.

## मन्वादि तिथि

મન્વતર ૧ કાર્તિક શુકલ દ્વાદશી, મન્વતર. ૨ આશ્વિન શુક્લ નવમી, મન્વંતર. ૩ ચૈત્ર શુકલા તૃતીયા, મન્વતર. ૪ ભાદ્રપદ શુકલા તૃતીયા, મન્વતર ૫ પોષ શુકલા એકાદશી મન્વતર. ૬. અષાડ શુકલા દશમી, મન્વતર ૭ માઘ શુકલા સપ્તમી મન્વતર. ૮ ભાદ્રપદ કૃષ્ણા અષ્ટમી, મન્વંતર ૯ શ્રાવણ અમાવાસ્યા, મન્વંતર. ૧૦ ફાલ્ગુન પૂર્ણીમા, મન્વતર. ૧૧ અષાઢ પૂર્ણીમા મન્વતર ૧૨ કાર્તિક પૂર્ણીમા, મન્વતર. ૧૩ જેષ્ઠ પૂર્ણીમા મન્વતર ૧૪ ચૈત્ર પૂર્ણીમા, આ તિથિઓ શ્રાદ્ધ કર્મમા અત્યત ફળ દેવા વાળી છે.

નારદપુરાણ ૧૪૯

## ॥ યુગાદિ તિથિ ॥

| | | |
|---|---|---|
| સત્યયુગ | આદ્યતિથિ | કારતક શુકલ નવમી |
| ત્રેતાયુગ | ,, | વૈશાખ શુકલ તૃતીયા, |
| દ્વાપરયુગ | ,, | માઘ કૃષ્ણા અમાવાસ્યા, |
| કલિયુગ | ,, | ભાદ્રપદ કૃષ્ણ ત્રયોદશી. |

## ॥ ગ્રહ જન્મ નક્ષત્ર ॥

૧ રવિ ભરણી નક્ષત્ર, ૨ ચંદ્રમા ચિત્રા નક્ષત્ર, ૩ ભૌમ ઉત્તરાષાઢા, ૪ બુધ ધનિષ્ઠા, ૫ બૃહસ્પતિ ઉત્તરા ફાલ્ગુન, ૬ શુક્ર જેષ્ઠા, ૭ શનિ. રેવતી, ગ્રહના જન્મ નક્ષત્રો શુભ કાર્યમાં વિનાશક છે.

## ॥ કાળ જ્ઞાન ॥

૧ રવિ ઉત્તરે, ૨ સોમે વાયવ્યે, ૩ મંગળે પશ્ચિમે, ૪ બુધે નૈઋત્યે ૫ ગુરુ દક્ષિણે ૬ શુક્રે અગ્નિ ૭ શનિ પૂર્વે, સન્મુખ કાળે કોઈ શુભ કામ કરવું નહિં.

## ॥ દિશા શૂળ ॥

| | | |
|---|---|---|
| શનિ, સોમ | પૂર્વ | નક્ષત્ર-જેષ્ઠા |
| ગુરુ | દક્ષિણ | પૂર્વા ભાદ્રપદ |
| શુક્ર રવિ | પશ્ચિમ | રોહિણી |
| બુધ મંગળ | ઉત્તર | ઉ. ફાલ્ગુન |

શૂલવાળી દિશામાં ગમન પ્રવેશ ન કરવો.

## ॥ યોગિની ॥

| તિથિ. | દિશા | યોગિની | વાહન | તિથિ. | દિશા | યોગિની | વાહન |
|---|---|---|---|---|---|---|---|
| ૧-૯ | પૂર્વ | બ્રહ્માણી | ધ્વજ | ૨-૧૦ | ઉત્તર | ઇદ્રાણી | ખર |
| ૩-૧૧ | અગ્નિ | કુબેરી | સિંહ | ૪-૧૨ | નૈઋત્ય | નારાયણી | શ્વાન |
| ૫-૧૩ | દક્ષિણ | વારાહી | વૃષ | ૬-૧૪ | પશ્ચિમ | મહેશ્વરી | ધૂમ્ર |
| ૭-૧૫ | વાયવ્ય | ચામુંડા | ગજ | ૮-૩૦ | ઈશાન | મહાલક્ષ્મી | હાંક્ષ |

## ॥ રાહુ જ્ઞાન ॥

| | | | |
|---|---|---|---|
| ધન, | મકર, | કુંભ, | પૂર્વ. |
| મીન. | મેષ, | વૃષભ, | દક્ષિણ. |
| મિથન, | કર્ક, | સિંહ, | પશ્ચિમ |
| કન્યા, | તુલા, | વૃશ્ચિક, | ઉત્તર. |

જે દિશામાં રાહુનો વાસ હોય તે દિશાના દ્વારવાળા ગૃહનો આરંભ કરવો નહિ.

## ॥ વાર રાહુ ॥

રવિ નૈરૃત્ય. સોમ ઉત્તર. મંગળ અગ્નિ, બુધ પશ્ચિમ. ગુરુ ઇશાન, શુક્ર દક્ષિણ, શનિ વાયવ્ય,

| ઘડી | દિન રાહુ |
|---|---|
| પૂર્વ. ૪ | દક્ષિણ ૪ |
| ઈશાન. ૪ | અગ્નિ ૪ |
| ઉત્તર ૪ | આ પ્રમાણે દિવસે ફરે છે |
| વાયવ્ય. ૪ | અને રાત્રે પાછો ફરી |
| પશ્ચિમ ૪ | પૂર્વ તરફ આવે છે. ઘડી |
| નૈરૃત્ય. ૪ | ૬૦ ભોગ કાળ છે. |

## ॥ શુક્ર દિશા ॥

કૃતિકાથી સાત નક્ષત્ર પૂર્વ, મઘાથી સાત નક્ષત્ર દક્ષિણ, અનુરાધાથી સાત નક્ષત્ર પશ્ચિમ, અને શતતારાથી છ નક્ષત્ર ભરણી સુધી ઉત્તરમાં રહે છે.

પ્રવેશમાં શુક્ર સન્મુખ અને જમણો તજવો અંધ શુક્રનો દોષ ન લાગે.

**रेवत्यादि मृगान्तेच यावतिष्ठति चंद्रमाः ।**
**तावच्छुक्रो भवेदन्धः सन्मुखे दक्षिणे शुभः ॥१७७॥**

રેવતી નક્ષત્રથી મૃગશિર્ષના ચંદ્ર સુધી શુક્ર અંધ હોય છે ત્યારે સન્મુખ અને જમણો પ્રવેશ દોષ કર્તો નથી શુભ છે

**कश्यपेषु वशिष्ठेषु चात्रिभृग्वङ्गिरः सुच ।**
**भारद्वाजेषु वात्स्येषु प्रति शुक्रो न दुष्यति ॥१७८॥**

કશ્યપગોત્ર, વશિત્રગોત્ર, અત્રિગોત્ર, ભાર્ગવગોત્ર, આંગિરસગોત્ર, ભારદ્વાજ ગોત્ર તથા વત્સસગોત્રવાળાને સન્મુખ તથા જમણા શુક્રનો દોષ લાગતો નથી.

વિષ ઘટી ધ્રુવાંક અશ્વિની ૫૦, ભરણી ૨૪, કૃત્તિક ૩૦, રોહિણી ૫૪, મૃગશિર્ષ ૧૩, આર્દ્રા ૨૧, પુનર્વસુ ૩૦, પુષ્ય ૨૦, અશ્લેષા ૩૨, મઘા ૩૦, પૂર્વાફાલ્ગુન ૨૦ ઉત્તરા ફાલ્ગુન ૧૮, હસ્ત ૨૧, ચિત્રા ૨૦, સ્વાતી ૧૪, વિશાખા ૧૪, અનુરાધા ૧૦, જેષ્ઠા ૧૪, મૂલ ૫૩, પૂર્વાષાઢા ૨૪, ઉત્તરા ષાઢા ૨૦, શ્રવણ ૧૦, ધનિષ્ઠા ૧૦, શતભિષા ૧૮, પૂર્વા ભાદ્રપદ ૧૬, ઉત્તરા ભાદ્રપદ ૨૪, રેવતી ૩૦. અશ્વિની આદિ નક્ષત્રોને પોતાના ધ્રુવાંક તુલ્ય ઘડી ૪ વિષ ઘડી હોય છે ઉપર જણાવેલ ઘડી પછીની ૪ ઘડી

વિષ ઘડી જાણવી. વિવાહ, યજ્ઞોપવિત, ચૌલ, ગૃહારંભ, વાસ્તુ, યાત્રા વિગેરે શુભ કામમાં વિષનાડી વિઘ્ન આપનાર છે.

## ॥ તિથિની વિષ ઘડી ॥

તિથિ ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫.
ઘડી ૧૫, ૫, ૮, ૭, ૬, ૫, ૪, ૮, ૭, ૧૦, ૩, ૧૨, ૧૪, ૭, ૮.
આ દરેક ઘડી પછીની ૪ ઘડી વિષ ઘડી જાણવી.

## ॥ વારની વિષ ઘડી ॥

વાર રવિ. સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ.
ઘડી ૨૦, ૨, ૧૨, ૧૦, ૭, ૨, ૨૫.
આ દરેક પછીની ૪ ઘડી વિષ ઘડી જાણવી.

## ॥ વિષ ઘડી નિવારણ ॥

ચંદ્ર શુભ રાશિનો હોય, ચંદ્રને શુભ ગ્રહો કે મિત્ર ગ્રહ જોતા હોય, ચંદ્ર નવમાશમાં સ્વગ્રહી હોય ચંદ્ર–૪–૫–૭–૯–૧૦ સ્થાનમાં હોય, લગ્નનો સ્વામી કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો વિષ ઘડીનો દોષ લાગતો નથી.

## ॥ સૂર્ય દગ્ધા તિથિ ॥

ધન મીન ૨, વૃષભ કુંભ ૪. મેષ કર્ક ૬, કન્યા મિથુન ૮, વૃશ્ચિક સિંહ ૧૦, મકર તુલા ૧૨.

## ॥ ચંદ્ર દગ્ધા તિથિ ॥

વૃષ કર્ક ૧૦, ધન કુંભ ૨, વૃશ્ચિક કન્યા ૧૨, મીન મકર ૮, તુલા સિંહ ૬, મેષ મિથુન ૪.

દગ્ધાતિથિ શુભ કાર્યમાં તજવી

## ॥ ગ્રહ જન્મ નક્ષત્રો ॥

સૂર્ય ભરણી, ચંદ્ર ચિત્રા, મંગળ ઉતરાષાઢા, બુધ ધનેષ્ઠા, ગુરુ ઉ. ફાલ્ગુન, શુક્ર જેષ્ઠા, શનિ રેવતી, ગ્રહ જન્મ નક્ષત્રો શુભ કાર્યમા વર્જવા.

## ॥ નક્ષત્ર, ગડાંત ॥

અશ્લેષા, જેષ્ઠા અને રેવતી ઉતરતાં ૨ ઘડી અને અશ્વિની, મઘા અને મૂલ બેસતા ૨ ઘડી

## ॥ તિથિ ગડાંત ॥

૬, ૧૧, ૧ ની બેસતા ૧ ઘડી, ૫, ૧૦ ૧૫, ઉતરતા ૧ ઘડી.

## ॥ લગ્ન ગડાંત ॥

કર્ક વૃશ્ચિક અને મીન એ દરેક લગ્નો ઉતરતાં અર્ધી ઘડી અને સિંહ, ધન અને મેષ બેસતાં અર્ધી ઘડી.

## ॥ ચંડાયુધ ॥

સાધ્ય, વૈધૃતિ, શૂલ, વ્યતિપાત, હુર્ષણ, ગ ડ એ યોગો ઉતરતી વખતે જે નક્ષત્ર હોય તે.

## ॥ એકાર્ગલા યોગ ॥

વિષ્કુંભ, અતિગંડ, શૂલ, ગંડ, વ્યાઘાત, વજ્ર, વ્યતિપાત, પરિઘ, વૈધૃતિ આ નવ યોગોમાંથી કોઈપણ એક યોગ હોય, તે દિવસના નક્ષત્રથી સૂર્યના નક્ષત્ર સુધી અભિજીત સહિત ગણતાં એકી સખ્યા થાય તો એકાર્ગલા યોગ જાણવો તે શુભ કામોમા ત્યાગ કરવો.

## ॥ રાજભંગ યોગ ॥

અમાવાસ્યાનો દિવસ શનિ, રવિ અને મંગળ હોય અશ્વિની અને સ્વાતી નક્ષત્ર હોય તથા આયુષ્યમાન યોગ હોય તો પશુ, પક્ષી, સ્થાવર, જંગમ રાજા–પ્રજાનો નાશ થાય અને રાજભંગ થાય.

## ॥ ખર્પર યોગ ॥

જ્યારે સૂર્ય સંક્રમણ થાય ત્યારે અમાસ હોય ત્યારે ખર્પરયોગ કહેવાય આ યોગ આવે ત્યારે વિઘ્નો ઘણા આવે.

## ॥ અર્ધોદય યોગ ॥

પોષ માસની અમાવાસ્યાએ રવિવાર, વ્યતિપાત અને શ્રવણ નક્ષત્ર હોય ત્યારે અર્ધોદયયોગ જાણવો, તેમાથી કઈક ન્યુન હોય તો મહોદય યોગ જાણવો.

## ॥ વારૂણી યોગ ॥

ચૈત્ર માસની તેરશના દિવસે શતભિષા નક્ષત્ર હોય તો વારૂણીયોગ–કૃષ્ણપક્ષની કહેવાય. શનિવાર હોય તો ગગા સ્નાનનુ એકસો સૂર્યગ્રહણ જેટલુ ફળ મળે, મહા-વારૂણીયોગમા સ્નાન, દાન, પુણ્ય કરવાથી ત્રણ કોટી કુલનો ઉદ્ધાર થાય.

## ॥ કપિલાષષ્ટી યોગ ॥

ભાદ્રપદ માસની કૃષ્ણપક્ષની ષષ્ઠીને ભોમવાર રોહિણી નક્ષત્ર અને વ્યતીપાત હોય તો અનત પુણ્ય આપવાવાળો કપિલષષ્ટીયોગ થાય.

## ॥ પુષ્કર યોગ ॥

સૂર્ય વિશાખા નક્ષત્ર ઉપર હોય અને ચંદ્રમા કૃતિકા નક્ષત્ર ઉપર હોય ત્યારે પુષ્કરયોગ થાય આ યોગ પુષ્કર નામના ક્ષેત્રમાં દુર્લભ છે.

## ॥ યામાર્દ્ધ યોગ ॥

યામર્દ્ધ એટલે અર્ધો પ્રહર દિવસના ચાર પ્રહર હોવાથી અર્ધા આઠ પ્રહર થયા રવિવારથી અનુક્રમે ૪, ૭, ૨, ૫, ૮, ૩, ૬ એ પ્રહરનો છેલ્લો અર્ધો પ્રહર યામાર્દ્ધ-યોગ કહેવાય.

## ॥ કુલિક કાળ ॥

દિનમાનને ૧૬ ભાગતાં જે કાળ આવે તે રવિવારથી અનુક્રમે ૧૪, ૧૨, ૧૦, ૮, ૬, ૪, ૨ રાત્રીના ભાગને ૧૬ ભાગતાં ૧૩, ૧૧, ૯, ૭, ૫, ૩, ૨ કુલિકના સમજવા.

## ॥ કાલનાં કંટકના ॥

૮, ૬, ૪, ૨, ૧૪, ૧૨, ૧૦ ॥ ૬, ૪, ૨, ૧૪, ૧૨, ૧૦, ૧.

## ॥ યમઘંટના ॥

૧૦, ૮, ૬, ૪, ૨, ૧૪, ૧૨, દિન માનના ૧૬ ભાગ કરી ઉપરના ભાગ તે યોગના સમજવા.

## ॥ હોલાષ્ટક ॥

ફાલ્ગુન શુક્લ અષ્ટમીથી પૂર્ણીમા સુધી હોલાષ્ટક કહેવાય. તેનો શુભ કાર્યમાં ત્યાગ કરવો.

## ॥ જન્મચંદ્ર ॥

જન્મના ચંદ્રમાં યાત્રા, યુદ્ધ, વિવાહ, ક્ષૌર અને ગૃહપ્રવેશ એ પાંચ કામો કરવા નહિ.

## ॥ ઘાતચંદ્ર ॥

પ્રયાણ, યુદ્ધ, ખેતી, રાજસેવા, વેપાર, નૂતન વસ્ત્ર, કોર્ટમાં કેસ, ગૃહારંભ આટલા કામો કરવાં નહિ.

## ॥ आरम्भादिष्वेकविंशन्महादोषा ॥

एक विंशन्महादोषा स्त्वेते ब्रह्ममुखोदिताः ।
कदाचिन्नैव सीदन्ति गुणानां कोटिकोटिभिः ॥१७९॥
तस्मादेतेषु दोषेषु कदाचिन्नाचरेच्छुभम् ।
विवाहे विधवा नारी मरणं व्रतबन्धने ॥१८०॥

ग्रामनाशः प्रतिष्ठायां सीमन्ते गर्भनाशनम् ।
नवान्न भोजने मृत्युः कृषौतत्फल नाशनम् ॥१८१॥

कर्तु नाशो गृहारंभे प्रवेशे पतिनाशनम् ।
यात्रायां कर्तृनाशः स्यात्युद्धयाने विशेषतः ॥
लभ्यते सुमहत्पुण्यमेषु श्राद्धादिकर्मभिः ॥१८२॥

બ્રહ્માએ મુખથી કહેલ ૨૧ મહાદોષોમા ભૂલથી કોઈ શુભ કાર્ય કરવું નહિ. આ મહાદોષોમાં વિવાહ કરવાથી સ્ત્રી વિધવા. વ્રતબંધ કરવાથી મરણ, પ્રતિષ્ઠા કરવાથી ગામનો નાશ, શ્રીમંત કરવાથી ગર્ભનાશ, નવીન ભોજન કરવાથી મૃત્યુ. કૃષિ કર્મમા ફળનો નાશ થાય, ગૃહરંભમા કર્તાનો નાશ, વધૂ પ્રવેશમા પતિનો નાશ, યાત્રામા યાત્રીનો નાશ, યુદ્ધમાં યુદ્ધ યાત્રીનો નાશ. આ એકવીશ મહાદોષોમા શ્રાદ્ધાદિ કર્મ મહાફલ આપે છે.

## ॥ एकविंशन्महादोषा ॥

पञ्चांगशुद्धिरहितो दोषस्त्वाद्यः प्रकीर्तितः ।
उदयास्तशुद्धिरहितो द्वितीयः सूर्यसंक्रमः ॥१८३॥

तृतीयः पापषड्वर्गो भृगुः षष्टः कुजोऽष्टमः ।
गण्डान्तं कर्तरी रिष्कषडष्टेन्दुश्च सग्रह ॥१८४॥

दम्पत्योरष्टमंलग्नं राशेर्विषघटी तथा ।
दुर्मुहूर्तो वारदोषः खार्जूरिक समाङ्घ्रिभम् ॥१८५॥

गहणोत्पातमं क्रूरविद्धर्क्ष क्रूर संयुतम् ।
कुनवांशो महापातो वैधृतिश्चैकविंशति ॥१८६॥

પંચાગ શુદ્ધિ, ઉદયાસ્ત શુદ્ધિ, સૂર્ય સંક્રાતિ, પાપગ્રહો, ષડ્ વર્ગ, લગ્નથી ષષ્ઠસ્થ શુક્ર, અષ્ટમસ્થ ભૌમ, નક્ષત્ર તિથિ–ગંડાત, કર્તરી યોગ, ૧૨. ૬ ૮ માં સ્થાનમા સ્થિત ચંદ્રમા, સગ્રહ, જન્મ લગ્ન અને જન્મ રાશિથી અષ્ટમ રાશિનુ લગ્ન, વિષઘટી, દુર્મુહૂર્ત, વારદોષ, ખાર્જુર ગ્રહણ અને ઉત્પાત નક્ષત્ર, ક્રૂરગ્રહથી વિંધ અને યુક્તનક્ષત્ર પાપગ્રહોના નવમાશ, મહાપાત અને વૈધૃતિ એ ૨૧ મહાદોષ કહ્યા છે.

## ॥ विशेष शुभ योग ॥

शनिः स्वाती सिंहलग्नं शुक्लपक्षश्च सप्तमी ।
शुभ योगः श्रावणश्च सकारा सत्य कीर्तिताः ॥१८७॥



સૂર્યમંદિર-મોઢેરા

ચિત્ર સૌજન્ય સાગર વિદ્યાધામ

ભગત પ્રિન્ટરી, પાલિતાણા.

सप्तानां योगतो वास्तु पुत्रपौत्रप्रदः सदा।
गजाश्वधनधान्यादि पुरो तिष्ठन्ति सर्वतः ॥१८८॥

શનિવાર, સ્વાતી નક્ષત્ર, સિંહ લગ્ન, શુક્લપક્ષ, સપ્તમી તિથિ, શુભયોગ અને શ્રાવણ માસ એ સાત "સ" હોય તો એ સાતેના યોગથી વાસ્તુ ગૃહારંભ ગજ, અશ્વ, ધન, ધાન્ય પુત્ર, પૌત્ર આદિ દેવાવાળો શુભ યોગ છે.

## ॥ अन्य योगा ॥

पुष्यध्रुवेन्दु हरिसर्पजलैः सजीवै
स्तद्वासरेण च कृतं सुतराज्यदं स्यात्।
द्वीशाश्वितक्षवसुपाशिशिवैः सशुक्रै
र्वारे सितस्य च गृहं धनधान्यदं स्यात् ॥१९१॥

પુષ્ય, ધ્રુવ (૩ ઉત્તરા રોહિણી), મૃગશીર્ષ, શ્રવણ, અશ્લેષા, પૂર્વાષાઢા એ નક્ષત્ર પર બૃહસ્પતિ હોય અથવા બૃહસ્પતિ વાર હોય તો ગૃહારંભ કરવાથી પુત્ર તથા રાજ્યનું સુખ મળે. વિશાખા. અશ્વિની ચિત્રા. ધનિષ્ઠા, શતભિષા, આર્દ્રા એ ઉપર શુક્ર હોય અથવા શુક્રવાર હોય તો ગૃહારંભ કરવાથી ધન, ધાન્યની વૃદ્ધિ થાય.

मारैः करेज्यान्त्यमघाम्बुमूलैः कौजन्हि वेश्माग्निसुतार्तिदं स्यात्।
सज्ञैः कदास्त्रार्यमतक्षहस्तैर्ज्ञस्यैव वारे सुख पुत्रदं स्यात् ॥१९२॥

હસ્ત. પુષ્ય, રેવતી, મઘા, પૂર્વાષાઢા, મૂલ એ નક્ષત્રો ઉપર મંગલ હોય અથવા મંગળવાર હોય તો ગૃહારંભ કરવાથી પુત્ર પીડા અને અગ્નિ ભય થાય. રોહિણી, અશ્વિની, ઉત્તરા ફાલ્ગુની, ચિત્રા, હસ્ત એ વાર ઉપર બુધ હોય અથવા બુધવાર હોય તો ગૃહારંભ કરવાથી સુખ અને પુત્રની વૃદ્ધિ થાય.

## ॥ શુક્ર ગુરુ બાલ વૃદ્ધત્વ ज्ञान ॥

प्रागुद्गतः शिशुरहस्त्रितयसितः स्यात्।
पश्चाद्दशाहमिह पंचदिनादि वृद्धः ॥१८९॥

प्राक्पक्षमेव कथितोऽत्र वशिष्ठमुख्यै।
र्जीवस्तुपक्षमपि वृद्धशिशुर्विवर्ज्य ॥१९०॥

જ્યારે શુક્રનો ઉદય પૂર્વમા થાય ત્યારે ઉદય થયા પછીના ત્રણ દિવસ બાલત્વ રહે છે અને પશ્ચિમ દિશામા ઉદય થાય ત્યારે દશ દિવસ બાલત્વ રહે છે. જ્યારે

શુક્રનો અસ્ત પશ્ચિમ દિશામાં થાય ત્યારે અસ્ત થયા પહેલાનાં પાંચ દિવસ વૃદ્ધત્વ છે અને પૂર્વ દિશામાં અસ્ત થાય ત્યારે અસ્ત પહેલાનાં પંદર દિવસ વૃદ્ધત્વના છે. ગુરુનો ઉદય અને અસ્ત થાય ત્યારે પંદર પંદર દિવસ બાલ વૃદ્ધત્વના રહે છે.

## ।। અભિજિત્ અને ગોધૂલિ લગ્ન ।।

સૂર્યોદય કાળથી ચોથું લગ્ન તે અભિજિત લગ્ન, સાતમું ગોધૂલિ લગ્ન આ લગ્નો સર્વ દોષનો નાશ કરનાર છે. અભિજિતની પ્રશંસા સૂર્યને મધ્ય આકાશમાં જવાથી અભિજિત મુહૂર્ત આવે છે. સર્વ કાર્યમાં શુભ છે

## ।। ગૃહારમ્ભે કુણ્ડલી ફલમ્ ।। વિશ્વકર્મ પ્રકાશ ।।

लग्नेऽर्के वज्रपातः स्यात् कोशहानिश्च शीतगौ ।
मृत्यु विश्वम्भरपुत्रे दारिद्रयं रविनन्दने ।।१९३।।
चन्दजे कुशला शक्तिर्जनस्यायुः प्रवर्द्धते ।
जीवे धर्मादिकामाः स्युः सुतोत्पत्तिश्च भार्गवे ।।१९४।।

જો લગ્નમાં સૂર્ય હોય તો વજ્રપાત, ચંદ્રમા હોય તો કોશ હાનિ, મંગળ હોય તો મૃત્યુ, શનૈશ્ચર હોય તો નિર્ધન, બુધ હોય તો કુશળ શક્તિ અને આયુષ્યની વૃદ્ધિ, બૃહસ્પતિ હોય તો ધર્માદિ કૃત, શુક્ર હોય તો પુત્રોત્પત્તિ થાય.

### ।। શુક્ર પુત્ર પ્રાપ્તિ ।।

### ।। द्वितीये ।।

द्वितीयस्थे रवौ हानिश्चन्द्रे शत्रुक्षयो भवेत् ।
भूसुते बंधनं पोक्तं नानाविघ्नश्च भानुजे ।।१९५।।
बुधे द्रविण सम्पत्तिर्गुरौ धर्म समागमः ।
यथा काम विनोदेन भृगौ कालं व्रजेदिह ।।१९६।।

દ્વિતીય સ્થાનમા સૂર્ય હાનિ કરતા. ચંદ્રમા શત્રુ ક્ષય કરતાં, મંગળ બંધન કરાવે, શનિ નાના પ્રકારના વિઘ્ન કરે, બુધ દ્રવ્ય સંપત્તિ. બૃહસ્પતિ ધર્મ સમાગમ, શુક્ર કામ વિનોદમાં સમય વ્યતિત કરાવે.

### ।। तृतीये ।।

सौम्य ग्रहास्तृतीयस्थाः पापा अपि विशेषतः ।
सिद्धि स्याद चिरादेव यथाभिलपितं प्रति ।।१९६।।

તૃતીયા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો શુભ છે અને પાપ ગ્રહ હોય તો વિશેષ કરીને મનોરથ શીઘ્ર પૂર્ણ કરે છે.

## ॥ चतुर्थे ॥

चतुर्थ स्थानगे जीवे पूजा सम्पद्यते नृपात् ।
चन्द्रजे च सदा लाभो भूमिलाभश्च भार्गवे ॥१९८॥

वियोगः सुहृदां भानौ मित्रभेदो धरासुते ।
बुद्धिनाशो निशानाथे महालाभोऽर्कनन्दने ॥१९९॥

ચોથા સ્થાનમા ગુરૂ હોય તો રાજ્ય પૂજિત બને, બુધ હોય તો સદૈવ લાભ તથા શુક્ર હોય તો ભૂમિ લાભ, સૂર્ય હોય તો મિત્ર વિયોગ, મગલ હોય તો મિત્ર વિક્ષેપ, ચંદ્રમા હોય તો બુદ્ધિનાશ, શનિશ્વર હોય તો મહાલાભ કરાવે.

## ॥ पञ्चमे ॥

पञ्चमस्थे सुराचार्ये मित्र वस्तुधनागमः ।
शुक्रे पुत्रधनप्राप्तिर्हेमाभरणमिन्दुजे ॥२००॥

सुत दुःखं सदा सूर्ये शशाङ्के कलहागमः ।
भौमे काम विरोधः स्याच्छनौ कामविमर्दनम् ॥२०१॥

પાંચમા સ્થાનમાં ગુરૂ હોય તો મિત્ર વસ્તુ અને ધનાગમ થાય, શુક્રથી પુત્ર તથા ધનની પ્રાપ્તિ, બુધથી સુવર્ણ તથા આભૂષણુની પ્રાપ્તિ, સૂર્યથી સદૈવ પુત્ર દુઃખ, ચંદ્રમાથી સદૈવ ક્લેશ, મગળથી કાર્ય વિરોધ અને શનિશ્વરથી કામ વિમર્દન હોય છે.

## ॥ षष्टे ॥

षष्ठ स्थाने गते सूर्ये पूजा सम्पद्यते नृपात् ।
चन्द्रे पुष्टिः कुजे प्राप्तिः सौरे शत्रु बल क्षयः ॥२०२॥

गुरौ चार्थोदयः प्रोक्तो भृगौविद्यागमोभवेत् ।
मान ज्ञानस्य कौशल्यं नक्षत्रपति नन्दने ॥२०३॥

છઠ્ઠા સ્થાનમાં સૂર્ય હોય તો રાજ્ય સન્માન મળે, ચદ્રમાથી પુષ્ટિ, મંગળથી પ્રાપ્તિ, શનિથી શત્રુ બળનો નાશ, બૃહસ્પતિથી અર્થોદય, શુક્રથી વિદ્યાલાભ અને બુધ હોય તો માન. જ્ઞાન મળે અને કુશળતા રહે

## ॥ सप्तमे ॥

लग्नात्सप्तमगे जीवे बुधे दैत्य पुरोहिते ।
गजवाजि धरित्रीणां क्रमात् भोगं विनिर्दिशेत् ॥२०४॥

भास्करे कीर्तिभङ्ग स्यात् कुजे विग्रहमादिशेत् ।
चन्द्रे मन्दयुते मान्द्यं हीनाङ्गत्वं भयं तथा ॥२०५॥

સાતમા સ્થાનમાં ગુરૂ હોય તો હાથી, બુધ હોય તો ઘોડા, શુક્ર હોય તો ભૂમિ લાભ, સૂર્ય હોય તો કીર્તિ ભંગ, મંગળ હોય તો વિગ્રહ અને ચંદ્રમા તથા શનિ હોય તો રોગ અને અંગથી હીન થવાનો ભય થાય.

## ॥ अष्टमे ॥

निर्धनस्थे सहस्रांशौ शत्रुतो विपदः सदा ।
हानिः शीतमयुखे च मङ्गले रविजे भयम् ॥२०६॥

बुधे मानधनप्राप्तिः सुरेज्ये विजयो महान् ।
शुक्रे स्वजनतो दद्यात् सुखं पुंसां विशेषतः ॥२०७॥

જો આઠમા સ્થાનમાં સૂર્ય હોય તો સદૈવ શત્રુ વિપત્તિ રહે, ચંદ્ર હોય તો હાનિ, મંગળ અને શનિ હોય તો ભય, બુધથી માન ધનની પ્રાપ્તિ, બૃહસ્પતિ હોય તો મહાન વિજય, શુક્રથી સ્વજન દ્વારા વિશેષ સુખ પ્રાપ્ત થાય.

## ॥ नवमे ॥

नवम स्थानगे जीवे बुद्धिर्भाग्यविवर्धनम् ।
बुधे विविध भोगाप्तिः शुक्रे मन्दोदयोभवेत् ॥२०८॥

નવમા સ્થાનમા બૃહસ્પતિ હોય તો બુદ્ધિ અને ભાગ્યોદય થાય, બુધ હોય તો વિવિધ પ્રકારના ભોગ, શુક્ર હોય તો મંદ ઉદય.

चन्द्रे धातुक्षयः प्रोक्तो धनहानिश्च भास्करे ।
कुजे सामर्थ्य हानिः स्याद्रविजे कामदूषणम् ॥२०९॥

ચંદ્રમા હોય તો ધાતુ ક્ષય, સૂર્ય હોય તો ધર્મની હાનિ, મંગળ હોય તો સામર્થની હાનિ, શનિ હોય તો કામદેવના દોષ હોય.

## ॥ दशमे ॥

दशम स्थानगे शुक्रे शयनासन सिद्धयः ।
सुराचार्ये महासौख्यं विजयश्च तथाबुधे ॥२१०॥

मार्तण्डे धन वृद्धिश्च चन्द्रे कोष विवर्द्धनम् ।
भौमे बलं सदा पुंसां शनौ कीर्ति विलोपनम् ॥२११॥

દશમા સ્થાનમાં શુક્ર હોય તો શયન અને ભોજનની સિદ્ધિ, બૃહસ્પતિ હોય તો બહુ જ સુખ થાય, બુધ હોય તો વિજય, સૂર્ય હોય તો ધન વર્ધી, ચંદ્ર હોય તો ખજાનો વધે, મગળ હોય તો પુરૂષના બલની વૃદ્ધિ, શનિ હોય તો કીર્તિનો નાશ કરે.

## ॥ ऐकादश द्वादशयोः ॥

लाभ स्थानगताः सर्वे प्रयच्छन्ति शुभं फलम् ।
व्यये सर्वे सदौदास्यं प्रदिशन्ति विशेषतः ॥२१२॥

લાભ સ્થાન ( અગિયારમું ) સર્વ ગ્રહ શુભ ફળ આપે છે અને બારમા વ્યય સ્થાનમાં સ્થિત ગ્રહ સદા ઉદાસીન રાખે છે.

## ॥ गृहायुष्य ज्ञान ॥

जीवार्कविच्छुक्रशनैश्चरेषु लग्नारियामित्र सुखत्रिगेषु ।
स्थितिः शतं स्याच्छरदां सितार्कारेज्ये तनुत्र्यङ्ग सुते शतंद्वे ॥२१३॥

ગૃહારંભ સમય લગ્નમા બૃહસ્પતિ હોય, છટ્ઠે સૂર્ય હોય, સાતમે બુધ હોય, ચોથે શુક્ર હોય અને ત્રીજે શનૈશ્વર હોય તો ગૃહની આયુષ્ય સો વર્ષ પર્યન્ત રહે.

જો ગૃહારંભને સમય લગ્નમાં શુક્ર, ત્રીજે સૂર્ય, છટ્ઠે મગળ પાંચમે બૃહસ્પતિ હોય તો ઘરની આયુષ્ય બસો વર્ષની જાણવી.

लग्नाम्बरायेषु भृगुज्ञभानुभिः ।
केन्द्रे गुरौ वर्षशतायुरालयम् ॥२१४॥

बन्धौ गुरुर्व्योम्नि शशी कुजार्कजौ ।
लाभे तदाशीति समायुरालयः ॥२१५॥

લગ્નમાં શુક્ર, દશમે બુધ, અગ્યારમે સૂર્ય અને કેન્દ્રમાં બૃહસ્પતિ હોય તો ગૃહની આયુષ્ય સો વર્ષની જાણવી ચોથે ગુરૂ, દશમે ચંદ્રમા, અગિયારમે મંગળ અને શનિ હોય તો ગૃહની આયુષ્ય એશી વર્ષની જાણવી

स्वोच्चे शुक्रे लग्नगे वागुरौ वेश्मगतेऽथवा ।
शनौ स्वोच्चे लाभगे वा लक्ष्म्या युक्तं चिरंगृहम् ॥२१६॥

ઉંચ મીન રાશિનો શુક્ર લગ્નમા હોય તો ગૃહ બહુ વર્ષો સુધી ધન યુક્ત રહે. ઉચ કર્ક રાશિનો ગુરૂ ચોથે હોય તો ગૃહ બહુજ દિનો સુધી લક્ષ્મી યુક્ત રહે. ઉંચ તુલા રાશિનો શનિ અગિયારમે હોય તો ગૃહ બહુ દિનો સુધી લક્ષ્મીથી પરિપૂર્ણ રહે.

द्यूनाम्बरे यदैकोऽपि परांशस्थो ग्रहो गृहम् ।
अब्दान्तः परहस्तस्थं कुर्याच्चेद्वर्णपोऽबलः ॥२१७॥

એક ગ્રહ પણ ઉત્તમ ફળ આપવાવાળા શત્રુના નવાંશમાં સ્થિત હોય અને સાતમા દસમા ભાવમાં હોય તો એ સમયમાં ગૃહારંભ કરેતો તે ગૃહ વર્ણાધીશ નિર્બલ હોય તો એક વર્ષમાં બીજાના હાથમાં જાય.

## नक्षत्र विशेषेषु सत्फलानि (वसिष्ठः)

इज्योत्तरात्रयाहीन्दु विष्णुधातृजलोडुषु ।
गुरुणा सहितेष्वेषु कृतं गेहंश्रिया युतम् ॥२१८॥

द्विदैवत्वाष्ट्रवारेशरुद्रादित्य वसुडुषु ।
शुक्रेण सहितेष्वेषु कृतं धान्यप्रदं गृहम् ॥२१९॥

हस्तार्यमत्वाष्ट्रुदस्रचतुरास्येन्दुभेषु च ।
बुधेन सहितेष्वेषु धन पुत्र सुख प्रदम् ॥२२०॥

પુષ્ય, ત્રણે ઉત્તરા, અશ્લેખા, મૃગશીર્ષ, શ્રવણ, રોહિણી, અને પૂર્વાષાઢા, આ નક્ષત્રો ઉપર (કોઈ પણ નક્ષત્ર ઉપર) બૃહસ્પતિ હોય અથવા ગુરુવાર હોય તો ગૃહ લક્ષ્મીથી પરિપૂર્ણ રહે.

વિશાખા, ચિત્રા, અશ્વિની, શતભિષા, આર્દ્રા, પુનર્વસુ, ધનિષ્ઠા, એ નક્ષત્રો ઉપર શુક્ર અથવા શુક્રવાર હોય તો ગૃહારંભ કરે તો ગૃહ ધન ધાન્યથી યુક્ત રહે. હસ્ત, ઉત્તરા ફાલ્ગુની, ચિત્રા, રોહિણી, મૃગશિર્ષ, અશ્વિની એ નક્ષત્ર ઉપર બુધ અથવા બુધવાર હોય તો ગૃહારંભ કરવાથી ગૃહ ધન પુત્ર આપવાવાળું થાય.

पितृमूलेज्य भाग्यार्कपौष्णभेषु च यत्कृतम् ।
कुजेन सहितेष्वेषु गृहं संदह्यतेऽग्निना ॥

अजपाद द्वितये याम्य मित्रेन्द्रानिलभेषु च ।
यत्कृतं अनि संयुक्ते गृह्यते यक्ष राक्षसैः ॥२२१॥

મઘા, મૂલ, પુષ્ય, પૂર્વા ફાલ્ગુની, હસ્ત, રેવતી એ નક્ષત્ર ઉપર મંગળ અથવા મંગળવાર હોય તો ગૃહારંભ કરે તો તે ગૃહ અગ્નિથી બળી જાય (મુહૂર્ત ચિંતામણીમાં પુર્વાષાઢા છે, પૃ. ફાલ્ગુન નથી) પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ, ભરણી, અનુરાધા, જેષ્ઠા, સ્વાતી કોઈ નક્ષત્ર ઉપર શનિ હોય અથવા શનિવાર હોય તે ગૃહમાં બાળક પેદા થાય તેને યક્ષ રાક્ષસ ગ્રહણ કરે છે.

## ॥ મુહૂર્ત કેવા જોતિષી પાસેથી લેવું ॥

गणकं बहुशास्त्र भेददक्षं कृत हस्तं सदयक्षमं सुशीलं ।
परिपृच्छय समारभेदगारं गतलोभं प्रतिघाभिमातमुक्तम् ॥२२२॥

અનેક શાસ્ત્રમાં કુશલ, વિદ્વાન, દયા અને ક્ષમાથી યુક્ત, શુદ્ધ આચાર યુક્ત, લોભરહિત, ક્રોધ અને અહંકાર વિનાના, એવા જ્યોતિષી પાસે વિદ્વાન પુરુષે ગૃહારંભ કરવાનું મુહૂર્ત લેવુ (ગૃહારંભ કરાવવો.)



### પ્રશસ્તિ

इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हरि विद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् शिल्पाचार्यं नंदलाल चुनीलाल सोमपुरा संगृहीते वास्तुपूजन गृहारंभ मुहूर्त नाम्नो चतुर्थोध्यायः संपूर्ण.

## || પંચમોઽધ્યાયઃ ||

# સૂત્રારંભ ભૂપૂજન ખનનાદિ.

### || ગૃહારંભે વત્સ દિશા ||

कन्यादित्रिषु पूर्वतो यमदिशि त्याज्यंचचापादितः ।
द्वारं पश्चिमत स्त्रिके जलचरात् सौम्ये रवौ युग्मतः ॥१॥
तस्माद्वत्स मुखं दिशासु भवन द्वारा दिकं हानि कृत् ।
सिंहचाथ वृषं च वृश्चिकघटं याते हिते सर्वदा ॥२॥

કન્યા, તુલા અને વૃશ્ચિક એ ત્રણ રાશિના સૂર્યમાં વત્સનું મુખ પૂર્વે હોય છે. ધન, મકર અને કુંભ એ ત્રણ રાશિના સૂર્યમાં વત્સનું મુખ દક્ષિણે હોય છે. મીન, મેષ, અને વૃષ એ ત્રણ રાશિના સૂર્યમાં વત્સનુ મુખ પશ્ચિમે હોય છે, અને મિથુન, કર્ક અને સિંહ રાશિના સૂર્યમાં વત્સનું મુખ ઉત્તરમાં હોય છે માટે વત્સનું મુખ જે દિશામા હોય તે દિશામાં દ્વાર મૂકવામાં આવે તો હાનિ થાય, અને વત્સની પાછળ દ્વાર મુકાયતો આયુષ્યનો ક્ષય થાય પણ સિંહ, વૃષ, વૃશ્ચિક અને કુંભ રાશિના સૂર્યમા ચારે દિશામાં દ્વાર મુકવામા આવે તો વત્સ દોષ લાગે નહિ.

### || વત્સ ચક્ર ||

પૂર્વ
કન્યા, તુલા, વૃશ્ચિક

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈશાન | ૫ | ૧૦ | ૧૫ | દિવસ ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | અગ્નિ | |
| સિંહ | ૫ | | | | | | | | ૫ | ધન |
| | ૧૦ | | | | | | | | ૧૦ | |
| | ૧૫ | | | | | | | | ૧૫ | મકર |
| ઉત્તર કર્ક | ૩૦ | | | | ગૃહ કરવાની ભૂમિ | | | | ૩૦ | દક્ષિણ |
| | ૧૫ | | | | | | | | ૧૫ | કુંભ |
| મિથુન | ૧૦ | | | | | | | | ૧૦ | |
| | ૫ | | | | | | | | ૫ | |
| | વાયવ્ય | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | નૈઋત્ય | |

વૃષભ મેષ મીન
પશ્ચિમ

कन्यादौरवितस्त्रिये फणि मुखं पूर्वादि सृष्टि क्रमात् ।
खातं वायुवपुर्दिशा त्रय गतंलांगूलपृष्टं शिरः ॥३॥
द्वारंतस्य मुखे गृहादि भयदं कुक्षि द्वयं सौख्यदं ।
दुखं प्राक् खनने शिरोंस्रि वपुषः कुक्ष्यौ सुखं स्याद्द्वयो ॥४॥

કન્યા, તુલા અને વૃશ્ચિક, એ ત્રણ રાશિના સૂર્યમાં શેષ નાગના શરીરનો ભાગ ત્રણ દિશામા રહે છે શેષનું મસ્તક (મુખ) પૂર્વમાં ઇશાન તરફ, પુછડું નૈરુત્ય કોણમાં, પીઠ અગ્નિ કોણમા માટે એ ત્રણ દિશામાં ગૃહાદિ ખાત કરવું નહિ ખાલી કુક્ષિ વાયવ્ય કોણમાં ખાત કરવાથી સુખ થાય, ધન, મકર અને કુંભ એ ત્રણ રાશિના સૂર્યમાં નાગનું મુખ અગ્નિકોણે હોય ત્યારે ખાલી કુક્ષિ ઇશાનમા ખાત કરવું મીન, મેષ વૃષભના સૂર્યમા નાગ મુખ નૈઋત્ય કોણે હોય ત્યારે અગ્નિ ખુણે ખાત કરવું અને મિથુન, કર્ક અને સિંહ રાશિના સૂર્યમાં નાગનું મુખ વાયવ્યે હોય ત્યારે ઇશાન ખુણે ખાત કરવું.

ઉત્તર

મીથુન-કર્ક-સિંહ



કન્યા-તુલા-વશ્ચિક



પશ્ચિમ

મીન-મેશ-વૃષભ



ધન-મકર-કુંભ



દક્ષિણ

શિલ્પ ગ્રંથોમાં નાગ ચક્ર સવ્ય ફરે છે, અને જ્યોતિષ્યમાં રાહુ ચક્ર અપસવ્ય ફરે છે મીન, મેષ, વૃષભ, બન્નેમાં અગ્નિ ખુણે મિથુન કર્ક સિંહ, નૈઋત્ય શિલ્પમાં અને ઈશાન જ્યોતિષ્ય મતે બે કોણનો ફેર આવે છે. કન્યા, તુલા, વૃશ્ચિક વાયવ્ય બન્નેને ધન, મકર કુંભ શિલ્પમાં ઇશાન અને જ્યોતિષ્ય મતે નૈઋત્ય આ પ્રમાણે મતભેદ છે.

## ॥ સૂર્ય પ્રવેશ ॥

देवालयां भवनं मठश्चभानोः करैर्वायुभिरेवभिन्नम् ।
तन्मूल भूमौ परिवर्जनीयं छाया गतायस्य गृहस्य कूपे ॥५॥

દેવાલય, ભવન તથા મઠ એ સૂર્યના કિરણુ તથા વાયુથી વંચિત રહે તે શુભ ફળ આપવા વાળું નથી. અને દિવસમાં બીજા અને ત્રીજા પહોરની છાયા કોઈ કુવા ઉપર પડે તો શુભ કારક નથી.

વાસ્તુ રત્નાકર ॥૨૪॥ (ગૃહ પ્રકરણ) ॥

## ॥ ગૃહ દિશા ॥

કર્ક વૃશ્ચિક અને મીન રાશિવાળાને પૂર્વ દિશા, કન્યા, મકર અને મિથુન રાશિવાળાને દક્ષિણુ દિશા, તુલા, કુંભ અને વૃષ રાશિવાળાને પશ્ચિમ દિશા, અને મેષ, સિંહ અને ધન રાશિવાળાને ઉત્તર દિશાના દ્વારવાળા ગૃહો ઉત્તમ ફળ આપનાર છે.

॥ જ્યોતિ નિબન્ધક ॥

વૃશ્ચિક મીન અને સિંહ રાશિવાળાને પૂર્વ દિશા, કન્યા કર્ક અને મકર રાશિવાળાને દક્ષિણુ દિશા, ધન તુલા મિથુન રાશિવાળાને પશ્ચિમ દિશા, કુંભ, વૃષ અને મેષ રાશિવાળાને ઉત્તર દિશાના દ્વારના ગૃહ ઉત્તમ છે.

॥ વાસ્તુ ગજવલ્લભ ॥

પૂર્વે બ્રાહ્મણ રાશિ, કર્ક, વૃશ્ચિક અને મીન, વૈશ્યરાશિ વરણ, કન્યા અને મકર રાશિ દક્ષિણુ, શુદ્ર રાશિ મિથુન, તુલા અને કુંભ પશ્ચિમ દિશા, મેષ, સિંહ અને ધન રાશિવાળા ક્ષત્રિય રાશિને ઉત્તર દિશાના દ્વારવાળા ગૃહ કરવા.

## ॥ प्रासाद निर्माण भूमि ॥

महेन्द्रो मलयश्चैव सिंहश्च विक्रम स्तथा ।
समुद्रः पारिजातश्च श्रीशैलश्च तथार्बुदः ॥६॥

नीलश्च श्वेतशृङ्गश्च चन्द्रः प्रभास सम्भवः ।
गन्धमादनोत्जयन्तो प्राप्ता श्वेत सम्भवः ॥७॥

गङ्गाया यमुनायाश्च नर्मदायास्तटे तथा ।
गोदावर्याः सरस्वत्याः सिन्धौ पृष्टे तथैव च ॥८॥

तापी मही तुङ्गभद्रा कावेरी चन्द्र भागिका ।
पयस्वती साभ्रमती कृष्णा नीरा च निर्मला ॥९॥

भीमाक्षी सिंहिकाख्याता नीलोद्भवा च वेत्रकी ।
रेवती मधुरा ख्याता विश्वामित्री च मूलका ॥१०॥

कुरुक्षेत्रे व गङ्गायामन्तर्वेद्या तथैव च ।
नैमिषे कुब्जाम्रकेषु महा काल वने तथा ॥११॥

सिद्धायतन तीर्थेषु नदीनां सङ्गमेषु च ।
उर्वरीषु स्मशानेषु चत्वरे उदकाश्रिते ॥१२॥

सुप्रदेशे शुभे रम्ये गन्हरे गिरिमाश्रिते ।
वने चोपवने चैव यत्र वारोचते मनः ॥१३॥

नगर ग्रामपुर्मध्ये खेटके चैव कर्वटे ।
तडाग कूप माश्रित्य प्रसिद्ध नृप मार्गके ॥१४॥

शुभे दिने शुभे ऋक्षे सुलग्ने सुमुहूर्तके ।
आदौ च भूपरीक्षायां शकुनंहि विलोकयेत् ॥१५॥

सूत्रधार शास्त्र युक्तो वास्तु वेदोपलक्षकः ।
सूत्रकंबी समायुक्तः सर्वशास्त्रसुकौशलः ॥१६॥

મહેંદ્ર પર્વત, મલયાગિરિ, સિંહ, વિક્રમ તથા સમુદ્ર તટ, પારિજાત, શ્રી શૈલગિરિ તથા અર્બુદ, નીલગિરિ, શ્વેતશૃંગ, ચંદ્રક્ષેત્ર, પ્રભાસ ગન્ધમાદન, જયંત, શ્વેતગિરિ ઉપર ગંગા, યમુના, નર્મદા તટે, ગોદાવરી, સરસ્વતી. સિન્ધુપૃષ્ટે, તાપી, મહી, તુંગ ભદ્રા, કાવેરી, ચંદ્રભાગા, પયસ્વતી, સાભ્રમતી, કૃષ્ણા નીરા અને નિર્મલા, ભીમા, સિંહા, નીલોદ્‌ભવા, વેતરણી, રેવતી, મધુરા, વિશ્વામિત્રી, મૂલકા, કુરૂક્ષેત્રે, ગંગા યમુના, સંગમે, નૈમિષ્યાવને, વૃન્દાવને, મહાકાલવને તથા સિદ્ધપુરુષોના આશ્રમે, નદીના સંગમે, સ્મશાન ભૂમિમાં, જળાશયે, સુંદર સ્થળે, શુભ રમ્ય ભૂમિમા, ગુફામા, પર્વતના આશ્રયે, વને અને ઉપવને અને મનને રૂચે તે સ્થળે, નગર, ગામ, પુરની મધ્યે, નાના ગામો અને કર્વટે (તાલુકે) તળાવ તથા કુવાના આશ્રયે પ્રસિદ્ધ રાજ્યમાર્ગે તથા શુભ દિને તથા શુભ નક્ષત્રે, સારા લગ્ને સુમુહૂર્તે પહેલા ભૂમિ પરીક્ષા કરવી, શુભ શુકન જોવા, સુત્રધાર શાસ્ત્રનો જાણકાર, વાસ્તુ અને વેદના લક્ષણ જાણવાવાળો સૂત્ર અને હસ્તનું પ્રમાણ જાણનાર સર્વે શાસ્ત્રમા કુશળ

तदा क्षेत्रे प्रतिष्ठा तु पुण्य स्थाने सुशोभने ।
आचार्य सूत्र धारैश्च पूजा महोदिता ॥१७॥

आदौतु पूजयेद् देवं गणनाथ विनायकम् ।
सिद्धि बुद्धि समायुक्तं मुदा विधि विधानतः ॥१८॥

ब्रह्मा विष्णुश्च रुद्रश्च पूजनीया प्रयत्नतः ।
येषां स्मरणमात्रेण सर्व सिद्धिः प्रजायते ॥१९॥

क्षेत्रपालं ततोऽभ्यर्चेत् लाभार्थी सुजटाधरम् ।
योगिनीर्बटुकं देवीः कुमारीः सविशेषतः ॥२०॥

सर्वदेवास्ततः पूज्यादिक्पालांश्च ततोऽर्चयेत् ।
प्रतिदिक्पालदेवांश्च तज्जातीय सपर्यया ॥२१॥

वास्तुपूजा विधानं तु कर्त्तव्य दिशिकोत्तमैः ।
निर्विघ्नं च भवे त्तत्र हेतुकादि समर्चने ॥२२॥

वरुणार्चा विधानं तु विशेषात्कारयेत्ततः ।
आचार्यं पूजये द्वत्स विप्रैश्च सुन्दरम् ॥२३॥

सुत्रधारं ततोऽभ्यर्चेदष्टसूत्रप्रबोधकम् ।
हस्तपूजाविधानं तु कर्त्तव्यं त्वपराजित ॥२४॥

भूमिदानं ततो दद्याद् गोमहिष्यश्च संयुतम् ।
हिरण्य वस्त्र छत्राद्यैर्महादानैः क्षमापयेत् ॥२५॥

पूजा बलि विधानं च कृत्वा कर्म समारभेत् ।
सर्व सिद्धयति तत्कर्म सर्वकामफल प्रदम् ॥२६॥

તેજ ક્ષેત્રમા સુશોભન અને પુણ્ય સ્થાને આચાર્ય અને સૂત્રધારે પ્રતિષ્ઠા કરી પૂજા-મહોત્સવ કરવો. પ્રથમ ગણનાથ વિનાયકનુ સિદ્ધિ-બુદ્ધિ સહિત વિધિવિધાનપૂર્વક પૂજન કરવું બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું પ્રયત્ને કરી પૂજન કરવું. તેમના સ્મરણ માત્રથી સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે લાભના માટે જટાધારી ક્ષેત્રપાલનુ પૂજન કરવું. યોગિનિ, બટુક, સરસ્વતી, સર્વ દેવો સહિત દિક્પાળનુ પૂજન-અર્ચન કરવુ. પ્રતિદિક્પાળ બ્રહ્મા તથા શેષનુ પણ પૂજન કરવુ અને વાસ્તુ પૂજન દિશા ઉત્તમ જોઈ વિધિપૂર્વક પૂજન કરવુ આચાર્ય અને વિપ્રનું સુદર રીતે પૂજન કરવું હે અપરાજિત સૂત્રધારે અષ્ટ સૂત્ર તથા હસ્ત પૂજા વિધાન વિધિપૂર્વક કરવી. ગૃહપતિએ ભૂમિદાન,

ગો, ભેસ અને અશ્વ સહિત, વસ્ત્ર, છત્રી આદિ મહાદાન આપી ક્ષમા માગવી. પૂજા, સુવર્ણ બલી, કાર્ય આરંભે કરવા અને સર્વ સિદ્ધિ સર્વ કાર્યમાં ફલ આપનાર છે.

## ॥ सूत्रारंभ नक्षत्र ॥

सूत्रारम्भो गृहादीना मुत्तरायां करत्रये ।
ब्राह्मे पुष्ये मृगे मैत्र्ये पौष्ण्ये वासववारुणे ॥२७॥

॥ પ્રાસાદમંડન ॥

પ્રાસાદ અને ગૃહાદિના સૂત્રનો આરંભ ઉત્તરા ફાલ્ગુની. ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, હસ્ત, ચિત્રા, સ્વાતી રોહિણી, મૃગશિર્ષ, અનુરાધા, રેવતી, ધનિષ્ઠા અને શતભિષા એ નક્ષત્રોમા કરવો.

उत्तरात्रय रोहिण्य आर्द्रा चैव पुनर्वसु ।
पुष्यानुराधा श्रवणं मृगा स्वात्यौ च हस्तकम् ।
मूले च नक्षत्राणि हि गृहे विष्टि त्रिवर्जितम् ॥२८॥

॥ અપરાજિત ॥

ઉત્તરા ફાલ્ગુન, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, શ્રવણ, મૃગશિર્ષ, સ્વાતી, હસ્ત અને મૂલ એ નક્ષત્ર સૂત્રારંભે યોગ્ય જાણવા. વિષ્ટિ તજવી




શ્રી સિદ્ધાચળ શણગાર ચતુર્વિંશતિ જિનેન્દ્ર પ્રાસાદનું સાઈડ દર્શન

ઘેટીપાગ-પાલીતાણા                                   એન. સી. સોમપુરા

## ॥ खनन मुहूर्त ॥

अधो मुखे खनेत् सुधीः प्रपूरयेत्तदूर्ध्वमे ।
दिशं प्रसाध्य शास्त्रतो दिशाविमूढके मृतिः ॥२९॥

॥ वास्तु मुक्तावली ॥

ભૂમિ ગૃહાદિ ખનન અધો મુખ નક્ષત્રમાં કરવું. ભરણી, કૃતકા, અશ્લેષા, મઘા, પૂ. ફાલ્ગુન, પુર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ, મૂલ અને વિશાખા આ નક્ષત્રોમાં (ખાડો ખોદી) જલથી પરિપૂર્ણ ભરવો. જ્યાં ગૃહાદિ બનાવવાના હોય તે શાસ્ત્રથી દિક્સાધન કરી શરૂઆત કરવી. વિમૂઢ દિશામાં મૃત્યુ થાય.

अधो मुखे च नक्षत्रे शुभेऽन्हि शुभवासरे ।
चंद्र तारा नुकूल्ये च खननारंभणं शुभम् ॥३०॥

॥ मुहूर्तमार्तण्ड ॥

ભરણી, કૃતકા, અશ્લેષા, મઘા, પૂ. ફા. પૂ. ષા. પૂ. ભા. મૂલ વિશાખા એ અધોમુખ નક્ષત્રમા શુભ વાર અને ચંદ્ર તથા તારા બલ જોઈ ખનન ( પાયો ખોદવાનો શરૂ કરવો ) કરવું.

शाला दोष्णा साधने सूत्रपाते छेदोऽर्थैचद्ग्रंथि शार्त्यै च कर्तुः ।
कैलो भंग स्याद्भुजे क्ष्मानिमग्नः कीलः शून्यं विस्मयः खातदेशे ॥३१॥

ગૃહાદિની ભુજાદિક કહાડતા સૂત્ર તુટી જાય તો ગૃહાદિ કરનારને પીડા થાય, ખાત કરવાના ભાગમા રોપેલ ખીલો તટી જાય તો રોગ ઉત્પન્ન થાય તેમજ તે ખીલો જમીનમા પેસી જાય તો ગૃહ શૂન્ય રહે.

## ॥ सूत्रारंम्भे वाराः ॥

सौरीन्दु जीव सोम्यानां भार्गवस्य च वासरे ।
सूत्रपातादिकं कार्य मिष्टं समभिवाञ्छता ॥३२॥

સૂર્ય, ચંદ્ર, બૃહસ્પતિ, બુધ અને શુક્ર એ વારોમાં સૂત્રપાતાદિ કાર્ય કરવું.

## ॥ सूत्रारंभ रेखा ॥

कंवक्ष स्थल मुरु पाद युगलं संस्पृश्य विप्रादिको ।
रेखा सूत्र वदग्निजेन रयेत्तद्वेचमित्ति शिला । ३३॥

બ્રાહ્મણાદિ વર્ણ અનુક્રમે માથે, છાતીએ, બંન્ને જંઘાએ, બે પગે હાથ લગાડી હાથમાં સોનાની શલાકા ( સપી ) લઈને ચારે બાજુએ સૂત્રની બાંધેલ લાઈન મુજબ અગ્નિ ખુણેથી સવ્યમાર્ગે લાઈન કરે, ગૃહ અથવા પ્રાસાદની રચના મુજબ સૂત્ર બાંધવું.

## ॥ गृहारंभे खातखनन फल ॥

काष्ठेष्टिकातुपाङ्गर पाषाणऽस्थि सरीसृपान् ।
हलाग्रेणोद् धृतान्दृष्ट्वा तत्र विद्यादिदं फलम् ॥३४॥
काष्ठेष्वग्निभयं विद्यादिष्टिकासु धनागमः ।
अङ्गारेषु तथा रोग तुषेष्वेव धनक्षयः ॥३५॥
पाषाणेष्वपि कल्याणं कुलनाशं तथाऽस्थिषु ।
सरीसृपेषु सर्वेषु तादग्भ्यो भयमादिशेत् ॥३६॥

ભૂમિ શુદ્ધ કરતી વખત હલથી ખોદતાં કાષ્ટ, ઇંટ, ભૂસો, રાખ, પત્થર, હાડકાં અને સર્પ ઇત્યાદિ ભૂમિની અંદર દેખાય તો આ પ્રમાણે ફળ જાણવું. કાષ્ટ મળે તો અગ્નિ ભય, ઇંટ મળે તો ધન પ્રાપ્તિ, રાખ, કોલસા નીકળે તો ધન નાશ, પત્થર નીકળે તો કલ્યાણ, હાડકા નીકળે તો કુળ નાશ, સાપ, વીંછી આદિ જીવો નીકળે તો સાપ, વીંછી આદિ જનાવરનો ભય.

खाते यदाश्मा लभते हिरण्यं तथेष्टिकायां च समृद्धिरत्र ।
द्रव्यं च रम्याणि सुखानि धत्ते ताम्रादिधातुर्यदितत्रवृद्धि ॥३७॥
पिपीलिकाः षोडशपक्ष निद्रा भवन्ति चेतत्रवसेन्न कर्ता ।
तुषास्थिचीराणि तथैव भस्मान्यण्डानि सर्पामरण प्रदाः स्युः ॥३८॥
वराटकादुःखकलिप्रदात्री कार्पास एवाति ददाति दुःखम् ।
काष्ट प्रदग्धं त्वति रोग भीति भवेत्कलिः खर्परदर्शनेन । ३९॥
लोहेन कर्तुर्मरणं निगद्यं विचार्य वास्तु प्रवदन्ति धीराः ॥४०॥

ખનન કરતા પત્થર મળે તો સુવર્ણની વૃદ્ધિ, ઇંટ મળે તો નાના પ્રકારની સંપત્તિ, ધન મળે તો સુખ, ત્રાબા આદિ ધાતુ મળે તો અનેક પ્રકારની વૃદ્ધિ, પિપીલિકા નીકળે તો સોળ પક્ષ સુધી સોનાવાળા રહે, દેડકો નીકળે તો સુખપૂર્વક નિવાસ ન કરી શકે ભૂસી, હાડકા, ચિથરા, ભસ્મ, ઇંડા, સર્પ ઇત્યાદિ મળે તો મરણ, કોડી મળે તો દુ:ખ અને ઝઘડાની પ્રાપ્તિ. કપાસ મળે તો અત્યંત દુ:ખ, કોલસા મળે તો રોગ, અધિક ભય, વાસ મળે તો લડાઇ, ઝઘડાની પ્રાપ્તિ, લોઢ મળે તો ગૃહપતિનું મૃત્યુ આ બધી વસ્તુનો વિચાર કરી ગૃહાદિ બાધવું.

## ॥ ભૂમિ શુદ્ધિ ॥

सम्मार्जने नाञ्जनेन शेकेनोल्लेखनेन च ।
गर्वांच सन्निवासेन भूमि शुद्धयति पञ्चमिः ॥४१॥

સંમાર્જન, પોતના, સીંચના, ખોદના અથવા ગાયોને બેસારવી. એ પાંચ પ્રકારે ભૂમિ શુદ્ધિ કરવી.

## खनन दिक् ॥ सव्य ॥

કન્યા, તુલા, વૃશ્ચિક નાગનું મુખ ઇશાનકોણમાં હોય ત્યારે વાયવ્યકોણમાં ખાત કરવું.

ધન, મકર અને કુંભના સૂર્યમાં નાગનું મુખ અગ્નિકોણે હોય ત્યારે ઇશાનકોણે ખાત કરવું.

મીન, મેષ, વૃષભના સૂર્યમાં નાગનું મુખ નૈઋત્ય કોણે હોય ત્યારે અગ્નિકોણે ખાત કરવુ.

મિથુન, કર્ક, સિંહના સૂર્યમાં નાગનું મુખ વાયવ્યકોણે હોય ત્યારે નૈઋત્યકોણે ખાત કરવું.

કન્યા, તુલા અને વૃશ્ચિકના સૂર્ય હોય ત્યારે નાગમુખ ઇશાન કોણ હોય ત્યારે વાયવ્ય કોણે ખાત કરવું.

॥ રાજવલ્લભ ॥

જ્યોતિષ્યમાં રાહુ અપસવ્ય ફરે છે તેથી શિલ્પ શાસ્ત્રના મતથી એ દિશા ઉલટી આવે છે. શિલ્પ શાસ્ત્રોમાં ઇશાનથી અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય એ રીતે નાગચક્ર ફરે છે અને જ્યોતિષ્ય મતથી ઈશાન, વાયવ્ય, નૈરૂત્ય અને અગ્નિ આ રીતે ફરે છે.

देवालयेगेहविधौ जलाशये राहोर्मुखं शंभु दिशो विलोमतः ।
मीनार्के सिंहार्के मृगार्के तन्निमे खाते मुखात् पृष्टविदिक्शुभाभवेत् ॥४२॥

દેવપ્રાસાદ બનાવવાના પ્રારંભમાં મીન, મેષ અને વૃષભનો સૂર્ય હોય તો ઇશાન, મિથુન, કર્ક અને સિંહનો સૂર્ય હોય તો વાયવ્ય, કન્યા, તુલા અને વૃશ્ચિકના સૂર્ય હોય તો નૈરૂત્યમાં અને ધન મકર કુંભના સૂર્ય હોય તો અગ્નિખુણામા રાહુનું મુખ હોય.

## ॥ ગૃહારંભ ॥

સિંહ, કન્યા અને તુલાના સૂર્યમા ઈશાન, વૃશ્ચિક, ધન, મકરના સૂર્યમાં વાયવ્યમાં કુભ, મીન અને મેષ નૈરૂત્યમા વૃષભ. મિથુન અને કર્કના સૂર્ય હોય તો અગ્નિકોણમા રાહુમુખ જાણવું

## ॥ જલાશય ॥

કુવા, તળાવ વગેરેના પ્રારંભમાં મકર, કુંભ અને મીનના સૂર્યમાં ઈશાનમાં. મેષ, વૃષભ અને મિથુનના સૂયમાં વાયવ્યમા. કર્ક, સિંહ, કન્યાના સૂર્યમા નૈઋત્યમાં અને તુલા, વૃશ્ચિક અને ધનના સૂર્યમાં અગ્નિકોણમાં રાહુ મુખ જાણવું.

**खाते मुखात् पृष्ट विदिक शुभा भवेत् ॥**

જે કોણમાં મુખ હોય તેની પાછળની કુક્ષિ ખાલી હોય માટે પાછળની વિદિશા-કોણમાં ખાત કરવું શુભાવહ છે

### દેવપ્રાસાદ ખાત — રાહુ મુખ

ઇ — પૂર્વ — અ

| | |
|---|---|
| મીન | ધન |
| મેષ | મકર |
| વૃષભ | કુંભ |
| મિથુન | કન્યા |
| કર્ક | તુલા |
| સિંહ | વૃશ્ચિક |

વા — નૈ

### ગૃહ ખાત — રાહુ મુખ

ઈ — પૂર્વ — અ

| | |
|---|---|
| સિંહ | વૃષભ |
| કન્યા | મિથુન |
| તુલા | કર્ક |
| વૃશ્ચિક | કુંભ |
| ધન | મીન |
| મકર | મેષ |

વા — નૈ

### જલાશય ખાત — રાહુ મુખ

ઇ — પૂર્વ — અ

| | |
|---|---|
| મકર | તુલા |
| કુંભ | વૃશ્ચિક |
| મીન | ધન |
| મેષ | કર્ક |
| વૃષભ | સિંહ |
| મિથુન | કન્યા |

વા — નૈ

### દેવપ્રાસાદ ખાત

ઇ — અ

| | |
|---|---|
| મિથુન | મીન |
| કર્ક | મેષ |
| સિંહ | વૃષભ |
| કન્યા | ધન |
| તુલા | મકર |
| વૃશ્ચિક | કુંભ |

વા — નૈ

### ગૃહ ખાત

ઈ — અ

| | |
|---|---|
| વૃશ્ચિક | સિંહ |
| ધન | કન્યા |
| મકર | તુલા |
| કુંભ | વૃષભ |
| મીન | મિથુન |
| મેષ | કર્ક |

વા — નૈ

### જલાશય ખાત

ઈ — અ

| | |
|---|---|
| મેષ | મકર |
| વૃષભ | કુંભ |
| મિથુન | મીન |
| કર્ક | તુલા |
| સિંહ | વૃશ્ચિક |
| કન્યા | ધન |

વા — નૈ

# શિલ્પ ગ્રંથોના મતે નાગચક્ર

## દેવપ્રાસાદ ખાત

નાગ મુખ

| ઈ | અ |
|---|---|
| કન્યા | ધન |
| તુલા | મકર |
| વૃશ્ચિક | કુંભ |
| મિથુન | મીન |
| કર્ક | મેષ |
| સિંહ | વૃષભ |
| વા | નૈ |

## ગૃહ ખાત

નાગ મુખ

| ઈ | અ |
|---|---|
| કુંભ | વૃષભ |
| મીન | મિથુન |
| મેષ | કર્ક |
| વૃશ્ચિક | સિંહ |
| ધન | કન્યા |
| મકર | તુલા |
| વા | નૈ |

## જલાશય ખાત

નાગ મુખ

| ઈ | અ |
|---|---|
| કર્ક | તુલા |
| સિંહ | વૃશ્ચિક |
| કન્યા | ધન |
| મેષ | મકર |
| વૃષભ | કુંભ |
| મિથુન | મીન |
| વા | નૈ |

## દેવપ્રાસાદ ખાત

| ઈ | અ |
|---|---|
| ધન | મીન |
| મકર | મેષ |
| કુંભ | વૃષભ |
| કન્યા | મિથુન |
| તુલા | કર્ક |
| વૃશ્ચિક | સિંહ |
| વા | નૈ |

## ગૃહ ખાત

| ઈ | અ |
|---|---|
| વૃષભ | સિંહ |
| મિથુન | કન્યા |
| કર્ક | તુલા |
| કુંભ | વૃશ્ચિક |
| મીન | ધન |
| મેષ | મકર |
| વા | નૈ |

## જલાશય ખાત

| ઈ | અ |
|---|---|
| તુલા | મકર |
| વૃશ્ચિક | કુંભ |
| ધન | મીન |
| કર્ક | મેષ |
| સિંહ | વૃષભ |
| કન્યા | મિથુન |
| વા | નૈ |

भूपरिग्रहणे चैव वास्तु विद्या विशारदैः ।
वास्तुस्थानं पुरा ज्ञात्वा खनेश्चैवं प्रदक्षिणम् ॥४३॥

पिता माता च पुत्राश्च नाशं गच्छन्ति मस्तके ।
पृष्टे चात्मविनाशश्च देशत्यागश्च जायते ॥४४॥

स्त्रीस्वगोत्रविनाशश्च चतुः पादेषु चैक्रमात् ।
जायते धननाशश्च मर्म वेधे कृति सति ॥४५॥

शुभं पुत्रो धनं धान्यं ज्ञात्वा कुक्षि यदा खनेत् ।
कृत्वा प्रदक्षिणं कुम्भ गृहीत्वा स्थापितं ततः ॥४६॥

इत्यन्तं तु समुदिष्टं वास्तुस्थानविसर्जनम् ।
शिलान्तं वा जलान्तं वा खात्वा शल्यं समुद्धरेत् ॥४७॥

जलान्तेषु यदा खातो गोविप्रोदक पालनम् ।
वास्तु पूजां ततः कृत्वा मध्ये कूर्म तु स्थापयेत् ॥४८॥

વાસ્તુ વિદ્યાના વિશારદ, વાસ્તુ સ્થાનના પુરેપુરા જ્ઞાતા સ્થપતિએ પ્રદક્ષિણાએ ખનન કરવુ, જો મસ્તક ઉપર ખાત કરવામા આવેતો માતા પિતા અને પુત્રનો નાશ થાય. પૃષ્ટે કરવામા આવે તો આત્મ વિનાશ થાય અથવા દેશ ત્યાગ કરવો પડે. જો ચારે દિશાઓમા ખાત કરેતો સ્ત્રી અને સ્વગોત્રનો વિનાશ થાય, મર્મ વેધમા ખાત કરેતો ધનનો નાશ થાય, કુક્ષિમા ખાત કરેતો પુત્રોનુ શુભ થાય અને ધન, ધાન્ય મળે પ્રદક્ષિણાઓ ગ્રહણ કરી કુંભ સ્થાપવા આ બધુ કર્યો પછી વાસ્તુ સ્થાનનુ વિસર્જન કરવુ ખાત પત્થર, જલ અથવા શલ્ય ન રહે ત્યા સુધી કરવુ જલાત સુધી ખાત કરી ગાય વિપ્રાદિકને ભોજન આપવુ અને વાસ્તુપૂજન કરી મધ્યે કૂર્મ શિલા સ્થાપવી.

## ॥ પૃથ્વી રજસ્વળા ॥

રવિ મંગળ પાંચમ (૫) બુધ શુક્ર આઠમ (૮) રવિ છટ્ઠ (૬). મંગળ સાતમ (૭). શુક્ર બીજ (૨). શનિ આઠમ (૮) અને આર્દ્રાનક્ષત્રના સૂર્યમા પૃથ્વી ત્રણ દિવસ રજસ્વાળા રહે છે રજસ્વળા પૃથ્વી ખનન આદિ કામ કરે તે ચાર યુગ સુધી કૃમીદશ નર્કમા રહે માટે પૃથ્વી રજસ્વળા હોય ત્યારે ખનન કાર્ય કરવુ નહિ

## ॥ खनन पृथ्वी संज्ञा ॥

શુદ પ્રતિપદાથી તિથિ, અશ્વિનીની નક્ષત્ર, રવિથી વાર એ ત્રણેનો સરવાળો કરી ચારે ભાગ દેતા ૧ વધે તો પૃથ્વી ઉભી. ૨ વધે તો બેઠી. ૩ વધે તો સુતી અને ૪ વધે

તો જાગતી જાણવી ઉભીમાં લડાઇ, બેઠીમાં ગૃહારંભ, સુતીમાં વાવ–કુવા ખોદવા અને જાગતીમા શુભ કાર્ય કરવું નહિ. જાગતી શ્મશાન કરે.

## ।। પૃથ્વી શયન ।।

સૂર્યના નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર ગણતા ૫, ૭, ૯, ૧૨, ૧૯. ૨૬. આટલા નક્ષત્રનો અંક આવેતો પૃથ્વી સુતી જાણવી તેમાં ખનન કરવું નહિ. વાવ, તલાવ, અને ગૃહાદિ કાર્ય કરવું નહિ.

## ।। ભૂમિ ખનનાર્થે પૂજનં ।।

गणपत्यादि पूजनं सामान्यतोविधाय रक्षातिलकं कृत्वा तस्मिन्मेरु कर्णिका शोभितं शैलवन नदी समायुक्तां सागरपरिवेष्टितां भूमि ध्यात्वा हस्ते पुष्पांजलिमादाय आवाहनम् ।। रत्नाकरे विष्णुना त्वं धृता वाराह रुपिणा ।। आगच्छ वरदे धात्रि यज्ञेऽस्मिच्छुभदायिनी ।। इति भूमिमावाह्य ।। ॐ भूम्यै नमः पुष्पांजलिंक्षिपेत् ।। ॐ भूम्यै नमः आसनं समर्पयामि ।। ॐ भूम्यैपाद्यं समर्पयामि ।। ॐ भूम्यै अर्घ्यं समर्पयामि ।। ॐ भूम्यै आचमनं समर्पयामि ।। ॐ भूम्यै स्नानं समर्पयामि ।। ॐ भूम्यै पुनराचमनं समर्पयामि ।। गंध पुष्प धूप दीप नैवेद्य पुनराचमन तांबूल दक्षिणा द्रव्य प्रदक्षिणाश्च कुर्यात् ।। ततः स्वस्वदिशु इंद्रादि पूजयेत् ।। पूर्वे इंद्राय नमः । आग्नेय्याम् अग्नये नमः । दक्षिणे यमाय नमः । नैऋत्यां नैऋतये नमः । पश्चिमे वरुणाय नमः । वायव्यां वायवे नमः । उत्तरे कुबेराय नमः । ऐशान्याम् ईशानाय नमः । नैऋति पश्चिमयो र्मध्ये अनंताय नमः । ईशानपूर्वयोमध्ये ब्रह्मणे नमः । इति दिक्पालांश्चाभ्यर्च्य पुनः ॐ पूर्वादिदिक्षु ॐ इंद्राय दधिमाषदीपभक्तबलिर्न नमः ।। इत्यादि नाम मंत्रैः प्रत्येकं माषदधि बलिं दद्यात् पुनः द्वितीय बलिमेकस्मिन्पात्रे माषदधि दीप सहित मुपनीय सूर्यादि ग्रहेभ्य इमं बलि समर्पयामि ।। पुन स्तृतीयं बलि मुपनीय वास्तु पुरुषायेमं बलि समर्पयामि पात्रे जलगंध पुष्पाणि कृत्वा ततोऽर्घ्यम् ।। वसुधे पूजितासि त्वं विष्णुना शंकरेण च ।। पार्वत्याचैव गायत्र्या स्कंद वैश्रवणादिभिः ।। इंद्राद्यै पूजितासित्वं सर्व धर्म जिगीषया ।। सौभाग्यं देहि पुत्रांश्च धनं धान्यं शुभां प्रजाम् गृहाणा र्घ्यमिमं देवि कर्म सिद्धिं प्रयच्छमे ।।४९।।

।। ततः प्रार्थना ।।

त्वं देवि खननार्थे तु पूजां गृहाण मे मखे ।। पूजनाच्छेष कूर्माभ्यां शुद्धां वृद्धिं प्रयच्छमे ।।५०।।

यज्ञभागं प्रतीक्षस्व सुखार्थं प्रणमाम्यहम् ।
तत्रोपरि करिष्यामि प्रासाद शुभ लक्षणम् ।।५१।।

बीजानि विविधानीह प्ररोहंति सदात्वयि ।
नाना कर्मसु कुशलेषु शेषस्य शिरसि स्थिता ॥५२॥

धरणी काश्यपी क्षोणी रसा विश्वंभराच भूः ।
निर्विघ्नं मम कर्मेदं यथा स्यात्वं तथा कुरु ॥५३॥

इति भूमिपूजा.

तत्तो प्रासाद करणार्थं खात स्थानानि निश्चित्य ।
खात स्थानानि दर्भैः पंचगव्यैः सिचेत् ॥५४॥

स्योना पृथिवीति मंत्रस्य मेधा तिथि ऋषि ।
पुर उष्णिक् छन्दः पृथिवी देवता मार्जने विनियोगः ॥५५॥

ॐ स्योना पृथिविनो भवानृक्षरा निवेशनी ।
यच्छांन शर्म्म सप्रथाः ॥५६॥

अनेन मंत्रेण सर्वत्र पंचामृतः पंचगव्यै सिंचेत् ।
सर्वत्र गंधाद्यैः संपूज्य अर्घपात्रे जलंपुष्पाक्षतांन्कृत्वा ।
हस्ताभ्यां पात्रमादाय अर्घ्यं दद्यात् ॥५७॥

ततः पुष्पांजलि मादाय इमं मंत्रं पठेत् ।
उपचारानिमां स्तुभ्यं ददामि परमेश्वरि ॥५८॥

भक्ता गृहाण देवेशि त्वामहं शरणं गतः ।
ततः पायसापूपसक्त्वादि द्रव्यं पात्रे कृत्वा ॥५९॥

सपरिवारायै भूम्यै इमं बलिं समर्पयामि इति बलि दद्यात् ।
ततः सूत्रधारं विश्वकर्माण पूजयेत् ॥६०॥

## ॥ विश्वकर्मापूजन ॥

नमामि विश्वकर्माणं सर्वसूत्रप्रवर्त्तकम् ।
प्रासादादि प्रसिद्धर्थं सर्व सिद्धि समृद्धिम् ॥६१॥

## ॥ अंगुलनिर्माणंपूजयेत् ॥

अंगुलादि प्रमाणार्थं निर्मितो विश्वकर्मणा ।
प्रासादादि अतस्त्वां पूजयामीह प्रसाधय ॥६२॥

## ॥ તતઃ ખનનાંગમાધાર શક્ત્યાદીનાં પૂજનમ્ ॥

ૐ આધાર શક્તયે નમઃ । ૐ કૂર્માય નમઃ । ૐ અનંતાય નમઃ । ૐ પૃથિવ્યૈ નમઃ । ૐ વાસ્તુ પુરુષાય નમઃ ॥૬૩॥

## ॥ ભૂમિ શુદ્ધિ ॥

ભૂમિ ઉપર ગાયના છાણથી લીપી નંદાવૃત અથવા સ્વસ્તિક કરવા, ચોખા અને પુષ્પથી જે ખુણે ખાત આવતું હોય ત્યાં ખીલી રોપવી, બ્રાહ્મણને પીપળાની ૩૨ આગળ લાબી, ચાર હાસ ચોરસ, ક્ષત્રિયને ખેરની ૨૮ આંગળ લાબી આઠ હાશની, વૈશ્યને સરષની ૨૪ આગળલાબી, સોળાશની અને શુદ્રને સાદડની વીશ આંગળ લાબી ગોળ ખીલીઓ રોપવી, ખાતના ખુણેથી સવ્ય પૂર્વ, અગ્નિ, દક્ષિણ એ રીતે ચારે ખીલીઓ રોપી. સૂત્ર બાધવું ગૃહ અથવા પ્રાસાદના રૂપ પ્રમાણે સુત્રધાર અથવા આચાર્ય પાસે સોનાની સળીથી સૂત્ર પ્રમાણે રેખા કરાવવી, સૂત્ર બ્રાહ્મણને દાભનુ, ક્ષત્રીયને મુંજનું, વૈશ્યને સુતર, શુદ્રને શણનું સૂત્ર બાંધવું, પૃથ્વીને નમસ્કાર કરી ભૂમિ શુદ્ધિ કરવી.

## ॥ मंत्र ॥

ॐ सुरभी भूतधात्री भूमि शुद्धि कुरु कुरु स्वाहा ॥६४॥

આ મંત્ર બોલી પાણી છાંટવું. અબીલ, ગલાલ, અક્ષત, પુષ્પ. સરસવથી પૃથ્વી-પૂજન કરવું.

## ॥ દિગ્રક્ષણમ્ ॥

अपसर्पन्तु ते भूता ये भूता भूमिसंस्थिताः ।
ये भूता विघ्न कर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥६५॥

अपक्रामन्तु भूतानि पिशाचाः सर्वतोदिशम् ।
सर्वेषाम विरोधेन शान्ति कर्म करोम्यहम् ॥६६॥

यदत्र संस्थितं भूतं स्थान माश्रित्य सर्वतः ।
स्थानं त्यक्त्वा तु तत्सर्वं यत्रस्थं तत्र गच्छतु ॥६७॥

भूतानि राक्षसा वापि येऽत्र तिष्ठन्ति केचन ।
ते सर्वे विलयं यान्तु देवयागं करोम्यहम् ॥६८॥

नाराच मुद्रया सर्वदिक्षु सर्षपान्विकीर्य च्छोटिकया ताल त्रयेण चान्तरीक्षान्भूतानुत्सार्य वामपादेन भूमिंत्रिवारं ताडयित्वा भौमान्विघ्नानुत्सारयेत् । नेत्रोदक स्पर्शः ॥ वा दक्षिण कर्णे जलेन स्पर्शः ॥

આસન શુદ્ધિ કર્યા બાદ આસન ઉપર સ્વસ્થપણે બેસી ડાબા હાથમાં સરસવ રાખી ઉપર જમણો હાથ ઢાંકી અપસર્પન્તુ૦ એ મંત્રબોલી, હાથમા રાખેલ સરસવને બન્ને હાથે સવ્ય માર્ગે માથાની ચારે દિશાઓમાં વેરી દેવા પછી માથાની ચારે બાજુ ચપટીઓ વગાડીને તેમજ ત્રણ વખત તાલી પાડીને અંતરીક્ષમા રહેલા ભૂતોને કાઢી મૂકવાની ભાવના કરવી. તેમજ ડાબો પગ ત્રણ વખત પૃથ્વી ઉપર પછાડી પૃથ્વી ઉપરના ભૂતોને કાઢી મૂકવાની ભાવના કરવી, પછી આંખે પાણી અટકાડવું અથવા જમણા કાને પાણી અટકાડવું.

## ॥ भूमि खनन ॥

બુદ્ધિમાન સ્થપતિએ સ્નાન કરી સફેત વસ્ત્ર પહેરી આઠે દિશાઓમાં દીપ કરી દિક્પાળ તથા પૃથ્વીને નમસ્કાર કરી, હથિયાર પૂજન કરી ચાંદીના કુદાલને તથા લોહના કુદાલને ધારે મધુ તથા ઘૃત લગાડી પૂર્વાભિમુખ રહીને મુહૂર્ત કરવું.

सूत्रधारो महाप्राज्ञ शुक्लाम्बर धरः शुचिः ।
करे गृहीत्वा कुदालं दृढश्चैकाग्रमानसः ॥६९॥

બુદ્ધિમાન સુત્રધારે સફેત વસ્ત્ર પહેરી હસ્તમાં કુદાલ લઈ દ્રઢઅને એકાગ્ર મનથી.

तूर्यवादित्रनिर्घोषे मंङ्गलैः शब्द संकुलम् ।
प्रहारं दापयेत्तत्र तत्कुक्षौ वन्हिकोणगे ॥७०॥

શરણાય આદિ વાદિત્રના ઘોષ મંગળ ગીત આદિ શબ્દોના નાદ વચ્ચે અગ્નિ ખુણે ખાલી કૂક્ષિમાં કોદાલનો પ્રહાર કરી ખાત કરવું.

उध्धृते चैव कुदाले ततो रेणुं निरीक्षयेत् ।
उत्तरे तु भवेत्क्षेमं पश्चिमे पुत्रपौत्रकम् ॥७१॥

पूर्वे तयोत्तमं विद्यादीशाने मोक्षदायकम् ।
इतरासु चतुर्दिक्षु सर्व दोष समुद्भवः ॥७२॥

કુદાલથી ખોદતા રેણુ ઉડે તેનું નિરક્ષણ કરવુ, ઉત્તર ક્ષેમ, પશ્ચિમ પુત્ર પૌત્રકારક, પૂર્વ ઉત્તમ, ઈશાને મોક્ષ દાયક, આસિવાય બીજી સર્વ દિશામાં દોષ કારક જાણવી.

पाषाणन्त जलान्त वा वालुकान्त दृढभूमि ॥७३॥

પાષાણુ, જલ, વાલુકા ( રેતી ) અથવા મજબુત દૃઢ ભૂમિ સુધી ખોદવું. ભૂમિ ખોદી લીધા પછી શિલાન્યાસ કરવો.

ફુટનોટ :

क्षिप्त्वा चन्द्रकलाङ्गुलीरधिभुवो द्वाभ्यामथापि त्रिभिः।
अष्टाब्धि युगराम-अङ्गुलमितौ रामाब्धि हस्तान्तकम् ॥

तस्योर्ध्वं च शतार्धके च मुनिभिर्वृद्ध्याङ्गुली षोडश।
पाद मानमिदं वृषन्ति मुनयः शून्यं द्वय चाष्टभिः ॥

ભૂમિ ખનન–એક હાથના આસાદને સોળ અંગુલ ઉંડી જમીન ખોદવી. બે ગજે બત્રીશ અંગુલ, ત્રણ ગજે અડતાલીશ અંગુલ અર્થાત્ બે ગજ, ચાર ગજ ને ચોસઠ અંગુલ, ચાર ગજથી પચાસ ગજ સુધી પ્રત્યેક ગજે સોળ સોળ અંગુલ વૃદ્ધિ કરવાથી આઠસો અંગુલ અર્થાત્ તેત્રીશ ગજ આઠ અંગુલ પાયા ખનન પ્રમાણુ મુનિજનોએ કહેલું છે.

यद्येव शिथिला मही च तदर्धं पूर्ति स्ततः स्या शिला।
दीर्घपाणि वसु प्रयुक्तमपि तच्छुद्धार्थ्यं संयुक्तकम् ॥

शुक्रायामत एवं शिल्प रचने कार्या तथा पुष्पिका।
प्रायः शर्करिकाद्य आलयविधौ व्याचष्ट विद्यानिधिः ॥

જે ભૂમિ શિથિલ–નરમ હોય અને શુદ્ધપણેથી હોય તો બ્યાશી અંગુલની ઉંડાઈ સુધી ખોદવું. નીચે શર્કરા પત્થરની કાકરીના થરો નાંખી પાયો પુરવો. તે ઉપર ખુર શિલા મુકવી એ રીતે શિલ્પ રચનાના વિષયમાં ભવન નિર્માણનો પ્રારંભ કરવો તેવું વિદ્યાનિધિએ કહેલું છે.

પ્રાસાદ તિલક સૂત્રધાર વિરપાળ પ્રણિત.



## પ્રશસ્તિ

इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हर विद्या गुण कीर्ति प्रकाशी शिल्प स्मृति वास्तु विद्यायाम् शिल्पाचार्य नंदलाल चुनीलाल सोमपुरा संगृहीते वास्तुपूजन गृहारंभ मुहूर्त नाम्नो पंचमोध्यायः संपूर्ण

## ॥ शिलान्यास षष्टमोऽध्यायः ॥

### ॥ शिला नामानि ॥

नंदा भद्रा जयारिक्ता चाजिता वापराजिता ।
शुक्ला सौभागिनी चैव धरणी नवमी शिला ॥७४॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ રિકતા, ૫ અજિતા, ૬ અપરાજિતા, ૭ શુકલા, ૮ સૌભાગિની. ૯ ધરણી. એ નવ શિલાના નામ જાણવા.

॥ क्षीरार्णव ॥

नन्दा भद्रा जया पूर्णा विजया पञ्चमी शिला ।
मंगला व्यजिताऽपराजिता च धरणी भवा ॥७५॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા, ૫ વિજયા, ૬ મંગલા. ૭ અજિતા, ૮ અપરાજિતા, ૯ ધરણી.

॥ अपराजित ॥

૧ નંદા, ૨. ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા. ૫ અજિતા, ૬ અપરાજિતા, ૭ વિજયા ૮ મંગલા, ૯ ધરણી

॥ અગ્નિપુરાણ ॥

### ॥ कूर्म शिला प्रमाण ॥

श्री विश्वकर्मा उवाच

एक हस्ते तु प्रासादे शिला वेदांङ्गुला भवेत् ।
द्वयंगुला भवेद् वृद्धि यावत्दश हस्तकं ॥७६॥
दशोर्घ विंशपर्यंत हस्ते हस्तेक मंगुलं ।
अर्धांगुलं भवेद् वृद्धि र्यावत्हस्त शतार्द्धकं ॥७७॥

॥ क्षीरार्णव ॥

વિશ્વકર્મા નારદજીને કહે છે કે પ્રાસાદની કૂર્મ શિલાનુ માન કહુ છું, એક હસ્તના પ્રાસાદને ચાર આગળની કૂર્મ શિલા કરવી, એ થી દસ હસ્ત સુધી પ્રત્યેક હસ્તે બબ્બે આગલની વૃદ્ધિ કરવી, અગિઆરથી વીશ હસ્ત પર્યંત એકેક આગળની વૃદ્ધિ કરવી અને એકવીશથી પચાસ હસ્તના પ્રાસાદને અર્ધો આગળ વૃદ્ધિ કરવી.

तृतीयांश कृते पिंड स्तदोर्ध्वक्षोभमामकं ।
पूर्व्यस्य यदाकारं शिला मध्ये मलंकृतम् ॥७८॥

लहेरं च मच्छे मंडूकं मकरं ग्रास मेव च ।
शंखं सर्प घट युक्तं शिला मध्ये मलं कृतम् ॥७९॥

॥ क्षीरार्णव ॥

ઉપર કહેલ માનથી સમચોરસ કરવી અને ત્રીજે ભાગે જાડી કરવી, તેના ઉપરના ભાગમાં પુષ્પના આકારે રમ્ય એવી આકૃતિ નવ ખાના પાડી અલંકૃત કોતરવી, તે નવ ખાનામાં ૧ જળની લહેર, ૨ માછલી, ૩ દેડકો, ૪ મગર, ૫ ગ્રાસ, ૬ શંખ ૭ સર્પ. ૮ કુંભ, ૯ કૂર્મ.

## ॥ कूर्मशिला प्रमाण ॥

एक हस्ते तु प्रासादे शिला वेदाङ्गुला भवेत् ।
षड्गुलाद्विहस्ते च त्रिहस्ते ग्रहाङ्गुला ॥८०॥

चतुर्हस्ते च प्रासादे शिला स्याद् द्वादशाङ्गुला ।
तृतीयांशोदयः कार्यो हस्तादौ च युगान्तत् ॥८१॥

ततः परेऽष्टहस्तान्तं वृद्धिरेण्यङ्गुलतो भवेत् ।
पुनदर्धङ्गुलतो वृद्धि पञ्चाशब्दस्तकावधि ॥८२॥

॥ अपराजित पृच्छा ॥

એક હસ્તના પ્રાસાદને શિલા ચાર આંગળની કરવી, બે હસ્તને છ આંગળ, ત્રણ હસ્તને નવ આંગળ, ચાર હસ્તના પ્રાસાદને બાર આગળ શિલા કરવી. ચાર હસ્ત સુધી ત્રીજે ભાગે જાડી કરવી, પાચથી આઠ હસ્ત સુધી એકેક આંગળ વૃદ્ધિ કરવી અને પછી પચાસ હસ્ત સુધી અર્ધો આગળ વૃદ્ધિ કરવી.

शैलजे शैलजा कार्या ऐष्टिके चेष्टीकामयी ॥८३॥

પાષાણના પ્રાસાદને પાષણની અને ઇટના પ્રાસાદને ઇટની શિલા કરવી.

## ॥ अष्ट शिला ॥

नन्दा भद्रा जया पूर्णा विजया पञ्चमी शिला ।
मङ्गला व्यजिताऽपराजिता च धरणी भवा ॥८४॥

शिला निवेशयेत्पूर्व पश्चात्पीठनिबन्धनम् ।
जङ्घाया शिखरे चैव वेदिका कलशान्तरे ॥८५॥

शिलोपरि समस्तं तच्छिलाधश्चोप पीठकम् ।
इति युक्ति विधातव्या शिलानां शुभ लक्षणा ॥८६॥

નંદા, ભદ્રા, જ્યા, પૂર્ણા, વિજયા, પંચમી શિલા, મંગલા, અજિતા, અપરાજિતા ધરણી આ શિલા પૂર્વ, પશ્ચિમ, આદિ દિશાઓમાં પાયા નીચે મૂકવી તેના ઉપર જંઘા શિખર વેદિ અને કલશ અંત સુધી શિલા ઉપર અને પીઠ બંધન ઉપર સમસ્ત પ્રાસાદની રચના થશે. માટે યુક્તિ અને વિધિએ કરી શિલા સ્થાપન કરવું એ શુભ લક્ષણ છે.

अधा खाते सम्पटेपु निधि कुम्भांश्च योजयेत् ।
पद्मश्चाथ महापद्मः शङ्खो मकर कच्छपौ ॥८७॥

ફુટનોટ :

પ્રાચીન હસ્ત લિખીત ગ્રંથ પ્રમાણે અષ્ટ શિલા, કૂર્મ શિલા માન.

| પ્રાસાદ ગજ | કૂર્મ શિલા | | અંગુલ. |
|---|---|---|---|
| ૧ | ,, | ,, | ૪" |
| ૨ | ,, | ,, | ૬ |
| ૩ | ,, | ,, | ૮ |
| ૪ | ,, | ,, | ૧૦ |
| ૫ | ,, | ,, | ૧૨ |

ગજ ૬ થી ૧૦ ગજ સુધી આંગુલ બેની વૃદ્ધિ કરવી. ગજ ૧૧ થી ૨૦ ગજ સુધી અંગુલએક વૃદ્ધિ, ગજ ૨૧ થી ૫૦ ગજ સુધી અંગુલ અર્ધાની વૃદ્ધિ કરવી.

### અષ્ટ શિલાઓ પ્રમાણ

નંદા, ભદ્રા, જ્યા, રિકતા, અજિતા, અપરાજિતા, શુકલા, સૌભાગ્યની.

| પ્રાસાદ ગજ. | શિલા. | લં | પ. | જા. |
|---|---|---|---|---|
| ૧ | ,, | ૪ | ૨ | ૧ |
| ૨ | ,, | ૬ | ૩ | ૧½ |
| ૩ | ,, | ૮ | ૪ | ૨ |
| ૪ | ,, | ૧૦ | ૫ | ૨½ |
| ૫ | ,, | ૧૨ | ૬ | ૩ |

ગજ ૬ થી ગજ ૧૦ બે અંગુલ વૃદ્ધિ અર્ધભાગે પહોળી અને ચોથે ભાગે જાડી કરવી.

ગજ ૧૧ થી ૨૦ સુધી એકેક અંગુલ વૃદ્ધિ કરવી. અર્ધ ભાગે પહોળી. ચોથે ભાગે જાડી.

ગજ ૨૧ થી ૫૦ સુધી ૦ાા અંગુલ વૃદ્ધિ અર્ધ પહોળી ચોથે ભાગે જાડી કરવી શિલાઓમાં દિક્પાળના આયુધો કરવાં તે શીલા જાડાઇના અર્ધ ખોદવા.

૧ પૂર્વ—વજ્ર, પીળું વસ્ત્ર, ૫ પશ્ચિમ, પાશ ગુલાબી રંગ.
૨ અગ્નિ શક્તિ, લાલ વસ્ત્ર, ૬ વાયવ્ય અંકુશ સફેદ.
૩ દક્ષિણ દંડ, કાળુ વસ્ત્ર, ૭ ઉત્તર ગદા, લીલું.
૪ નૈરત્ય ખડગ, વાદળી વસ્ત્ર, ૮ ઇશાન ત્રિશુલ, કાંજી રંગ (સફેદ).

मुकुन्द कुन्द नीलाश्च खर्वश्च निधयो नव ।
सुभद्रश्च विभद्रश्च सुनन्दः पुष्पदन्तकः ॥८८॥

जयोऽथ विजयश्चैवं कुम्भः पूर्णस्तथोत्तम् ।
इत्येवं नवकुम्भाश्च नियोज्या स्तत्र चैक्रमात् ॥८९॥

ભૂમિમા ખોદી નવ નિધિ કુંભો સપુટ સહિત સ્થાપવા. ૧ પદ્મ. ૨ મહાપદ્મ, ૩ શખ, ૪ મકર, ૫ કચ્છપ, ૬ મુકુંદ, ૭ કુંદ, ૮ નીલ, ૯ ખર્વ. અને નવ કુંભો ૧ સુભદ્ર, ૨ વિભદ્ર, ૩ સુનંદ, ૪ પુષ્પદંત. ૫ જય. ૬ વિજય. ૭ કુભ, ૮ પૂર્ણ, ૯ ઉત્તમ, આ નવ કુંભો યોજના પૂર્વક ક્રમાત સ્થાપવા.

## ॥ પ્રાસાદ માને કૂર્મ ॥

अर्धाङ्गुलो भवेत्कूर्म एक हस्त सुरालये ।
अर्धाङ्गुला ततो वृद्धिः कार्या तिथिकरावधि ॥९०॥

एकत्रिंशत्करान्तश्च तदर्धा वृद्धिरिष्यते ।
ततोऽर्धापि शतार्धान्तं कुर्यादङ्गुल मानतः ॥९१॥

એક હસ્તના પ્રાસાદને (સુવર્ણ તથા રૌપ્યનો) કૂર્મ અર્ધા આગળનો કરવો, પછી દરેક ગજે પંદર હસ્ત સુધી અર્ધા આગળ વૃદ્ધિ કરવી. સોળથી એકત્રીશ હસ્ત સુધી તેનાથી અર્ધી એટલે પા પા આંગળ વૃદ્ધિ કરવી અને બત્રીશથી પચાસ હસ્ત સુધી તેનાથી અર્ધી એટલે અકેક દોરાની પ્રત્યેકહસ્તે વૃદ્ધિ કરવી

चतुर्थांशाधिको ज्येष्ठः कनिष्ठो हीन योगतः ।
सुवर्ण रूप्यजो वापि स्नाप्यः पञ्चामृतेन वै ॥९२॥

કૂર્મના કહેલ પ્રમાણથી ચોથે ભાગે અધિક કરવાથી. જેષ્ઠ અને ચોથા ભાગે ન્યૂન કરવાથી કનિષ્ઠ માનનો કૂર્મ જાણવો સુવર્ણ તથા રોપ્યના કૂર્મને પચામૃત સ્નાન કરાવી સ્થાપન કરવો.

## ॥ શિલામાન કૂર્મ ॥

मध्ये कूर्मश्च दातव्यो रत्नालङ्कार संयुतः ।
हेमरूप्यमयः कार्यो दढरुप मयो भवेत् ॥९३॥

शिलायाः पञ्चमांशेन कर्त्तव्यं कूर्म उत्तमः ।
सर्वालङ्कारसंयुक्तो दिव्य पूजासु पूजितः ॥९४॥

वस्त्र वैडूर्य संयुक्त इन्द्र नील समन्वितः ।
पुष्प रागेश्च गोमेदैः प्रवालैः परिवेष्टितः ॥९५॥

ખનન કરેલ ભૂમિના મધ્ય ભાગે રત્નો અને અલંકારોથી વિભૂષિત કરી નવમી ધરણી નામે કૂર્મશિલા સ્થાપવી, કૂર્મ સોના અથવા રૂપાનો કરવો અને તે નક્કર ધાતુનો હોવો જોઇએ પતરાનો નહિ (દઢ રૂપવાળો). કૂર્મ શિલાના પાંચમા અંશે વચલા કોઠામા ઉત્તમ કૂર્મ સ્વરૂપ કરવું તથા સર્વ પ્રકારના અલંકારોથી શણગારી દિવ્ય પૂજાની સામગ્રીથી સારી રીતે તે પૂજા કરી અને વસ્ત્રો તેમજ વૈડુર્ય. ઇંદ્રનીલ, પુષ્પરાગ અને ગોમેદ વગેરે રત્નો તથા પ્રવાલોથી આચ્છાદિત કરવો.

## ॥ અથ શિલા પ્રમાણ ॥

एक हस्ते च प्रासादे शिला सप्ताङ्गुला भवेत् ।
ततः पञ्चकरं यावद् वृद्धि कार्या च द्वयङ्गुला ॥९६॥

पञ्चोर्ध्वं दशपर्यन्त वृद्धिरेकाङ्गुला स्मृता ।
दशोर्ध्वं विंशपर्यन्तं पादोनावृद्धिरङ्गुला ॥९७॥

त्रिंशोर्ध्वश्च शतार्धान्तं वृद्धिरर्धाङ्गुला करे ।
चतुरस्त्रा समा कार्या स्थूला वै चतुरंशत ॥९८॥

એક હસ્તના પ્રાસાદને સાત આંગળ શિલા કરવી, અને પછી બેથી પાંચ હસ્ત સુધી બે આંગળ વૃદ્ધિ છ થી દશ હસ્ત સુધી એક આગળની વૃદ્ધિ અગિઆરથી વીશ હસ્ત સુધી પોણો આગળ અને ચોવીશથી પચાશ ગજ સુધી અર્ધો આંગળ વૃદ્ધિ કરવી. શિલા માન પ્રમાણે સમચોરસ કરવી અને તેનાં ચોથા ભાગે જાડી કરવી.

## ॥ શિલા સ્વરૂપ ॥

शिलाः कृत्वा प्रमाणेन शिलानामुपरि ततः ।
अग्निकोणात् समारभ्य स्वरूपाणि प्रकल्पयेत् ॥९९॥

शक्ति दण्डं तथा खड्गं पाशाङ्कुश गदा स्तथा ।
त्रिशूलं वज्रकश्चैव आयुधानि प्रकल्पयेत् ॥१००॥

रक्तं श्याम तथा नीलं पाण्डुरं श्वेतवर्णकम् ।
हरितं शुक्ल पीते च वस्त्राणि परिदापयेत् ॥१०१॥

પ્રાસાદના માનથી શિલાઓ તૈયાર કરી પછી અગ્નિકોણથી આરંભી શિલાઓ ઉપર નીચે પ્રમાણે સ્વરૂપો કરવા અગ્નિ કોણની શિલામા શક્તિ, દક્ષિણ દિશાની શિલામા

દંડ, નૈઋત્યકોણની દિશામાં ખડગ, પશ્ચિમની દિશામાં પાશ, વાયવ્યકોણની શિલામાં અંકુશ, ઉત્તર દિશાની શિલામાં ગદા, ઈશાન કોણની શિલામા ત્રિશૂલ અને પૂર્વ દિશાની શિલામાં વજ્ર, આ પ્રમાણે આયુધો કરવા અને ઉપરના ક્રમે શિલાઓને રાતુ, કાળુ, આસમાની, પાડુરંગ, ધોળુ, લીલુ, સફેદ, પીળુ એવા વસ્ત્રો ઓઢાડવાં.

## ॥ શિલા સંપુટ ॥

शिलोर्ध्वेषु न दातव्या इष्टका वै कदाचन ।
अनेन विधिना चैव सर्व पापक्षयो भवेत् ॥१०२॥

શિલાઓ ઇંટો મૂકી કદાપી ચણવુ નહિ, પરંતુ ચારે બાજુ એથી સંપુટરૂપે ચણી ઉપર શિલા મૂકવી અંદર ખુલ્લી રાખવી અને ધરણી કૂર્મ શિલાની વચ્ચેથી નાભિનાલ દેવ મૂર્તિના સિંહાસન સુધી લેવો આ વિધિ કરવાથી સમસ્ત પાપોનો ક્ષય થાય છે.

## ॥ અષ્ટશિલા પ્રમાણ બૃહદ્ શિલ્પ શાસ્ત્ર ॥

એક ગજ શિલા આંગળ સાત, એથી પાચગજ સુધી આંગળ બે વધારવા, છથી દશ ગજ સુધી આગળ એક વધારવો, અગિયારથી પચાસ ગજ સુધી આગળ અર્ધા આંગળ વૃદ્ધિ કરવી, લંબાઇ માનથી અર્ધામાને પહોળી કરવી અને પહોળાયના અર્ધામાને જાડી કરવી.

## ॥ મધ્ય ધરણી શિલાનું વસ્ત્ર ॥

ધરણી કૂર્મ શિલાનું પીળા રંગનું વસ્ત્ર ઓઢાડવું.

वाराः—आदित्य भौम वज्रास्तु सर्वे वाराः शुभावहाः

॥ ભાગ ૧ બૃહદ શિલ્પશાસ્ત્ર પૃ. ૯૮ ॥

## ॥ શિલા ન્યાસ નક્ષત્ર ॥

शिलान्यासस्तु रोहिण्यां श्रवणे हस्त पुष्पयोः ।
मृगशिर्षे च रेवत्या—मुतरात्रितये शुभम् ॥१०३॥

॥ પ્રાસાદ મંડન ॥

રોહિણી શ્રવણ, હસ્ત, પુષ્ય. મૃગશિર્ષ, રેવતી, ઉત્તરા ફાલ્ગુન, ઉત્તરાષાઢા અને ઉત્તરા ભાદ્રપદ આ નક્ષત્રોમાં શિલાન્યાસ શુભ છે.

शिलान्यासः प्रकर्तव्यो गृहाणां श्रवणे मृगे ।
पौष्णे हस्ते च रोहिण्यां पुष्याश्विनि न्युत्तरात्रये ॥१०४॥

॥ બાલબોધ જ્યોતિષ ॥ મુહૂર્ત માર્તંડ ॥

શ્રવણ, મૃગશીર્ષ, રેવતી, હસ્ત રોહિણી, પુષ્ય, અશ્વિની તથા ત્રણ ઉત્તરા એ નક્ષત્રોમાં શિલા ન્યાસ કરવો.

## ॥ શિલાન્યાસઃ પ્રકર્તવ્યો ॥

उत्तरेपि च रोहिण्यां पुष्ये मैत्रे करद्वये ।
धनिष्ठा द्वितये पौष्णे गृहारम्भ प्रशस्यते ॥१०५॥

॥ वास्तुरत्नाकर ॥

શિલાન્યાસમાં, ત્રણ ઉત્તરા, રોહિણી, પુષ્ય, અનુરાધા, હસ્ત, ચિત્રા, ધનિષ્ઠા, શતભિષા, અને રેવતી આ ૧૧ નક્ષત્રો ગૃહારંભે પ્રશસ્ત છે

अश्विनी रोहिणी मूलमुत्तरात्रय मैंदवम् ।
स्वाती हस्तोऽनुराधा च गृहारंभे प्रशस्यते ॥१०६॥

॥ वास्तुप्रतिष्ठाकल्प ॥

અશ્વિની, રોહિણી, મૂલ, ત્રણ ઉત્તરા, સ્વાતી, હસ્ત, અનુરાધા એ નક્ષત્રો ગૃહારંભે પ્રશસનિય છે.

उत्तरात्रय रोहिण्य आर्द्रा चैव पुनर्वसु ।
पुष्यानुराधा श्रवणं मृगस्वात्यो च हस्तकम् ॥१०७॥
मूलं च नक्षत्राणि हि गृहे विष्टि विवर्जतम् ।
एतप्रोक्तं प्रतिष्ठादौ देवानां देव वेश्मनाम् ॥१०८॥

॥ अपराजितपृच्छा ॥

ત્રણ ઉત્તરા, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, શ્રવણ, મૃગશિર્ષા, સ્વાતી, હસ્ત, મૂલ એ નક્ષત્રો ગૃહ અને દેવપ્રાસાદોમાં શિલા આદિ પ્રતિષ્ઠામા શુભ છે, વિષ્ટિયોગ તજવો.

## ॥ गृहारंभे वृषभ चक्र ॥

आरंभे वृषभ चक्र स्तंभे ज्ञेयं तु कूर्मकम् ।
प्रवेशे कलशं चक्र वास्तु चक्रं बुधै स्मृतम् ॥१०९॥

॥ मुहूर्तमार्तण्ड ४८ ३ । ३ ॥

ગૃહારંભમાં વૃષભ ચક્ર, સ્તંભ બેસારવામાં કૂર્મ ચક્ર અને પ્રવેશમાં કલશ ચક્ર એમ ત્રણ પ્રકારે વાસ્તુચક્ર જોવાનું વિદ્વાનોએ કહેલ છે.

## ॥ વૃષ વાસ્તુ ચક્ર ॥

गेहाद्यारंभेऽर्क भाद्वत्सशीर्षे रामै ३ र्दाहो वेद ४ भै रग्रपादे शून्यं वेदैः ।
४ पृष्ठपादे स्थिरत्वं रामैः ३ पष्टेश्रीर्युगै ४ र्दक्ष कुक्षौ ॥११०॥
लाभो रामैः ३ पुच्छगैः स्वामीनाशो वेदै नैःस्वं वामकुक्षौ मुखस्थैः ।
रामैः पीडा संततं वार्क धिष्ण्यादश्चै ७ रुद्रे ११ दिग्भि १० रुक्त ह्यसत्सत् । १११॥

જે નક્ષત્ર પર સૂર્ય હોય તે નક્ષત્રથી દિવસના નક્ષત્ર સુધી ગણીને ૩ નક્ષત્રો વૃષના મસ્તકમાં સ્થાપવા તે નક્ષત્રમાં ગૃહારભ કરવાથી ગૃહ અગ્નિથી બળી જાય. ૪ નક્ષત્રો આગલા પગમાં તે શૂન્ય કરનાર છે ૪ નક્ષત્રો પાછલા પગમા તે સ્થિરતા કરનાર છે. ૩ નક્ષત્રો પીઠમા મૂકવા લક્ષ્મી આપનાર ૪ નક્ષત્રો જમણી કુક્ષિમા તે લાભ આપનાર ૩ નક્ષત્રો પુચ્છમાં મૂકવા તે સ્વામીનો નાશ કરે. ૪ નક્ષત્રો ડાબી કુક્ષિમા તે દરિદ્રતા આપે. ૩ નક્ષત્રો મુખમાં મૂકવા તે પીડા કરે.

रविभात्सप्त नेष्टानि शुभान्येकादशाष्टमात् ।
दश शेषाण्य निष्टानि साभिजिद्वृषवास्तुनि ॥११२॥

જે નક્ષત્ર પર સૂર્ય હોય તે નક્ષત્રથી ૭ નક્ષત્ર અશુભ, ૧૧ શુભ અને અભિજીત સહિત ૧૦ નક્ષત્રો અશુભ ફ્લ આપે છે.

## ॥ કાર્ય કૃત ॥

आचार्य सूत्रधारेश्च यजमानैश्च संयुतः ।
त्रयश्च साधकैश्चैव कर्मकारादि संयुता ॥११३॥

આચાર્ય સુત્રધાર અને યજમાન એ ત્રણે સયુક્ત કાર્યના સાધક છે

आचार्य स्वयं ब्रह्मा शिल्पी चैव जनार्दनः ।
यजमानस्तु शक्रः स्यात् त्रिभिः कर्म प्रवर्तते ॥११४॥

આચાર્ય પોતે બ્રહ્મા છે, શિલ્પી વિષ્ણુ છે અને યજમાન ઇંદ્ર છે એ ત્રણે કાર્યને પ્રવર્ત્ત કરનાર છે.

एक हस्ते तु कल्याणं द्विहस्ते मृत्युरेव च ।
गृह देवैक शिल्पिनं भाषितं विश्वकर्मणा ॥११५॥

એક હસ્તે થયેલ કાર્ય કલ્યાણકારી થાય છે. બે હસ્તે થયેલ કાર્યમાં મૃત્યુનો સભવ છે માટે ગૃહ પ્રાસાદ આદિ કાર્યો એક જ શિલ્પીના હસ્તે કરાવવાં એવું વિશ્વકર્માએ કહેલ છે.



શ્રી ચેમ્બુર જૈન દેરાસર દેવકુલિકા

[એન. સી. સોમપુરા]

काष्ठे मृदिष्टके चैव पाषाणे धातु रत्नजे।
उत्तरोत्तर द्रढं द्रव्यं लौहकर्म विवर्जयेत् ॥११६॥

લાકડું, ઈંટો, પત્થર, ધાતુ, રત્ન, આ દ્રવ્યો એક બીજાથી દ્રઢ ઉત્તમોત્તમ છે પણ લોહ કર્મ કરવું નહિ.

उत्तमोत्तमधात्वादि पाषाणेष्टिककाष्टकम् ।
श्रेष्टमध्याधमं द्रव्यं लौहं चैवाधमाधमम् ॥११७॥

ધાતુ અને રત્ન આ દ્રવ્ય ઉત્તમોત્તમ છે પાષાણ ઈટ અને લાકડું; એ ત્રણ દ્રવ્યો અનુક્રમે શ્રેષ્ઠ, મધ્યમ અને અધમ છે પરંતુ લોહુ આ દ્રવ્ય તો અધમાધમ છે એટલે અત્યંત હીન દ્રવ્ય છે.



## વૃષચક્ર




स्थपतिः सूत्रग्राही तक्षक वर्धाकः क्रमशः ।
स्वोचित कर्मणि दक्षा ग्राह्यास्ते कारवश्चतुर्धेति ॥११८॥

સ્થપતિ, સૂત્રગ્રાહી, તક્ષક અને વર્ધકી ક્રમે આ શિલ્પકારો પોતાના કાર્યમાં દક્ષ હોવા જોઇએ, શિલ્પ કર્મ કરનાર વ્યક્તિઓના વર્ગીકરણ છે. કશ્યપ, ભૃગુ અને મય એ મહર્ષિઓએ જુદી જુદી રીતે નામાભિધાન કહેલ છે, કશ્યપ સંહિતા, શિલ્પજ્ઞ, દૈવજ્ઞ, વિધિત, પૌર, નૃકર, ભૃગુ સંહિતા સૂત્રધાર. ગણિતજ્ઞ, પુરાણજ્ઞ, કારૂ, કર્મકૃત, મયમત સંહિતા, સ્થપતિ, સૂત્રગ્રાહી, તક્ષક, વર્ધીક, કર્મી,

વર્તમાન મત. એન્જિનિયર, આસીસ્ટન. ફોરમેન, આર્ટીશન—લેબર.

## ॥ विश्वकर्मन् ॥

मत्स्य पुराण

प्रासाद भवनादिनां निवेशं विस्तराद्वद ।
कुर्यात् केन विधानेन कश्च वास्तुरुदाहृतः ॥११९॥

પ્રાસાદ અને ભવન આદિ–કરવાનો વિધાન વિસ્તારથી કહું છું.

## ॥ વાસ્તુ કર્મ ॥

સૂત ઉવાચ

भृगुरत्रि वसिष्ठश्च विश्वकर्मामय स्तथा ।
नारदो नग्नजिश्चैव विशालाक्षः पुरन्दर ॥१२०॥

ब्रह्मा कुमारो नन्दीशः शौनको गर्ग एव च ।
वासुदेवोऽनिरुद्धश्च तथा शुक्र बृहस्पति ॥१२१॥

अष्टादशै ते विख्याता वास्तु शास्त्रोपदेशकाः ।
संक्षेपेणोपदिष्टेतु मनवे मत्स्यरुपिणा ॥१२२॥

૧ ભૃગુ, ૨ અત્રિ, ૩ વસિષ્ઠ, ૪ વિશ્વકર્મા, ૫ મય, ૬ નારદ, ૭ નગ્નજિત, ૮ વિશાલાક્ષ, ૯ પુરન્દર, ૧૦ બ્રહ્મા, ૧૧ સનતકુમારો, ૧૨ નંદીશ, ૧૩ શૌનકો, ૧૪ ગર્ગ, ૧૫ વાસ્તુદેવ, ૧૬ અનિરૂદ્ધ, ૧૭ શુક્ર, ૧૮ બૃહસ્પતિ, મત્સ્યભગવાને મનુ ને સંક્ષિપમા કહેલ છે.

## ॥ ગૃહ શિલા સ્થાપન વિધિ ॥

શિલા સ્થાપન કરતાં સિદ્ધિ–બુદ્ધિ–સહિત ગણપતી પૂજન, બ્રહ્મા, વિષ્ણુ, શીવ, પૂજન, ક્ષેત્રપાલ, ભૈરવ, ચંડી, માતૃકા, દિક્‌પાલ, ગ્રહ અને વાસ્તુદેવનું પૂજન કરવુ.

ॐ आधारशक्तये नमः ॥ ॐ कूर्माय नमः ॥ ॐ अनंताय नमः ॥ ॐ पृथिव्यै नमः ॥ ॐ वास्तु पुरुषाय नमः ॥ तत इष्टकापूजनम् ॥ इष्टकाभ्यः पाद्यं समर्पयामि ॥ अर्घ्यं समर्पयामि ॥ आचमनं समर्पयामि ॥ स्नान वस्त्र गंध पुष्प धूप दीप नैवेद्यादिभिः संपूज्य ॥ ततः प्रार्थना ॥ नंदिनी देवि वासिष्ठे वसुभिपूजिता सती ॥ जये भार्गवदायादे प्रजानां जयमावह ॥ पूर्णे गिरीशदायादे पूर्णान्कामान्कुरुष्व मे ॥ भद्रिके श्यामदायादे कुरु भद्रां मति मम ॥ प्रजापति सुते देवी चतुरस्रे मही-सुते ॥ सुभगे सुव्रते देवि गृहे भार्गवि रम्यताम् ॥ अव्यंगे चाक्षयबले पूर्णे चांगिरसः सुते ॥ इष्टदेव प्रतिष्ठासुत्वां प्रतिष्ठापयाम्यहम् ॥ देशग्रामपुरक्षेत्र गृहस्वामिषु सौख्दा ॥ मनुष्य पशुहस्त्यश्वधनवृद्धि करी भव ॥ तत आचार्यः सूत्रधारश्च कुशास्तरेणशयीतः ॥ ततो निशाशेषे जात स्वप्न शुभाशुभफलं ज्ञात्वा प्राणादीन्संशोध्य व्यवहारेत् ॥

॥ इति गृहादि इष्टिका प्रतिष्ठा ॥

## ॥ પ્રાસાદ પંચ શિલાન્યાસ ॥

### ॥ શિલાભિષેક ॥

શિલાઓને પ્રથમ અભિષેક કરવો, વાસ્તુ સ્થાનમા ઇશાન અથવા નૈઋત્યકોણમા એક ચોરસ વેદી બનાવવી, વાસ્તુમાને શિલા માપે અભિષેક વેદી કરવી શિલાઓ ઉપશિલાઓ અને કલશોનો અભિષેક કરવો. અભિષેક સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા માટીના કલશો વડે કરવો, ગંગા, જમના, નર્મદા, સરસ્વતી, આદિ મહાનદીઓ તથા તીર્થોના શુદ્ધ જલોપાત કરી અભિષેકના જલમા મેળવવાં જલમા સર્વોષધિ ચૂર્ણ સુવર્ણ રજ, સુગંધિ દ્રવ્યો અને સુગંધી પુષ્પો નાખીને શિલા, ઉપશિલા અને નિધિ કુભોને અભિષેક કરવો.

ॐ हिरण्यगर्भाः पाचिन्यः शुचयो दुरितच्छिदः ।
पुनन्तु शान्ताः श्रीमत्य आपो युष्मान् मधुश्च्युतः ॥१२३॥

આ મંત્ર બોલી નંદા આદિ નવે શિલાઓને અભિષેક કરવો, શિલા સાથે ઉપશિલા અને કલશને અભિષેક કરવો, પછી શુદ્ધ જલે અભિષેક કરી વસ્ત્રથી લૂછી કેસર, ચદન, અક્ષત, કુમકુમ, પુષ્પ અર્પણ કરવા, પછી દિશાપાલોના વર્ણાનુસાર વસ્ત્રો ઓઢાડવા.

## ॥ શિલાન્યાસ ભૂમિ રત્નાદિ ન્યાસ ॥

ॐ इन्द्रस्तु महतां दीप्तः सर्वदेवाधिपो महान् ।
वज्रहस्तो गजारूढ–स्तस्मै नित्यं नमो नमः ॥१२४॥

ॐ अग्निस्तु महतां दीप्तः सर्व तेजोधिपो महान् ।
मेषारूढः शक्तिहस्त–स्तस्मै नित्यं नमो नमः ॥१२५॥

ॐ यमस्तु महतां दीप्तः सर्व प्रेताधिपो महान् ।
महिषस्थो दण्डहस्त–स्तस्मै नित्यं नमो नमः ॥१२६॥

ॐ नैऋतिस्तु महादीप्तः सर्वक्षेत्राधिपो महान् ।
खड्गहस्तः शिवारूढ–स्तस्मै नित्यं नमो नमः ॥१२७॥

ॐ वरुणस्तु महादीप्तः सर्व वार्यधिपो महान् ।
नक्रारूढः पाशहस्त–स्तस्मै नित्यं नमो नमः ॥१२८॥

ॐ वायुस्तु महतां दीप्तः सर्व मण्डलपो महान् ।
ध्वजाहस्तो मृगारूढ–स्तस्मै नित्यं नमो नमः ॥१२९॥

ॐ कुबेरस्तु महादीप्तः सर्व यक्षाधिपो महान् ।
निधि हस्तो गजारूढ–स्तस्मै नित्यं नमो नमः ॥१३०॥

ॐ ईशानस्तु महादीप्तः सर्व योगाधिपो महान् ।
शूलहस्तो वृषारूढ स्तस्मै नित्यं नमो नमः ॥१३१॥

ॐ धरणस्तु महादीप्तः सर्व सर्वाधिपो महान् ।
पद्मारूढो नागहस्त स्तस्मै नित्यं नमो नमः ॥१३२॥

ઉપરના મંત્રથી પૂર્વાદિ ક્રમે રત્નો, ધાન્યો, ઔષધિઓ નો ન્યાસ કરવો છેલ્લે મધ્યે ન્યાસ કરવો.

अनेन क्रमयोगेन रत्नन्यासं तथोत्तमम् ।
पूर्वादि क्रम योगेन रत्नधात्वौषधानि च ॥१३३॥

वज्र–वैडूर्य मुक्ताश्च इंद्रनील सुनीलकम् ।
पुष्परागं च गोमेदं प्रवालं पूर्वतः क्रमात् ॥१३४॥

हैम रौप्यं ताम्रकांस्ये रीतिकां नाग वङ्ककौ ।
पूर्वादि क्रमत श्चैव आयसं चैव मन्ततः ॥१३५॥

वचा वह्निः सहदेवी विष्णु क्रान्ता च वारुणी ।
संजीवनी, ज्योतिष्मती, ईश्वरी पूर्वतः क्रमात् ॥१३६॥

यवो व्रीहि स्तथा कंगु–र्जूर्णाधाश्च तिलैर्युताः ।
शाली मुद्गाः समाख्याता गोधूमाश्च क्रमेण तु ॥१३७॥

પૂર્વદિશાથી માડીને સૃષ્ટિક્રમે રત્ન, ધાતુ, ઔષધિ–બીજોનો આ ક્રમથી ન્યાસ કરવો, રત્ન, હીરો, વૈડુર્ય (અકીક) મોતી, ઇંદ્રનીલ મહાનીલ, પુષ્પરાગ (પુખરાજ), ગોમેદ અને પ્રવાલ, એ પૂર્વાદિ દિશા ક્રમથી સ્થાપિત કરવા

ધાતુઓ ૧ સોનુ, ૨ રૂપુ, ૩ ત્રાબુ, ૪ કાંસુ, ૫ પીતળ, ૬ સીસુ. ૭ કથીર, અને ૮ લોઢુ પૂર્વાદિ અનુક્રમે સ્થાપવા.

ઔષધિઓ ૧ વચા (ઘોડાવજ). ૨ ચિત્રક, ૩ સહદેવી, ૪ વિષ્ણુક્રાન્તા, ૫ વારૂણી. ૬ સંજીવની ૭ જ્યોતિષ્મતી (માલકાંકણી), ૮ ઇશ્વરી (શિવલીંગી), આ ઔષધીઓ પૂર્વાદિક્રમે સ્થાપવી.

ધાન્યો ૧ જવ ૨ વ્રીહી, ૩ કાંગ, જુર્ણા (જુવાર) ૫ તલ, ૬ શાલિ, ૭ મગ,

૮ ઘઉ, એ ધાન્યો પૂર્વાદિ ક્રમે સ્થાપવા અને મધ્યે સર્વરત્નો, ધાતુઓ, ઔષધિઓ, ધાન્યો, સ્થાપવા પછી ત્યાં શિલા પ્રતિષ્ટિત કરવી.

૧. નન્દાની સ્થાપનામાં

(१) ॐ आधारशिले "सुप्रतिष्टिता भव ।"

આ પ્રમાણે કહી અગ્નિકોણે ખાતમાં

(२) ॐ पद्म इहाऽऽગચ્છ, इह तिष्ठ.

(३) ॐ "पद्मनिधये नमः"

એમ કહી પદ્મનિધિ કલશ સ્થાપવો ઉપર

ॐ नन्दे ! इहाऽऽगच्छ, इह, तिष्ट ॐ नन्दायै नमः"

આ મંત્રબોલી નન્દા શિલા પ્રતિષ્ટિ કરવી, સુગંધી દ્રવ્યો છાંટવા પુષ્પો અર્પવા.

॥ પ્રાર્થના ॥

वीर्येणादिवराहस्य, वेदायैरभिमंत्रिताम् ।
वसिष्ठ नन्दिनीं नन्दां प्राक् प्रतिष्ठापयाम्यहम् ॥१३८॥

सुमुहूर्ते सुदिवसे, सात्वं नन्दे निवेशिता ।
आयुः कारयितु दीर्घं श्रियां चाग्र्यमिहाऽऽनय ॥१३९॥

२ भद्रा स्थापनामां

(१) ॐ आधारशिले सुप्रतिष्टिता भव ।

(२) ॐ મહાપદ્મ इहाऽऽગચ્છ इह तिष्ठ, ॐ મહાपद्मनिधये नमः

(३) ॐ भद्रे ! इहाऽऽगच्छ, इहतिष्ठ ॐ भद्रायै नमः ॥

આ પ્રમાણે મંત્રો વડે નિધિ કુંભો તથા શિલા નૈઋત્યકોણે પ્રતિષ્ટિત કરવી, સુગંધી દ્રવ્યો પુષ્પો અર્પવા.

॥ પ્રાર્થના ॥

भद्राऽसि सर्वतोभद्र ! भद्रे । भद्र विधीयताम् ।
काश्यपस्य प्रिय सुते ! श्री रस्तु गृहमेधिनः ॥१४०॥

३ जयांस्थापनामां

(१) ॐ आधारशिले ! सुप्रतिष्ठता भव

(२) ॐ शंख ! इहागच्छ, इह तिष्ट ॐ शंख निधये नमः

(३) ॐ जये इहाऽऽगच्छ इह तिष्ठ ॐ जयायै नमः

આ મંત્રવડે જ્યાને વાયવ્યકોણમાં સુપ્રતિષ્ઠિત કરવી.

॥ પ્રાર્થના ॥

जये विजयतां स्वामी गृहस्याऽस्य महात्म्यतः ।
आ चन्द्रार्कं यशश्चास्य भूम्यामिह विरोहतु ॥१४१॥

४ रिक्ता

(१) ॐ आधारशिले सुप्रतिष्टता भव ।

(२) ॐ मकर इहाऽऽगच्छ इह तिष्ट ॐ मकर निधये नमः ।

(३) ॐ रिक्ते इहाऽऽगच्छ इह तिष्ठ, ॐ रिक्तायै नमः

આ મંત્રથી ઈશાન કોણમા રિકતા શિલા સ્થાપિત કરવી.

॥ પ્રાર્થના ॥

रिक्ते त्वं रिक्तदोपध्ने सिद्धि मुक्तिपदे शुभे ।
सर्वदा सर्वदोषध्नि तिष्टऽस्मिन् तत्र नंदिनी ॥१४२॥

५ पूर्णानी स्थापनामां

(१) ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव ।

(२) ॐ सुभद्र इहा गच्छ इह तिष्ट, ॐ सुभद्र निधये नमः ।

(३) ॐ पूर्णे इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ पूर्णायै नमः ।

આ મંત્રથી પૂર્ણાને મધ્ય ભાગમા પ્રતિષ્ટિત કરવી.

॥ પ્રાર્થના ॥

त्वयि संपूर्ण चन्द्राभे ! न्यस्तायां वास्तुमस्तके ।
भवत्वेष गृह स्वामी पूर्णे पूर्ण मनोरथः ॥१४३॥

॥ पंचशिला प्रतिष्टा संपूर्णः ॥



## ॥ नव शिला प्रतिष्ठा ॥

१ नन्दा

(१) ॐ आधारशिले ! सुप्रतिष्ठता भव ।

(२) ॐ पद्म इहाऽऽगच्छ इहतिष्ठ, ॐ पद्मनिधये नमः ।

(३) ॐ अग्नये नमः ॐ शक्तये नमः ।

(४) ॐ नन्दे ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ नन्दायै नमः

આ મંત્રો વડે નંદાને અગ્નિકોણે પ્રતિષ્ઠિત કરવી

॥ પ્રાર્થના ॥

नन्दे त्वं नन्दिनी पुंसां त्वामत्र स्थापयाम्यहम् ।
प्रासादे त्विह संतिष्ठ यावचन्द्रार्क तारकः ॥१४४॥

२ भद्रा

(१) ॐ आधारशिले भव ।

(२) ॐ महापद्म इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ महापद्मनिधये नमः ।

(३) ॐ यमाय नमः ॐ दंडाय नमः ।

(४) ॐ भद्रे इहागच्छ. इह तिष्ठ ॐ भद्रायै नमः ।

આ મંત્ર બોલી દક્ષિણમા ભદ્રા શિલા સ્થાપિત કરવી.

॥ પ્રાર્થના ॥

भद्रेः त्वं सर्वद्रा भद्रं लोकाना कुरु काश्यपि ।
त्वामत्र स्थापयाम्यद्य प्रासादे भद्रदायिनि ॥१४५॥

३ जया

(१) ॐ आधारशिले सुप्रतिष्टिता भव ।

(२) ॐ शंख इहाऽऽगच्छ, इह तिष्ठ ॐ शंख निधये नमः ।

(३) ॐ नैऋतये नमः ॐ खड्गाय नमः ।

(४) नमः जये इहाऽऽगच्छ इह तिष्ठ ॐ जयायै नमः ।

આ મંત્ર ભણી નૈઋત્યકોણમા જયાશિલા સ્થાપવી.

॥ પ્રાર્થના ॥

गर्ग गोत्र समुद्भूतां त्रिनेत्रां च चतुर्भुजाम् ।
प्रासादे स्थापयाम्यय जयां चारु विलोचनाम् ॥१४६॥

४ रिक्ता

(१) ॐ आधार शिले सुप्रतिष्ठिता भव ।

(२) ॐ मकर इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ मकरनिधिये नमः ।

(३) ॐ वरुणाय नमः ॐ पाशाय नमः ॐ रिक्ते इहागच्छ इह तिष्ठ रिक्तायै नमः ।

આ મંત્ર ભણી પશ્ચિમ દિશામાં રિકતાની પ્રતિષ્ઠા કરવી.

॥ પ્રાર્થના ॥

रिक्ते त्वं रिक्तदोषघ्ने ! ऋद्धि वृद्धि प्रदे ! शुभे !
सर्वदा सर्वदोषघ्ने ! तिष्ठाऽस्मिन् तत्र नंदिनी ॥१४७॥

५ अजिता

(१) ॐ आधारशिले सुप्रतिष्ठिता भव ।

(२) ॐ कुन्द इहाऽऽगच्छ, इह तिष्ठ ॐ कुन्द निधये नमः ।

(३) ॐ वायवे नमः ॐ अंकुशाय नमः ।

(४) अजिते इहाऽऽगच्छ इह तिष्ठ ॐ अजितायै नमः ।

આ મંત્રથી અજિતાને વાયવ્યકોણમાં સ્થાપિત કરવી.

॥ પ્રાર્થના ॥

अजितेऽसर्वदात्वं मां कामनाम जितं कुरु ।
प्रासादे तिष्ठ संहृष्टा यावच्चन्द्रार्क तारकाः ॥

६ अपराजिता

(१) ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव ।

(२) ॐ नील ! इहागच्छ, इह तिष्ठ ॐ नीलनिधये नमः ।

(३) ॐ कुवेराय नमः ॐ गदायै नमः ।

(४) ॐ अपराजिते ! इहाऽगच्छ इह तिष्ठ. ॐ अपराजितायै नमः ।

આ મંત્ર બોલી ઉત્તર દિશામાં અપરાજિતાને સ્થાપવી.

॥ પ્રાર્થના ॥

स्थिराऽपराजिते भूत्वा, कुरु मामपराजितम् ।
आयुर्दा धनदा चात्र पुत्रपौत्रप्रदा भव ॥१४८॥

७ शुक्ला

(१) ॐ आधारशिले सुप्रतिष्ठिता भव ।

(२) ॐ कच्छप इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ कच्छप निधये नमः ।

(३) ॐ ईशानाय नमः ॐ त्रिशूलाय नमः ।

(४) ॐ शुक्ले इहाऽऽगच्छा, इह तिष्ठ, ॐ शुक्लायै नमः ।

આ મંત્રથી ઈશાન કોણમાં શુકલાને પ્રતિષ્ઠિત કરવી.

॥ પ્રાર્થના ॥

शुक्ले त्वं देहि मे स्थैर्यं स्थिरा भूत्वाऽत्र सर्वदा ।
आयु कामं श्रियं चापि प्रासादेऽत्र ममाऽन्वये ॥१४९॥

८ सौभागिनी

(१) ॐ आधारशिले ! सुप्रतिष्ठता भव ।

(२) ॐ मुकुन्द इहाऽऽगच्छ, इह तिष्ठ ॐ मुकुन्दनिधयै नमः ।

(३) ॐ इन्द्राय नमः ॐ वज्राय नमः ।

(४) ॐ सौभागिनि इहाऽऽगच्छ इह तिष्ठ ॐ सौभागिन्यै नमः ।

આ મંત્રથી પૂર્વદિશામાં સૌભાગિનીને સ્થાપિત કરવી.

॥ પ્રાર્થના ॥

प्रासादेऽत्रस्थिरा भूत्वा सौभागिनि शुभंकुरु ।
धन धान्य समृद्धिं च सर्वदा कुरु नन्दिनि ॥१५०॥

९ धरणी

(१) ॐ आधारशिले सुप्रतिष्ठिता भव ।

(२) ॐ खर्व इहाऽऽगच्छ इह तिष्ठ, ॐ खर्वनिधये नमः।

(३) ॐ नागाय नमः ॐ उत्तराय नमः।

(४) ॐ धरणि इहाऽऽगच्छ, इह तिष्ठ ॐ धरण्यै नमः।

આ મંત્ર બોલી વાસ્તુના મધ્ય ભાગમાં ધરણી શિલા સ્થાપવી.

॥ પ્રાર્થના ॥

धरणि लोकधारणीं त्वामत्र स्थापयाम्यहम्।
निर्विघ्नं धारय त्वं मे प्रासादं सर्वदा शुभे ॥१५१॥

અભિષેક કરી તૈયાર રાખેલ સુવર્ણ રૌપ્ય વા તામ્રમય કૂર્મને લઇ

ॐ कूर्म इहाऽऽगच्छ, इह तिष्ठ ॐ कूर्माय नमः।

એ મંત્ર વડે કૂર્મને મધ્ય શિલા ઉપર પ્રતિષ્ટિત કરવો. કેસર, ચંદન, અક્ષત, પુષ્પથી પૂજા કરવી.

॥ પ્રાર્થના ॥

सर्व लक्षण संपन्न कूर्म भूधरणं क्षम।
चैत्यं कर्त्तु महापृष्ठे ममाज्ञां दातु मर्हसि ॥१५२॥

પ્રાર્થના કરી કૂર્મ ઉપર પુષ્પાજલિ નાખવી. ગીત-વાજિંત્ર વગડાવવા, દિક્પાલોને બલીદાન આપવું, ગૃહસ્વામીએ યથાશક્તિ યાચકોને દાન આપવુ, શિલ્પિનો સત્કાર કરવો.

## ॥ શિલાન્યાસ પછી શુભ કર્મો ॥

विन्यस्य चैव पुनरिष्टकां च गंधोदकैः संपरिपूर्यगर्तम्।
कृत्वा प्रसूनानि परीक्षयेच्च निक्षिप्य चावर्तमया क्षतानि ॥१५३॥

तदक्षिणा वर्तमतीव शस्तं वामं तु निंद्यं खलु दु:खदत्वात्।
शाल्यादिभिः क्षेत्रज मृतिकाभिस्तन्मध्यगर्ते परिपूर्य रक्षेत् ॥१५४॥

ઉક્ત વિધિથી શિલાન્યાસ કરીને તે ખાડાઓને શુદ્ધ સુગંધી જલવડે ભરી ઉપર પુષ્પો તથા અક્ષતો નાખીને આવર્તોની પરીક્ષા કરવી જો તે ખાતના જલમાં દક્ષિણાવર્ત ઉત્પન્ન થાય. એટલે પુષ્પ અક્ષતાદિ સૃષ્ટિક્રમે ફરતા દેખાય તો નિમિત્ત બહુ જ ઉત્તમ જાણવુ. જલમા એથી વિપરીત વામાવર્ત ઉત્પન્ન થાય તો નિમિત અશુભ જાણવુ, દક્ષિણાવર્ત કે વામાવર્ત કંઈ ન જાય તો નિમિત્ત મધ્યમ જાણવું. અશુભ નિમિત્ત દૃષ્ટિગોચર થાય તો શિલાન્યાસ શુભ મુહૂર્ત જોઈ ફરી કરવો.

શિલા પ્રતિષ્ઠા કર્યા પછી શિલ્પિએ પ્રત્યેક શિલા ઉપર ચાર ચાર થરો ચણી લેવા શિલા ઉપર સંપૂટ મૂકવા જેથી શિલાના અંગો દબાય નહિ તે ધ્યાન રાખવું.

## ॥ શિલા પ્રતિષ્ટા ચલાયમાન દોષ ॥

प्रतिष्ठितास्ताः प्रथमं भूतले सुस्थिताः समाः ।
न चालयेच्चालने तु स्याद् गृह भर्तु र्महद् भयम् ॥
कंपने च भयं विद्या देतामां स्थिरता पुनः ।
स्थपते र्गृह भर्तुश्च मङ्गलं परमं विदुः ॥१५५॥
प्राग्दक्षिणायाश्चलने गृहभर्तु र्महद् भयम् ।
भार्या विनाशो नैऋत्यां शून्यं भीतिर्मरुद्दिशि ॥१५६॥
गुरोश्च भयमैशान्यां मध्यचारेऽपि तद् भवेत् ।
प्रथमं स्थापितानेवं स्तंभानपि न चालयेत् ॥१५७॥
नोद्धरेत् प्रणुद्याच्च विधि स्तुल्यो यतोऽनयोः ।
विन्यासं प्रथमं तस्मात् कुर्यात्सम्य समाहितः ॥१५८॥
शिलानां स्थपति स्तद्वत् स्तंभानामपि सर्वथा ॥१५९॥

ભૂમિતલમાં પ્રથમ સ્થિર પ્રતિષ્ઠા કરેલી સમ અને સુસ્થિત શિલાઓને પાછળથી ચલિત કરવી નહિ. એમ કરવુ તે ગૃહસ્વામીને ભયકારક છે, એટલું જ નહિ પણ કંપાયમાન કરવાથી પણ ગૃહકારકને ભય ઉત્પન્ન કરે છે. એથી વિપરીત શિલાઓની સ્થિરતા શિલ્પિ તેમ ગૃહપતિને બન્નેને પરમ મંગળકારક છે અગ્નિકોણની શિલા ચલાયમાન કરવાથી ગૃહસ્વામીને ભય, નૈરૂત્ય સ્ત્રીનુ મરણ, વાયવ્ય શૂન્યતા ભય, ઈશાન અને મધ્ય સ્થિત શિલા કંપિત કરવાથી ગુરૂને ભય. એ જ પ્રકારે પ્રથમ વિધિપૂર્વક પ્રતિષ્ટિત સ્થંભો ચલિત કરવાથી અશુભ ફળ આપે છે. શિલાન્યાસ અને સ્તંભનો વિધિ સમાન છે, સૂત્રધારે પ્રથમથી જ મનને સ્થિર કરી શિલાન્યાસ અને સ્તંભ રોપ ખુણીથી કરવો જે પાછળથી ચલાયમાનની આવશ્યકતા ન રહે.

## ॥ પદ્મનાલ ॥

કૂર્મ ઉપરથી નાભિ પદ્મનાલ લેવી. જે દેવની ગાદી સુધી

सुवर्णं कृशरायुक्तं पद्मनालं ततोन्यसेत् ।
देवदेवस्य शक्त्यादि मूर्ति पर्यन्त मासनम् ॥१६०॥

સોનાની અથવા કૃશરા એટલે ખીચડીરૂપ મીકસ ધાતુની પદ્મનાલ કરવી. દેવાધિદેવ અથવા શક્તિની મૂર્તિના આસન પર્યન્ત કરવી

॥ अग्निपुराण ॥ अ-९७ ॥ १८ ॥

## ॥ योगनाल ॥

भावि देव मुखं कूर्मं सुवर्ण रौप्यनिधापयेत् ।
तत्पाद्दपदोर्मध्य समायामं प्रणालकम् ॥१६१॥

कूर्मस्योपरि संस्थाप्य कारयेत् गर्तपुरणम् ।
सशर्करैर्वालुकैश्च मृद्भिश्च दर्षदादिभिः ॥१६२॥

दृढं प्रपुरयेच्छुद्ध-र्जलैराप्लाव्य मुदगरैः ।
मुशलै र्बृहच्छिर स्कैस्तु निहत्य दढतां नयेत् ॥१६३॥

गज संचारणं तत्र बहुशः कारयेत् पुनः ।
एव दृढतरं कृत्वा समी कृत्य जलादिभिः ॥१६४॥

दिग्ज्ञान प्रक्रियादक्षः सत् कर्म समाचरेत् ॥१६५॥

ભાવિ દેવ જે દિશામા આવતા હોય તે તરફ મુખ રાખી સુવર્ણ અથવા રૂપાનો કૂર્મ સ્થાપવો અને તે ઉપર યોગ નાલની સ્થાપના કરી ગર્ત એટલે ખાડો શુદ્ધ રેતી, ખડી, માટી અને પત્થરથી પુરી પાણી નાખી મોગરો અને મૂશલોથી કૂટિ મજબુત કરવો. અનેક વાર હાથી ચલાવી વાસ્તુતલ અતિ દૃઢ કરવું, વાસ્તુ ભૂમિને દૃઢ અને સમતલ કર્યા પછી દિશા જ્ઞાનની પ્રક્રિયા જાણનાર ચતુર શિલ્પિએ વાસ્તુ ભૂમિમાં પૂર્વાદિ દિશાઓ નિશ્ચિત કરવાનુ કાર્ય શરૂ કરવું

## ॥ नालं विषे काश्यप शिल्प पटल—८ ॥

नालमेत्रं प्रकर्तव्यं सौम्यं प्रासाद मध्यगम् ।
स्थापयित्वा विशेषण अनेन विधिना तथा ॥१६६॥

नालं गन्धोदकै र्दिव्यैः स्थापयित्वा हृदा बुधः ।
शान्तिहोमं तु कुर्वीत वारुणं सुक्त मुच्चरन् ॥१६७।

स्थापकः सुप्रसन्नात्मा सुमुहूर्ते सुलग्नके ।
सर्वालंकार संयुक्तं सर्वतोय समन्वितम् ॥१६८॥

નાલને અનેક વિધિએ કરીને વિશેષે પ્રાસાદની મધ્યે સ્થાપવી નાલને સુગંધી દિવ્ય જલથી અભિષેક કરી સ્થાપવી, શાન્તિ હોમ કરવો અને વરૂણ સુક્ત બોલવો. સ્થાપકે સુપ્રસન્ન દીલથી, સારા મુહૂર્તે, શુભ લગ્ને, સર્વ અલંકાર યુક્ત અને સર્વે જલોનો સમન્વય કરી નાલનુ સ્થાપન કરવુ.

## ॥ કૂર્મશિલા સ્વરુપો વિધાન ॥

कूर्मो मध्य स्थले तु गर्भरचना वन्हे शिलायां जलं।
याम्ये मीन मुखश्च नैऋतदिशि स्थाप्यं तथा दर्दुरम् ॥१६९॥

वारुण्यां मकरश्च वायुदिशि वैग्रासश्च सोम्ये ध्वनिः।
नागं शङ्करदिक्षु पूर्व विपये कुंभः शिला वह्नितः ॥१७०॥

કૂર્મ શિલાના મધ્ય ભાગમા કૂર્મ કરવો અને અગ્નિકોણુમાં જલ તરંગ, દક્ષિણુ દિશામા માછલુ, નૈઋત્યકોણુમા દેડકો, પશ્ચિમના ભાગમાં મકર, વાયવ્યમાં ગ્રાસ. ઉત્તરમાં શંખ, ઇશાનમા સર્પ અને પૂર્વમાં કલશ કરવો આ સ્વરૂપો શિલાના અગ્નિકોણુથી અનુક્રમે સવ્ય પ્રદક્ષિણાએ કરવાના છે.

## ॥ કૂર્મ મુખ ॥

हेमजं तारजं कूर्म्मं वृप वा द्वार समन्वितः ॥१७१॥

સોનાના અથવા ચાંદીના બનાવેલા કાચબા અથવા વૃષને દ્વાર સામે મુખ રાખી સ્થાપવો.

॥ अग्निपुराण ॥

## ॥ अष्ट શિલા સ્થાપન માટે મતાંતર ॥

नंदा पूर्वा प्रदातव्या शिलाः शेपाः प्रदक्षिणा ॥१७२॥

॥ ક્ષીરાર્ણવ શિલ્પરત્નાકર ॥

નંદા શિલા પૂર્વ દિશામા સ્થાપવી અને બાકીની શેષ શિલા પ્રદક્ષિણાએ સ્થાપવી. આ પ્રમાણે મતમતાંતર છે ઉપરોકત મત અગ્નિપુરાણનો છે તેમા અગ્નિકોણુ નંદાશિલા અને અગ્નિદેવનુ આયુધ અસિ એ સ્પષ્ટ જણાવેલ છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નવ શિલાઓના સ્થાપનમાં નંદા અગ્નિ આદિ સવ્ય ક્રમમાર્ગે શિલાઓ સ્થાપવી અને દરેક શિલા સાથે દિશાના દિક્પાલના આયુધો ક્રમવાર મળે છે. માટે નિશ્ચિત નંદા આદિ શિલાનો ક્રમ અગ્નિથી પ્રદક્ષિણાએ કરવો તેમાં જરા પણુ શંકા રાખવા જેવું નથી.

કૂર્મ શિલામા પણ પૂર્વથી લહેર કરવામાં આવે છે પરા પૂર્વ રીત છે, પણ વાસ્તુરાજ બેડાયા પ્રાસાદ તિલકમાં સૂત્રધાર વીરપાળ વિરચિતમા લખેલ છે.

कूर्मो मध्य स्थले गर्भरचना वन्हे शिलयाजलं ॥१७३॥

વીરપાળે અગ્નિકોણમાં જલતરંગ કરવાનું સ્પષ્ટ બતાવેલ છે દરેક દિશાની રચના સ્પષ્ટ બતાવેલ છે, આ સિવાય બીજા શિલ્પ ગ્રંથોમાં દિશા સંબંધી ઉલ્લેખ નથી.

## ॥ કૂર્મ પ્રતિષ્ઠા મહાફળ ॥

क्रत कूर्म प्रतिष्ठायां खाते पूर्णसु संस्थिते ।
भूर्लोके लभते राज्यं सर्व जन्मसु शाश्वतम् ॥१७४॥

કૂર્મ પ્રતિષ્ઠા કરી ખાતનો નાભિનાલ પૂર્ણ રીતે ચણી લાવવાથી જન્મોજન્મ ભૂલોકમા શાશ્વત રાજ્ય પ્રાપ્ત થાય છે.

## ॥ અષ્ટશિલા પ્રતિષ્ઠા ફળ ॥

शिला प्रतिष्ठमानासु दैवतै स्त्र शुच्यते ।
स्वर्गेचाभीप्सितं स्थानं राज्यं च जन्मजन्मनि ॥१७५॥

અન્ય આઠ દિશાઓની અષ્ટ શિલાઓનું સ્થાપન થતાં દેવો વિચારમાં પડે છે અને સ્થાપન કર્તા સ્વર્ગમાં ઇચ્છિત સ્થાન મેળવે છે તથા જન્મોજન્મ રાજ્ય પ્રાપ્ત કરે છે.

## ॥ શિલા પ્લવ દિક ॥

શિલાન્યાસમા શિલા કઈ દિશા તરફ ઢળતી રાખવી તેનો સ્થપતિએ પહેલા નિશ્ચય કરવો. શિલા સ્થાપિત કર્યા પછી ચલાયમાન કરવી તે અશુભ છે. શિલાનો ઢાળ પૂર્વ અથવા ઉત્તર તરફ રાખવો શુભદાયક છે. વાસ્તુ દ્વાર પૂર્વ તરફ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો અને ઉત્તર તરફ હોય તો ઉત્તર તરફ ઢળતી રાખવી પણ પશ્ચિમ મુખ વાસ્તુ હોય તો ઉત્તર તરફ ઢાળ રાખવો અને દક્ષિણ મુખ વાસ્તુ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો. કારણ કે દક્ષિણ પશ્ચિમ તરફ ઢાળવાળી શિલા અશુભ છે.

शिलान्यास संपूर्ण ।



## પ્રશસ્તિ

इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हर विद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् शिल्पाचार्य नंदलाल चुनीलाल सोमपुरा संगृहीते शिलान्यास नाम्नो षष्ठमोध्याय: संपूर्ण



અષ્ટાપદ કદમ ગણધર પ્રાસાદ

કેસરિયાજીનગર—પાલીતાણા [ એન. સી. સોમપુરા ]



**પરિકરયુક્ત શ્રી આદીશ્વર ભ. -ચેમ્પુર.** [એન. સી. સોમપુરા]

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ ભરત પ્રિન્ટરી, પાલિતાણા.

શ્રી ચેમ્બુર જૈન દેરાસર કક્ષાસન અને દેવકુલિકા [એન. સી. સોમપુરા.]



શ્રી ચેમ્બુર જૈન દેરાસર સાઇડ દર્શન મુંબઇ. [એન. સી. સોમપુરા.]



ભરત પ્રિન્ટરી, પાલિતાણા

# सप्तमो अध्याय.

## આયતત્ત્વાધિકાર સપ્તમોઽધ્યાયઃ ।

જ્યોતિષ્ય વિદ્યાએ આ સૃષ્ટિના જીવોના જીવન વહનને સ્પર્શતિ બાબત છે. તેમ જ્યોતિષ્ય વિશારદો કહે છે. સૂર્ય આદિ ગ્રહો નક્ષત્ર વગેરે જ્યોતિષ્ય ગણોને આ સૃષ્ટિના જીવોમાં શું રસ હશે તે અણુ ઉકેલ પ્રશ્ન છે. જીવન સાથે જ્યોતિષ્ય મંડળનો સબંધ છે ગ્રહ નક્ષત્ર આદિ જ્યોતિષ્ય ગણોના સંચાલનની અસર મનુષ્ય આદિ જીવો પર પડે છે તેમ માનીએ તો ગૃહ પ્રાસાદએ જીવનનુ એક અંગ છે પૂર્વાચાર્યોએ જણાવ્યા મુજબ જીવનને સ્પર્શતી બાબત છે તેથી ગૃહો પ્રાસાદ આદિ પણ જ્યોતિષ્ય ચક્રના આધારે બનાવવા જોઇએ તેની અસર બનાવનાર સમાજ ગામ અને દેશ પર પડે છે માટે ગૃહ પ્રાસાદ આદિ વાસ્તુ શાસ્ત્રોક્ત વિધિસર ગણિત યુક્ત થાય તો વિશેષ ફલદાયી છે.

**छाया वाणुं रणुं केशाग्र लीक्षा यूका प्रोक्ता स्याद्यवंस्त्वंगुलश्च ।**
**छायादि स्योष्टघ्नमानस्यवृद्धिः प्रोक्तो हस्तौ जैन संख्या गुलश्च ॥ १ ॥**

છાયાદિકના અનુક્રમે આઠ આઠ ગણા કરવાથી માપ થાય છે. આઠ છાયા એક અણુ, આઠ અણુ એક રેણુ, આઠ રેણુ એક કેશાગ્ર, આઠ કેશાગ્ર એક લીક્ષા, આઠ લીક્ષા એક યૂકા, આઠ યૂકા એક આડા જવ, આઠ આડા જવ એક આંગળ, તેવા ચોવીશ આંગળ એક હસ્ત (જીન સંખ્યા પ્રમાણે)

### ॥ આંગળથી પ્રમાણે ॥

૧ આંગળ ૧ માત્રા ૨ આં કળા ૩ આં પર્વ. ૪ આં મુષ્ટી. ૫ આં. તલ. ૬ આં. કરપાદ (પાગજ) ૭ આં દષ્ટિ ૮ આ તૂણી ૯. આ. પ્રાદેશ. ૧૦ આ. શય-તાલ. ૧૧ આ. ગોકર્ણ. ૧૨ આં. વિસ્તતી. ૧૪ આં અનાહપદ. ૨૧ આં. રત્ની ૨૪ આં. અરત્ની એક ગજ ૪૨ આ. કિષ્કુ. ૮૪ આં પુરૂષ ૯૬ આ. ધનુષ્ય અથવા દંડ. ૧૦૦૦ ધનુષ્ય કોષ. ૨ કોષ ગવ્યુતિ ૨ ગવ્યુતિ જોજન

### ॥ હસ્તના ત્રિવિધ પ્રમાણ ॥

**ज्येष्टं चाष्टयवैः प्रोक्तं मध्यमं सप्तभिर्यवैः ।**
**स्या त्कनिष्टं षड् यवै स्तच्चतुर्विंशतिभिः करः ॥२॥**

આઠ યવનો એક આંગળ તે જેષ્ટ સાત યવનો એક આંગળ તે મધ્યમ અને છ યવનો એક આગળ તે કનિષ્ટ આ પ્રમાણે ચોવીશ આંગળનો હસ્ત.

नगर ग्राम खेटादीन् क्रोशादि योजना दिकम् ।
वनो पवन मार्गादीन् ज्येष्ट हस्तेन मापयेत् ॥३॥

નગર, ગામ, ખેટ, ( ખેડુતને રહેવાનું ગામડું ), કોશ અને યોજન, વન-ઉપવન (બાગ), માર્ગ, આદિ જ્યેષ્ટગજથી માપવા.

प्रासाद प्रतिमालिङ्ग जगती पीठ मंडपान् ।
राज्ञा निवास हर्म्याणि मध्य मानेन मापयेत् ॥४॥

દેવપ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, રાજ્યપ્રાસાદ અને ગૃહો મધ્યમ ગજથી માપવા.

शय्यासने चयानानि छत्र सिंहासना दिकम् ।
शस्त्रार्थे कूप पात्राणि कनिष्टेन च मापयेत् ॥५॥

શય્યા (પલંગ-ખાટલો), આસન યાન (મ્યાના પાલખી), છત્ર, સિંહાસન, શસ્ત્રો, કુવા આદિ જળપાત્ર કનિષ્ટ ગજથી માપવા.

उत्तमा मध्यमाधमं त्रिविधो मान निर्णयः ।
न्युनाधिके कृते हस्तो दोषं स्याच्च महाभयम् ॥६॥

ઉત્તમ મધ્ય અને કનિષ્ટ એ ત્રણ પ્રકારનું માન જાણવું. કહેલ પ્રમાણથી નાનો અથવા મોટો હસ્ત વાપરે તો દોષ અને મહાભય ઉપજે.

आयव्ययांशका ऋक्षं तारा चंद्र बलं गृहे ।
जीवितं मरणं ज्ञेयं वास्तु विज्ञान पूर्वकम् ॥७॥

આય, વ્યય, અંશક, નક્ષત્ર, તારા ચંદ્રબલ અને આયુષ્ય એ ગૃહ આદિ વાસ્તુ-કર્મમા જ્ઞાનપૂર્વક જોવું.

मान देवं गृहादि भूपमदने शास्त्रोक्त हस्तेन तत् ।
गेहे कर्मकस्य नाथ करतः स्यात्तार्ण छाद्ये गृहे ॥८॥

आयो दंड करांगुलादि मपितो स्तंडगुलैरशंत ।
क्षेत्रस्याप्यनुमानतोपि नगरे दंडे न मानं पुरे ॥९॥

દેવમંદિર અને રાજાના ઘર વિષે શાસ્ત્રમાં કહેલા હસ્ત વડે માપ કરવું અને સાધારણ લોકના ઘરનું માપ શિલ્પીના હાથે કરવું. પણ ઘાસ અને પાંદડાની છાદ્યવાળા ઘરનું માપ ઘરધણીના હસ્તથી લેવું. દંડ હસ્ત તથા આંગળથી માપ કરીને ગણત્રી પ્રમાણે આય મેળવવા પણ નગર અને પુરનું ક્ષેત્રફળ દંડથી કાઢવું.

यावद् भूरिगुणं हृदि स्फुरति तत्तावद्विचार्यं करै ।
श्वेतैर्नो तनुयादि हां गुल भुरत्न क्षिप्त्वा विहायाथवा ॥१०॥

પોતાના અંત:કરણને આનંદ આપે એવું ઘણા શુભ ગુણવાળું જ્યાં સુધી લંબાઇ ને પહોળાઈમાં હસ્તોના માપથી જ આયાદિક આવે ત્યાં સુધી હાથથી જ ગણત્રી કરવી. પરંતુ તેમ ન મળે તો લંબાઇ–પહોળાઇમાં આગળો ઉમેરી અથવા ઘટાડીને ક્ષેત્રફળ કાઢી આયાદિ મેળવવા.

पाषाणे पूर्ण गेहानि भित्तिर्मध्ये तुऐष्टिका ।
मृतिका गर्भ मात्रेण विज्ञेया नाऽत्र संशयः ॥११॥

પાષાણના ગૃહાદિને બહારથી, ઇટના (વાસ્તુ આદિને) ઓસારના મધ્યેથી અને માટીના કામને અંદરના ભાગથી ગણવું. એમાં સંશય કરવો નહિ.

काष्ट पाषाणयो र्बाह्या मिष्टकायां तदर्धकेम् ।
मृतिका गर्भ मात्रं इति प्राह पराशरः ॥१२॥

લાકડા અને પાષાણને બહારથી, ઇટને અર્ધ ઓસારે અને માટીને અંદરથી ક્ષેત્ર ગણવું તેમ પારાશરનો મત છે.

प्रासादे भित्ति संयुक्तो गृहे भित्तिस्तु बाह्यतः ।
कर्त्तव्यो मंडपे युक्तो जगत्या याम एवच ॥१३॥

પ્રાસાદને ભિતિ સહિત, ગૃહોને ભીંત વગર, મંડપ તથા જગતીને ભીતિ સહિત ગણવું.

प्रमाणं कुम्भके मूले नासिके भित्ति बाह्यतः ॥१४॥

ભીંતની બહાર ખુણે કુંભાના મુળમા પ્રમાણ જાણવું.

પ્રાસાદને મેળવવાના એકવિશ અંગો ૧ ક્ષેત્રફળ. ૨ આય. ૩ નક્ષત્ર. ૪ નક્ષત્ર-ગણ. ૫ ચંદ્ર. નક્ષત્રવૈર. ૭ વ્યય ૮ તારા. ૯ નાડી. ૧૦ રાશિ ૧૧ રાશિવૈર. ૧૨ નામાક્ષર. ૧૩ અંશક. ૧૪ લગ્ન. ૧૫ તિથિ ૧૬ વાર. ૧૭ કરણ. ૧૮ યોગ. ૧૯ વર્ગ. ૨૦ તત્ત્વ. ૨૧ આયુષ્ય.

૧. ક્ષેત્રફળ ચોરસ.–લંબાઇ ગજ અને પહોળાઇ-ગજના ગુણાકાર કરતા જે આવે તે ચોરસનું ક્ષેત્રફળ જાણવું.

૨. ગોળનુ ક્ષેત્રફળઃ–લંબાઇ પહોળાઇ તે વ્યાસ કહેવાય વ્યાસને ત્રણગણું કરવું તેમાં સાતમો ભાગ ઉમેરવો (વ્યાસનો) તે પરિઘ થયુ તેને અર્ધું કરવું અને વ્યાસને અર્ધું

કરી બન્નેનો ગુણાકાર કરવો જે આવે તે ગોળનું ક્ષેત્રફળ જાણવું. સમસ્ત પરિઘને વ્યાસના ચોથા ભાગે ગુણવાથી પણ ગોળનુ ક્ષેત્રફળ આવે.

૩. અષ્ટાશનુ ક્ષેત્રફળ.–લંબાઈ પહોળાઈનો ગુણાકાર કરવો તેમાંથી છઠ્ઠો ભાગ બાદ કરવો અને છઠ્ઠા ભાગનો અડતાલીશમો ભાગ બાદ કરવો બાકી રહે તે અષ્ટાશનું ક્ષેત્રફળ જાણવું.

૪. ષષ્ટાંશ ક્ષેત્રફળ–લંબાઈ પહોળાઇનો ગુણાકાર કરી તેમાંથી છઠ્ઠો ભાગ હિન કરવો બાકી રહે તે ષષ્ટાશનું ક્ષેત્રફળ જાણવુ.

ષોડાંષનુ ક્ષેત્રફળ–લંબાઇ પહોળાઇનો ગુણાકાર કરી તેમાથી છઠ્ઠો ભાગ તથા છટ્ઠો ભાગનો ચૌદમો ભાગ બાદ કરવો બાકી રહે તે સોળાંશનું ક્ષેત્રફળ જાણવું.

ત્રિકોણ ક્ષેત્રફળ–એક ભાગની લંબાઈ પુરા છેડા સુધી લેવી અને બીજા ભાગની લંબાઇના અર્ધ ભાગ કરી બન્નેનો ગુણાકાર કરવો. જે આવે તે ત્રિકોણનું ક્ષેત્રફળ જાણવું.

અર્ધ ચંદ્ર ક્ષેત્રફળ–લંબાઈ ને પહોળાઇનો ગુણાકાર કરવો તેમાથી ચોથો ભાગ હિન કરવો બાકી રહે તે અર્ધ ચંદ્ર ક્ષેત્રનું ક્ષેત્રફળ જાણવું.

## २–आयाधिकार

घामस्य दीर्घतोव्यास गुणए चाष्ट भाजिते ।
ध्वजादिनं शेषमायं लभ्यते नात्र संशयः ॥१५॥

ક્ષેત્રની લંબાઈ પહોળાઇને ગુણી આઠે ભાગવા જે શેષ વધે તે ધ્વજાદિ આયો જાણવા તેમા શંકા નહિ

ध्वजो धूम्र स्तथा सिंहः श्वानो वृष खरोगजः ।
ध्वांऽक्ष चैव समद्रष्टाः प्राच्या दिशु प्रदक्षिणाः ॥१६॥

૧ ધ્વજ, ૨ ધુમ્ર, ૩ સિંહ, ૪ શ્વાન ૫ વૃષ, ૬ ખર, ૭ ગજ, ૮ ધ્વાંક્ષ એ આઠ આય પૂર્વ આદિ દિશાએથી અનુક્રમે પ્રદક્ષિણા એ સામસામી દૃષ્ટિ કરીને રહેલ છે.

ध्वजः सिंहो वृषगजौ शस्यन्ते सुर वेश्मनि ।
अधमानां खरध्वांक्ष धूम्रश्वानः सुखावहा ॥१७॥

ध्वजः प्रायः कृतयुगे त्रेतायां सिंह एव च ।
द्वापरे वृष वाहुल्यं गज एव कलौ युगे ॥१८॥

દેવપ્રાસાદોમા ધ્વજ, સિંહ, વૃષ ને ગજ ઉત્તમ છે. અધમ લોકોને ત્યાં ખર, ધ્વાંક્ષ, ધૂમ્ર તથા શ્વાન સુખકારી છે. ધ્વજ આય વિશેષે સત્યયુગે ત્રેતાયુગમા સિંહ આય દ્વાપરે ઘણું કરીને વૃષ આય અને કલિયુગે ગજ આય શ્રેષ્ઠ છે.

कल्याणं कुरुते सिंहो नृपाणां च विशेषतः ।
ध्वजः प्रशस्यते विप्रे वृषो वैश्ये मुदाहृतः ॥१९॥
उत्तरोत्तर माख्याता श्चतुर्वर्ण फल प्रदाः ।
ध्वजे चैवार्थ लाभश्च धूमे संताप एव च ॥२०॥

રાજ્યપ્રાસાદોમાં સિંહાય વિશેષ કલ્યાણકારી છે. બ્રાહ્મણના ઘર વિષે ધ્વજાય વૈશ્યના ઘર વિષે વૃષાય ક્ષુદ્રના ઘર વિષે ગજાય એમ ઉત્તરોત્તર ચારે વર્ણને ફળદાયક જાણવા. ધ્વજાય અર્થ લાભ આપનાર ધૂમ્રાય સંતોષકારક છે.

## ॥ હસ્ત પ્રમાણ ॥

| યવ | અંગુલ | હસ્ત અંગુલ | હસ્ત | પ્રમાણ | ઉપયોગ |
|---|---|---|---|---|---|
| ૮ | ૧ | ૨૪ | ૧ | જેષ્ઠ | નગર, ગ્રામ, ખેટ, ક્રોશ, યોજન, વન, ઉપવન, માર્ગ આદિ જેષ્ઠ ગજે માપવા. |
| ૭ | ૧ | ૨૪ | ૧ | મધ્યમ | દેવપ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, રાજ્યપ્રાસાદ અને ગૃહો મધ્યમગજથી માપવા. |
| ૬ | ૧ | ૨૪ | ૧ | કનિષ્ઠ | શય્યા, આસન, યાન, ( મ્યાના પાલખી ) છત્ર, સિંહાસન, શસ્ત્રો, કુવા આદિ જળાશયો, કનિષ્ઠ ગજથી માપવા. |

## ॥ આયાદિ અંગ ગણિત અંગો સ્થાન ॥

| | |
|---|---|
| પાષાણ, કાષ્ટ | બહારના ખુણે આયાદિ અંગો મેળવવા. |
| પ્રાસાદ, જગતી, મંડપ, ઇટના ગૃહને | ઓસારના મધ્યે આયાદિ અંગો મેળવવા. |
| માટીના ગૃહને | અંદરના ભાગમા આયાદિ અંગો મેળવવા. |

## ॥ આયાદિ સ્થાન ॥

| | આય | દિશા | શુભ સ્થાનો |
|---|---|---|---|
| ૧ | ધ્વજ | પૂર્વ | બ્રાહ્મણના ઘરે, પ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, વેદી, કુંડ, શુચિ, ધ્વજા, છત્ર, ચામર, વાવ, કુવા, તળાવ, કુંડ આદિ જળાશયે અને ધ્વજ ધ્વજદંડ રાખવાનું સ્થાન, દેવપીઠિકા, વસ્ત્ર, અલંકાર આદિ આભૂષણો કેયુર, મુકુટ આદિ સ્થાને ધ્વજ આય આપવો શુભ છે. |

| | | | |
|---|---|---|---|
| ૨ | ધૂમ | અગ્નિ | અગ્નિ કર્મ ઉપર જીવનારને ત્યાં યજ્ઞશાળા, રસોઈઘર. હોમકુંડ અને હોમ કરવાના ઘરમા ધૂમાય દેવો. |
| ૩ | સિંહ | દક્ષિણ | સમસ્ત આયુધો રાખવાના સ્થાને, રાજ્યમહેલમાં, રાજ્ય સિંહાસને, સિંહદ્વારે સિંહાય આપવો અને ક્ષત્રીઓના ઘરે શુભ છે. |
| ૪ | શ્વાન | નૈઋત્ય | મ્લેચ્છ જાતીના ઘરે, શ્વાન ઉપર આજીવિકા કરનારને ત્યાં, ચાંડાલના ઘરે તથા અશુદ્ધ સંડાસ વિગેરે સ્થળે શ્વાનાય દેવો શુભ છે. |
| ૫ | વૃષ | પશ્ચિમ | વેપાર કરનારને ત્યાં, દુકાને તથા ઘરે, ભોજન પાત્ર તથા મંડપે, અશ્વશાળા, ગૌશાળા અને ગોવાળના ઘરે વૃષાય દેવો શુભ છે. |
| ૬ | ખર | વાયવ્ય | વણકરને ત્યાં જંત્ર આદિ સ્વર નીકળે તેવા વાજીત્રને કલાલ, ધોબી અને ગધેડા ઉપર આજીવિકા કરનારને ત્યા ખરાય શુભ છે. |
| ૭ | ગજ | ઉત્તર | હસ્તિશાલા, પાલખી. સુખપાલ, રથ, પલંગ, તંબુ, વહાણ, કોચ, રાણીવાસ, પેંડાર આદિના ઘરે ( ઢોર ચારનાર ) ક્ષુદ્રના ઘરને વિષે કીડી ગૃહમા ગજાય દેવો. |
| ૮ | ધ્વાંક્ષ | ઈશાન | સંન્યાસીઓના મઠે, યંત્રશાલાએ, જિનશાલાએ અને શિલ્પ કર્મ કરનારને ઘરે ધ્વાંક્ષાય દેવો. |

ફુટનોટ :

આય વ્યયાંશકા ઋક્ષં તારા ચન્દ્ર વલં ગૃહે ।
જીવિત મરણં જ્ઞેયં વાસ્તુ વિજ્ઞાન પૂર્વકમ્ ॥ ૧ ॥

આય, વ્યય, અંશક, નક્ષત્ર, તારા, ચંદ્રબલ, આયુષ્ય, ગૃહે વાસ્તુ વિજ્ઞાન પૂર્વક જોવા

નગરે વા પુરે ચૈવ માનં દણ્ડે વિધીયતે ।
વાસ્તુ દૃણ્ડ ઇતિ પ્રોક્તં સોઽત્ર વૈ વાસ્તુ સદ્ગ્યયા ॥૨॥

નગર તથા પુરે દંડથી ગણિત વિધિયત કરવું ચાર હસ્ત ઉપરના ગૃહાદિને હસ્તથી ગણિત કરવું.

ચતુર્હસ્તં ચ યત્ક્ષેત્ર મઙ્ગુલૈશ્ચ ફલપ્રદમ્ ।
વસ્વઙ્ગુલૈશ્ચ ક્ષેત્રં તુ પાદૈર્વા પ્રતિ શોધયેત્ ॥૩॥

ચાર હસ્તના ક્ષેત્રને અંગુલથી ગણિત ફ્લદાયક છે. અંગુલાદિ ક્ષેત્રને પા અંગુલ અથવા યવથી ગણિત શોધન કરવું.

| અંક | નક્ષત્ર | મૂલરાશિ | ગણ | ચંદ્ર | વ્યય | નક્ષત્ર વૈર | યોનિ | યોનિ વૈર | નાડી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | ૧૭ | દેવ | ઉત્તર | ૧ | ઉ. ફા. | અશ્વ | મહિષ | આદ્ય |
| ૨ | ભરણી | ૭ | મનુષ | ઉત્તર | ૨ | સ્વાતી | હસ્તી | સિંહ | મધ્ય |
| ૩ | કૃતિકા | ૨૪ | રાક્ષસ | પૂર્વ | ૩ | ૦ | અજ | કપિ મૃગ | અંત્ય |
| ૪ | રોહિણી | ૧૪ | મનુષ | પૂર્વ | ૪ | ઉ. પા. | સર્પ | નકુલ | અંત્ય |
| ૫ | મૃગશીર્ષ | ૪ | દેવ | પૂર્વ | ૫ | ૦ | સર્પ | નકુલ | મધ્ય |
| ૬ | આર્દ્રા | ૨૧ | મનુષ | પૂર્વ | ૬ | ૦ | શ્વાન | કપિ | આદ્ય |
| ૭ | પુનર્વસુ | ૧૧ | દેવ | પૂર્વ | ૭ | શ્રવણ | માર્જાર | મૂષક | આદ્ય |
| ૮ | પુષ્ય | ૧ | દેવ | પૂર્વ | ૮ | અશ્લેષા | અજ | કપિ મૃગ | મધ્ય |
| ૯ | અશ્લેખા | ૧૮ | રાક્ષસ | પૂર્વ | ૧ | પુષ્ય | માર્જાર | મૂષક | અંત્ય |
| ૧૦ | મઘા | ૮ | રાક્ષસ | દક્ષિણ | ૨ | ૦ | મૂષક | માર્જાર | અંત્ય |
| ૧૧ | પૂ. ફાલ્ગુન | ૨૫ | મનુષ | દક્ષિણ | ૩ | ૦ | મૂષક | માર્જાર | મધ્ય |
| ૧૨ | ઉ. ફાલ્ગુન | ૧૫ | મનુષ | દક્ષિણ | ૪ | અશ્વિની | ગાય | વ્યાઘ્ર | આદ્ય |
| ૧૩ | હસ્ત | ૫ | દેવ | દક્ષિણ | ૫ | ચિત્રા | મહિષ | અશ્વ | આદ્ય |
| ૧૪ | ચિત્રા | ૨૨ | રાક્ષસ | દક્ષિણ | ૬ | હસ્ત | વ્યાઘ્ર | ગૌ | મધ્ય |
| ૧૫ | સ્વાતિ | ૧૨ | દેવ | દક્ષિણ | ૭ | ભરણી | મહિષ | અશ્વ | અંત્ય |
| ૧૬ | વિશાખા | ૨ | રાક્ષસ | દક્ષિણ | ૮ | જેષ્ટા | વ્યાઘ્ર | ગૌ | અંત્ય |
| ૧૭ | અનુરાધા | ૧૯ | દેવ | પશ્ચિમ | ૧ | ૦ | મૃગ | અજ | મધ્ય |
| ૧૮ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ | વિશાખા | મૃગ | અજ | આદ્ય |
| ૧૯ | મૂળ | ૨૬ | રાક્ષસ | પશ્ચિમ | ૩ | ૦ | શ્વાન | કપિ | આદ્ય |
| ૨૦ | પૂ. ષાઢા | ૧૬ | મનુષ | પશ્ચિમ | ૪ | ૦ | કપિ | શ્વાન | મધ્ય |
| ૨૧ | ઉ. ષાઢા | ૬ | મનુષ | પશ્ચિમ | ૫ | રોહિણી | નકુલ | સર્પ | અંત્ય |
| ૨૨ | શ્રવણ | ૨૩ | દેવ | પશ્ચિમ | ૬ | પુનર્વસુ | કપિ | શ્વાન | અંત્ય |

ફુટનોટ ચાલુ

પાદૈર્વાપિ यवैर्वापि ગૃહક્ષેત્રાનુ સારતઃ ।
તૃણચ્છન્દે સ્વામિहस्तै र्हर्मादौ कर्मि हस्ततः ॥४॥

ગૃહક્ષેત્રાનુસાર પા અંગુલે અને યવે ગણિત કરવું તૃણ છંદના ગૃહને સ્વામીના હસ્તથી અને ગૃહોને કામ કરનારના હસ્તથી ગણિત કરવું.

રાજવેશ્મ પુરાદીનાં વાપી कूपादिकस्य च ।
પ્રાસાદેષુ च દેવાનાં શાસ્ત્ર हस्ते न केवलम् ॥५॥

રાજ્ય પ્રાસાદ, નગર, વાવ, કુવા, આદિ અને દેવપ્રાસાદને શાસ્ત્ર હસ્તથી કેવળ માપવું.

આયાધિકાર અપરાજિતપૃચ્છા.

| અંક | નક્ષત્ર | મૂલરાશિ | ગણ | ચંદ્ર | વ્યય | નક્ષત્ર વૈર | યોનિ | યોનિ વૈર | નાડી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૩ | ધનિષ્ઠા | ૧૩ | રાક્ષસ | પશ્ચિમ | ૭ | ૦ | સિંહ | હસ્તી | મધ્ય |
| ૨૪ | સતભિષા | ૩ | રાક્ષસ | ઉત્તર | ૮ | ૦ | અશ્વ | મહીષ | આદ્ય |
| ૨૫ | પૂ. ભાદ્રપદ | ૨૦ | મનુષ | ઉત્તર | ૧ | ૦ | સિંહ | હસ્તી | આદ્ય |
| ૨૬ | ઉ. ભાદ્રપદ | ૧૦ | મનુષ | ઉત્તર | ૨ | ૦ | ગૌ | વ્યાઘ્ર | મધ્ય |
| ૨૭ | રેવતી | ૨૭ | દેવ | ઉત્તર | ૩ | ૦ | ગજ | સિંહ | અંત્ય |

सिंहे च विपुला भोगाः कलहः श्वाने सदा भवेत् ।
धन धान्यं वृषेचैव स्त्रीमरणं तु रासभे ॥२१॥

गजे भद्राणि पश्यन्ति ध्वाङ्क्षे च मरणं ध्रुवम् ।
स्वस्व स्थाने स्थिताः सर्वे सर्वदा शुभ कारकाः ॥२२॥

સિંહાય અથાગ ભોગ આપનાર છે શ્વાનાયથી સદા ક્લેશ રહે. વૃષાય ધન ધાન્યને આપે. ખરાય આપવાથી સ્ત્રીનુ મરણ થાય. ગજાય કલ્યાણકારક છે. ધ્વાંક્ષાયથી નિશ્ચય મરણ થાય. પોતપોતાના સ્થાને આપવાથી સર્વે આયો શુભકારક છે.

प्रासाद प्रतिमा लिङ्गे जगती पीठ मंडपे ।
वेदि कुण्ड शुचिचैव पताका छत्र चामरे ॥२३॥

वापी कूप तडागानां कुण्डानां च जलाशये ।
ध्वजोच्छ्रयस्य संस्थाने ध्वजं तत्र निवेशयेत् ॥२४॥

आसने देव पीठेषु वस्त्रालङ्कार भूषणे ।
केयुर मुकुटाद्ये च निवेशयेच्च ध्वजंशुभः ॥२५॥

પ્રાસાદ પ્રતિમા લિંગે તેમજ જગતી પીઠ મંડપ વેદી કુંડ શુચિ ધ્વજા, છત્ર, ચામર. વાવ, કુવા, તળાવ, કુંડ આદિ જળાશયે ધ્વજદંડ (ધ્વજ રાખવાનું સ્થાન) તે સ્થાને ધ્વજામય દેવો બેસવાના આસને દેવપીઠિકા વસ્ત્ર અલંકાર આદિ આભૂષણે કેયુર મુકુટ આદિને ધ્વજામય દેવો શુભ છે.

अग्नि कर्मसु सर्वेषु होम शाला महानसे ।
धूमोऽग्नि कुण्ड सस्थाने होम कर्म गृहेऽपिवा ॥२६॥

અગ્નિ કર્મ ઉપર જીવનારને ત્યાં હોમશાળા, રસોઇ ઘર, હોમ કુંડ તથા હોમ કરવાના ઘરમા ધૂમ્રાય દેવો.

आयुधानां समस्तानां नृपाणां भवनेषुच ।
नृपासने सिंहद्वारे सिंह तत्र निवेशयेत् ॥२७॥

સમસ્ત આયુધો રાખવાના સ્થાને, રાજાના મહેલે, રાજ્ય સિંહાસને, સિંહ દ્વારે સિંહાય આપવો

श्वानश्च म्लेच्छजातौ च गेहे श्वानोप जीविताम् ।
तथा चाऽशुद्ध संस्थाने प्रशस्त श्वानको मतः ॥२८॥

શ્વાનાય મ્લેચ્છ જાતીના ઘરે, શ્વાન ઉપર આજીવિકા કરનારને ત્યાં, ચાંડાલ તથા અશુદ્ધ (સંડાસ વિગેરે સ્થળે) એટલા સ્થળે શ્વાનાય દેવો શ્રેષ્ટ છે.

वणिक्कर्मसु सर्वेषु भोज्य पात्रेषु मण्डपे ।
वृषस्तुरङ्ग शालायां गोशालायां च गोकुले ॥२९॥

વેપાર કરનારની દુકાને તથા ઘરે, ભોજનપાત્ર તથા મંડપે, અશ્વશાળા, ગૌશાળા અને ગોવાળના ઘરને વિષે વૃષાય દેવો.

तत विततादि स्वरे वादित्रे विविधे तथा ।
कुलाल रजकादीनां खरो गर्दभ जीविनाम् ॥३०॥

વણકરોને ત્યાં, જંત્ર આદિ સ્વર નીકળે તેવા વાજીંત્રને, કલાલ ધોબી અને ગધેડા ઉપર આજીવિકા કરનારના ઘરને વિષે ખરાય દેવો.

गजश्च गजशालायां यान झम्पानयोरथे ।
शय्यायां शिबिकायां च गजमुद्रा चतुष्कतः ॥३१॥

अन्तःपुरे गृहे प्रोक्तः पिण्डं वास्यादिकोद्भवः ।
अन्यो पस्कर कादौ च मदना गारके गजः ॥३२॥

હસ્તિશાળા, પાલખી, સુખપાલ, રથ, પલગ, તણુ, વહાણુ, કોચ, રાણીવાસ, પેંડાર (ઢોર ચારનાર) આદિના ઘરે શુદ્રના ઘરને વિષે અને ક્રીડા ગૃહમા ગજાય દેવો.

मठेषु यंत्रशालाषु जिन शालादि के षुच ।
ध्वाङ्क्ष कल्याण कृच्चैवं शिल्पकर्मोप जीविनाम् ॥३३॥

સંન્યાસીઓના મઠે, યત્રશાલાએ, જિનશાળાએ અને શિલ્પ કર્મ કરનાર શિલ્પીઓના ઘરોમા ધ્વાક્ષાય કલ્યાણ કારી છે

स्वके स्वके वैस्थाने च सर्वे कल्याण कारकाः ।
मित्र स्नेहानुगा श्चैव ते सर्वे कल्याण कारकाः ॥३४॥

આઠે આયો પોતપોતાના અનુકૂળ સ્થાને કલ્યાણ કારી છે એક બીજાની પરસ્પર સ્નેહ અને મૈત્રી જોઈ આપવાથી સર્વ પ્રકારે હિત અને કામના ઓને સફળ કરનાર છે.

वृष स्थाने गजंदद्यात् सिंहं वृषभ हस्तिनोः ।
ध्वजः सर्वेषुदातव्यो वृषो नाऽन्यत्र दीयते ॥३५॥

વૃષાયના સ્થાને ગજાય દેવો પણ વૃષાય તથા ગજાય સિંહાય સાથે ન દેવો ધ્વજાય સર્વ સાથે દેવો પણ વૃષાય બીજે ન દેવો.

पूर्वे च ध्वजंदद्यात् धूम्रं चैवाग्नि संस्थिता ।
याम्यायां च तथा सिंहं नैऋत्ये श्वान मेवच ॥३६॥
पश्चिमायां वृषदद्यात् वायव्ये खर मुच्यते ।
उत्तरे च गजं दद्यात् इशाने ध्वांक्ष मेव च ॥३७॥

ધ્વજાય પૂર્વ દિશામાં, ધૂમ્રાય અગ્નિકોણમાં, સિંહાય દક્ષિણ દિશામાં, શ્વાનાય નૈરૂત્ય કોણમાં, વૃષાય પશ્ચિમ દિશામાં, ખરાય વાયવ્ય કોણમાં, ગજાય ઉત્તર દિશામાં, ધ્વાક્ષાય ઈશાન કોણમાં આ રીતે આઠે દિશામાં આઠ આયો રહેલા છે તે દિશાના તે અધિપતિ છે.

सर्वे तु सिंहग्रीवाश्च प्रबलाश्च महोत्कटाः ।
महा गुणेश्वराः प्रोक्ताः अष्ट दिक् क्षेत्रपालकाः ॥३८॥
वास्तु कर्मसु सर्वेषु चाष्टावायादि संपदः ।
पूजिताः प्रति पूज्यंते निर्विघ्नं च पदे स्थिताः ॥३९॥

સર્વે આયોનું સિંહ જેવું ગળું છે ઘણા પ્રબળ તેજસ્વી અને મોટા ગુણવાન છે આઠે દિશામા ક્ષેત્રપાલ તરીકે રહેલ છે સર્વ પ્રકારના વાસ્તુ કર્મોમા આ આઠ આયોનું પૂજન કરવાથી. પોતાના સ્થાનમા રહી નિર્વિઘ્ન કામની સમાપ્તિ કરાવી મનોરથો સફળ કરે છે.

### ३—नक्षत्राधिकार

आयानां यत्तु क्षेत्रं च गुणितव्यं प्रतिष्टयेत् ।
तत्क्षेत्रस्य फलं साध्यं गुणित दैर्घ्यं विस्तरैः ॥४०॥
फले चाष्ट गुणे तस्मिन् सप्तविंशति भाजिते ।
यच्छेषं लभ्यते तत्र नक्षत्रं तद् गृहस्य च ॥४१॥

લંબાઈ અને પહોળાઇને ગુણવાથી ક્ષેત્રફળ સિદ્ધ થાય, તેને આઠે ગુણી સત્તાવીશે ભાગવાથી જે શેષ રહેતે ગૃહનું નક્ષત્ર જાણવુ.

## બીજી રીત

आयामं क्षेत्र संभूतं विस्तारं गुणयेदथ ।
सप्त विंशैर्हरे द्भागं शेषं स्यात्फलं निश्चयः ॥४२॥

ક્ષેત્રની લંબાઈ અને પહોળાઇને ગુણી સત્તાવીશે ભાગવા શેષ રહે તે ફળ નક્કી જાણવું. જે ફળ આવ્યું તે નક્ષત્રની મૂળ રાશી જાણવી.

| મુળરાશિ. | ૧૭ | ૭ | ૨૪ | ૧૪ | ૪ | ૨૧ |
|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ૧ અશ્વિની. | ૨ ભરણી. | ૩ કૃત્તિકા | ૪ રોહિણી. | ૫ મૃગશીર્ષ | ૬ આર્દ્રા |

| મુળરાશિ. | ૧૧ | ૧ | ૧૮ | ૮ | ૨૫ |
|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ૭ પુનર્વસુ | ૮ પૂષ્ય | ૯ અશ્લેખા. | ૧૦ મઘા. | ૧૧ પૂર્વા ફાલ્ગુન. |

| મૂળરાશી. | ૧૫ | ૫ | ૨૨ | ૧૨ | ૨ |
|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ૧૨ ઉત્તરા ફાલ્ગુન. | ૧૩ હસ્ત. | ૧૪ ચિત્રા. | ૧૫ સ્વાતિ. | ૧૬ વિશાખા. |

| મૂળરાશી. | ૧૯ | ૯ | ૨૬ | ૧૬. | ૬ |
|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ૧૭ અનુરાધા. | ૧૮ જ્યેષ્ઠા | ૧૯ મૂળ | ૨૦ પૂર્વાષાઢા. | ૨૧ ઉત્તરા ષાઢા. |

| મૂળરાશી. | ૨૩ | ૧૩ | ૩ | ૨૦ |
|---|---|---|---|---|
| નક્ષત્ર. | ૨૨ શ્રવણ. | ૨૩. ધનેષ્ઠા. | ૨૪ સતતારા. | ૨૫ પૂર્વા ભાદ્રપદ. |

| મૂળરાશી. | ૧૦ | ૨૭ |
|---|---|---|
| નક્ષત્ર | ૨૬ ઉત્તરા ભાદ્રપદ. | ૨૭ રેવતિ |

ઉપર આવેલ શેષ તે મૂળરાશિ આવી. મૂળરાશિ સત્તાવીશ નક્ષત્રમાંથી દશ હીન કરવાથી ૧૭ અશ્વિની તેમ દરેક આંકમાથી દશ દશ હીન કરતા જવુ અને શેષ ઓછી રહે તો સત્તાવીશ ભેળવવાં પછી દસ બાદ કરવા એ રીતે મૂળરાશિ ઉત્પત્તિ થાય

फले चाष्ट गुणे तस्मिन् सप्तविंशति भाजिते ।
यच्छेषं लभ्यते तत्र नक्षत्रं तद् गृहेषु च ॥४३॥

મૂળરાશિને આઠે ગુણી સત્તાવીશે ભાગતા જે શેષ આવે તે ગૃહ આદિનું નક્ષત્ર જાણવું.

### ૪–नक्षत्र गणाधिकार

देवनृ राक्षसानां च नक्षत्राणां त्रिधा गणः ।
यम्ययस्याऽनुगा मैत्री वैरं स्याच्च परस्परम् ॥४४॥

દેવ, મનુષ્ય અને રાક્ષસ એ નક્ષત્રના ત્રણ પ્રકારના ગણ છે. પ્રયત્ને કરીને મરણ, અનુરાગ, મૈત્રી, વૈર, પરસ્પર જોવા.



કેસરીયાજી પૃષ્ઠ દર્શન પાલિતાણા

[ એન. સી. સોમપુરા ]

स्वगुणे परमा प्रीति मर्ध्यमा दैव मानुषे ।
मर्त्य राक्षस यो मृत्युः कलहो देव राक्षसोः ॥४५॥

એકજ ગણુ હોય તો પરમ પ્રીતિ, મનુષ્ય અને દેવગણુ હોય તો મધ્યમ, મનુષ્ય અને રાક્ષસગણુ હોય તો મૃત્યુ, દેવ અને રાક્ષસ ગણુ હોય તો ક્લેશ રહે.

नव देव गणाः प्रोक्ता मानुषा नव कीर्तिताः ।
नव रक्षो गणाश्चैव नक्षत्राणां त्रिधा गणः ॥४६॥

નવ નક્ષત્ર દેવગણુ જાણુવા, નવ મનુષ્યગણુ, નવ રાક્ષસ ગણુ એ પ્રમાણે નક્ષત્રના ત્રણુ ગણુ જાણુવા.

कृतका मघा विशाखा अश्लेखा शततारका ।
चित्रा युक्ता धनेष्ठा च ज्येष्ठा मूलं च राक्षसाः ॥४७॥

૧ કૃતિકા. ૨ મઘા. ૩ વિશાખા. ૪ અશ્લેખા ૫ શતતારા. ૬ ચિત્રા. ૭ ધનેષ્ઠા. ૮ જેષ્ઠા. ૯. મૂલ. એ નવ રાક્ષસ ગણુ જાણુવા.

मृगोऽश्विनी रेवती च हस्त स्वातिः पुनर्वसु ।
पुष्यानुराधा श्रवण एते देवगण स्मृतः ।४८॥

૧ મૃગશિર્ષ. ૨. અશ્વિની. ૩ રેવતી. ૪. હસ્ત. ૫ સ્વાતિ ૬ પુનર્વસુ ૭ પુષ્ય. ૮ અનુરાધા. ૯ શ્રવણુ એ નવ દેવગણુ જાણુવા.

॥ નક્ષત્ર ગણુ ॥

દેવ. મૃગશિર્ષ, અશ્વિની, રેવતી, હસ્ત, સ્વાતી, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, શ્રવણુ

મનુષ: ભરણી, પૂર્વા ષાઢા, પૂર્વા ફાલ્ગુની, પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ષાઢા, ઉત્તરા ફાલ્ગુની, ઉ. ભાદ્રપદ, આર્દ્રા, રોહિણી.

રાક્ષસ —કૃત્તિકા, મૂળ, અશ્લેખા, મઘા, ચિત્રા, વિશાખા, ઘનિષ્ઠા, સતભિષા, જેષ્ઠા.

॥ ચંદ્રાધિકાર દિક્ ॥

પૂર્વ: ૧ કૃત્તિકા, ૨ રોહિણી, ૩ મૃગશિર્ષ, ૪ આર્દ્રા, ૫ પુનર્વસુ, ૬ પુષ્ય, ૭ અશ્લેખા.

દક્ષિણુ ૧ મઘા, ૨ પૂર્વા. ફા. ૩ ઉત્તરા ફા. ૪ હસ્ત, ૫ ચિત્રા, ૬ સ્વાતી, ૭ વિશાખા.

પશ્ચિમ:-૧ અનુરાધા, ૨ જેષ્ઠા, ૩ મૂળ, ૪ પૂર્વાષાઢા, ૫ ઉત્તરાષાઢા, ૬ શ્રવણુ, ૭ ઘનિષ્ઠા.

ઉત્તર:— ૧ શતભિષા, ૨ પૂર્વા ભાદ્રપદ, ૩ ઉત્તરા ભાદ્રપદ, ૪ રેવતી, ૫ અશ્વિની, ૬ ભરણી.

## ॥ નક્ષત્ર વૈર ॥

| નક્ષત્ર | વૈર | નક્ષત્ર | વૈર | નક્ષત્ર | વૈર |
|---|---|---|---|---|---|
| અશ્વિની | ઉ. ફાલ્ગુન | મઘા | ૦ | મૂળ | ૦ |
| ભરણી | સ્વાતી | પૂ. ફાલ્ગુન | ૦ | પૂ. ષાઢા | ૦ |
| કૃત્તિકા | ૦ | ઉ. ફાલ્ગુન | અશ્વિની | ઉ. ષાઢા | રોહિણી |
| રોહિણી | ઉ ષાઢા | હસ્ત | ચિત્રા | શ્રવણ | પુનર્વસુ |
| મૃગશિર્ષ | ૦ | ચિત્રા | હસ્ત | ધનિષ્ઠા | ૦ |
| આર્દ્રા | ૦ | સ્વાતી | ભરણી | સતભિષા | ૦ |
| પુનર્વસુ | શ્રવણ | વિશાખા | જેષ્ઠા | પૂ ભાદ્રપદ | ૦ |
| પુષ્ય | અશ્લેષા | અનુરાધા | ૦ | ઉ. ભાદ્રપદ | ૦ |
| અશ્લેષા | પુષ્ય | જેષ્ઠા | વિશાખા | રેવતી | ૦ |

| અંક | નક્ષત્ર | અંક | વ્યય | અંક | નક્ષત્ર | અંક | વ્યય | અંક | નક્ષત્ર | અંક | વ્યય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | ૧ | શાન્તા | ૧૦ | મઘા | ૨ | પ્રૌર | ૧૯ | મૂળ | ૩ | પ્રદ્યોત |
| ૨ | ભરણી | ૨ | પ્રૌર | ૧૧ | પૂ. ફા. | ૩ | પ્રદ્યોત | ૨૦ | પૂ. ષાઢા | ૪ | શ્રિયાનંદ |
| ૩ | કૃતકા | ૩ | પ્રદ્યોત | ૧૨ | ઉ. ફા. | ૪ | શ્રિયાનંદ | ૨૧ | ઉ. ષાઢા | ૫ | મનોહર |
| ૪ | રોહિણી | ૪ | શ્રિયાનંદ | ૧૩ | હસ્ત | ૫ | મનોહર | ૨૨ | શ્રવણ | ૬ | શ્રીવત્સ |
| ૫ | મૃગશિર્ષ | ૫ | મનોહર | ૧૪ | ચિત્રા | ૬ | શ્રીવત્સ | ૨૩ | ધનિષ્ટા | ૭ | વિભવ |
| ૬ | આર્દ્રા | ૬ | શ્રીવત્સ | ૧૫ | સ્વાતી | ૭ | વિભવ | ૨૪ | શતભિષા | ૮ | ચિન્તાત્મક |
| ૭ | પુનર્વસુ | ૭ | વિભવ | ૧૬ | વિશાખા | ૮ | ચિન્તાત્મક | ૨૫ | પૂ. ભા. | ૧ | શાન્તા |
| ૮ | પુષ્ય | ૮ | ચિતાત્મક | ૧૭ | અનુરાધા | ૧ | શાન્તા | ૨૬ | ઉ. ભા. | ૨ | પ્રૌર |
| ૯ | અશ્લેખા | ૧ | શાન્તા | ૧૮ | જેષ્ઠા | ૨ | પ્રૌર | ૨૭ | રેવતી | ૩ | પ્રદ્યોત |

तिस्रः पूर्वाश्च भरणी आर्द्रा चैव रोहिणी तथा ।
उत्तरात्रय सम्युक्तः कीर्तितो मानुषो गणः ॥४९॥

ત્રણ પૂર્વા–૧ પૂર્વા ફાલ્ગુન. ૨. પૂર્વા ષાઢા. ૩ પૂર્વા ભાદ્રપદ. ૪ ભરણી ૫ આર્દ્રા. ૬ રોહિણી. ત્રણ ઉત્તરા–૭ ઉત્તરા ફાલ્ગુન. ૮ ઉત્તરા ષાઢા. ૯ ઉત્તરા ભાદ્રપદ એ નવ મનુષ્ય ગણ જાણવા.

૫–चंद्राधिकार

कृत्तिकादि सप्त सप्त पूर्वाद्याश्च प्रदक्षिणाः ।
सप्त विंशति युक्तानां तत्र चंद्रमुनि हरेत् ॥५०॥



શ્રી સિદ્ધાચલ શણગાર તલ દર્શન ઘેટીપાગ—પાલીતાણા

એન. સી. સોમપુરા

કૃતિકાથી સાત સાત નક્ષત્ર પૂર્વથી પ્રદક્ષિણાએ જાણવા. ઉત્તરે પહેલા બે અને છેલ્લા ચાર મળી છ જાણવા, જે દિશાએ નક્ષત્ર આવે તે ચંદ્ર જાણવો.

પૂર્વ–૧ કૃતિકા, ૨ રોહિણી, ૩ મૃગશિર્ષ, ૪ આર્દ્રા, ૫ પુનર્વસુ, ૬ પૂષ્ય, ૭ અશ્લેખા.

દક્ષિણ–૧ મઘા, ૨ પૂર્વા ફાલ્ગુન, ૩ ઉત્તરા ફાલ્ગુન, ૪ હસ્ત, ૫ ચિત્રા, ૬ સ્વાતિ, ૭ વિશાખા

પશ્ચિમ ૧ અનુરાધા, ૨ જેષ્ઠા, ૩ મૂળ, ૪ પૂર્વાષાઢા, ૫ ઉત્તરાષાઢા, ૬ શ્રવણ, ૭ ધનિષ્ઠા.

ઉત્તર–૧ શતતારા, ૨ પૂર્વ ભાદ્રપદ, ૩ ઉત્તરા ભાદ્રપદ, ૪ રેવતિ, ૫ પઅશ્વિની, ૬ ભરણી.

આ પ્રમાણે પૂર્વ આદિ ક્રમથી નક્ષત્રની દિશા જાણવી. તે જ ચંદ્ર જાણવો.

> गृहाग्रे च यदाचंद्रो क्षयं वेश्म करोतिहि ।
> राट् चौराग्नि भयं घोरं चंद्रे वै पृष्ट भागते ॥५१॥

> धन धान्य क्षमारोग्यं कुरुतो दक्षिण स्थिते ।
> श्री स्त्री पुत्रा उत्तमाश्च चंद्रे वै उत्तरे स्थिता ॥५२॥

ગૃહની સન્મુખ ચદ્ર આપવાથી ઘરધણીનો નાશ થાય, પાછળ ચંદ્ર આપવાથી બ્રહ્મરાક્ષસ, ચોર, અગ્નિ સર્પનો ભય ઉત્પન્ન થાય, જમણા અંગે ચંદ્ર આપવાથી ધન ધાન્ય, ભૂમિ વિગેરે મળે અને આરોગ્ય રહે અને ડાબા અંગે ચદ્ર આપવાથી લક્ષ્મી, સ્ત્રી, પુત્રાદિકનો ઉત્તમ લાભ થાય.

> प्रासादे राज्य वेश्मषु चंद्रोदद्यात् अग्रतः ।
> अन्येषां च न दातव्य श्रीमदादि गृहेषु च ॥५३॥

દેવ, પ્રાસાદો તથા રાજ્ય મહેલમા ચંદ્ર સન્મુખ દેવો. પરંતુ બીજા કોઇ શ્રીમતને પણ આગળ ચંદ્ર આપવો નહિ.

६–नक्षत्र वैराधिकार

> वैरं चोत्तर फाल्गुनीश्चियुगले स्वातिभरण्यो र्द्वयोः ।
> रोहिण्युत्तरषाढयोः श्चुति पुनर्वस्वोर्विरोध स्तथा ॥५४॥

> चित्रा हस्त मयोश्च पुण्यफणिनो र्ज्येष्ठा विशाखद्वयोः ।
> प्रासादे भवनाऽऽसने च शयने नक्षत्र वैरं त्यजेत् ॥५५॥

ઉત્તરા ફાલ્ગુન અને અશ્વિની, સ્વાતિ અને ભરણી, રોહિણી અને ઉત્તરાષાઢા, શ્રવણ અને પુનર્વસુ, ચિત્રા અને હસ્ત, પુષ્ય અને અશ્લેખા, જેષ્ઠા અને વિશાખા એ નક્ષત્રોને પરસ્પર શત્રુતા છે. માટે પ્રાસાદ, ગૃહ, આસન, શય્યા વિગેરેમા નક્ષત્ર વૈર તજવું.

૭–વ્યયાધિકાર

नक्षत्रे वसुभिर्भक्ते यच्छेषं व्ययमादिशेत् ।
अष्टौ व्ययास्तथा प्रोक्ता आयेष्वष्टसुयोजिता ॥५६॥

आयाश्च कथिता पूर्वं व्ययानां लक्षणं शृणु ।
एकैका यस्य संस्थाने व्ययाश्च त्रिविधाः स्मृताः ॥५७॥

જે નક્ષત્રનો અંક આવ્યો હોય તેને આઠે ભાગતા જે શેષ વધે તે વ્યય જાણવો. આઠ આયની સાથે આઠ વ્યય યોજના પૂર્વક આપવા. આયો પહેલા કહેલ છે. હવે વ્યયના લક્ષણ સાંભળો એકેક આય સાથે વ્યય ત્રણ પ્રકારે આવી શકે.

समो व्ययः पिशाचश्च राक्षसस्तु व्ययोऽधिकः ।
व्ययो न्यूनो यक्षश्चैव धन धान्य करः स्मृतः ॥५८॥

આય અને વ્યય સરખા આવે તો પિશાચ, વ્યયનો આક અધિક આવે તો રાક્ષસ, વ્યય ઓછો આવે તો યક્ષ ધન ધાન્ય ને આપનાર જાણવો.

ध्वजादिष्वष्टस्वायेषु अष्टौ शान्तादिकव्ययाः ।
प्रत्येकव्यय संस्थाने आयो न्युनेतरः स्मृतः ॥५९॥

शान्तः पौरः प्रद्योतश्च श्रियानंदो मनोहरः ।
श्रीवत्सो विभवश्चैव चिन्तात्म च व्ययाःस्मृताः ॥६०॥

ધ્વજાદિ આઠ આયો અને આઠ શાન્તાદિ વ્યય પ્રત્યેક વ્યય આયના સ્થાને ઓછા આપવા. ૧ શાન્તા, ૨ પૌર, ૩ પ્રદ્યોત, ૪ શ્રિયાનંદ, ૫ મનોહર, ૬ શ્રીવત્સ, ૭ વિભવ, ૮ ચિંતાત્મક એ આઠ વ્યય જાણવા.

स्मृतो ध्वजे शुभः शान्तः नित्यं कल्याण कारकः ।
भोज्यं पूजाफलं शान्ति नृत्यं गीत सुरालये ॥६१॥

ધ્વજાયની સાથે શાન્ત વ્યય શ્રેષ્ટ ને કલ્યાણકારી છે. દેવપ્રાસાદમાં આપવાથી ભોગ બલી, પૂજા, ફળ, શાન્તિ, ગીત અને નૃત્યને આનંદ આપે.

धूम्रस्थाने यदा शान्तो हेमरत्नादि सम्भवः ।
अग्न्युपजीवकानां च धातु द्रव्य फल प्रदः ॥६२॥

ધૂમ્રાય સાથે જ્યારે શાન્ત વ્યય આપવામાં આવે તો સોનું રત્ન આદિ મળે. અગ્નિ કર્મ પર જીવનારને ધાતુ દ્રવ્ય આદિનો લાભ થાય.

सिंह स्थाने च पौरश्चेत् सिंह वच्च पराक्रमैः।
निहन्ति रिपु सैन्यानि ह्यात्म स्थाने महोत्सवाः ॥६३॥

સિંહાય સાથે પૌર વ્યય આપવાથી સિંહના જેવો પરાક્રમી થાય અને દુશ્મનના સૈન્યનો નાશ કરી પોતાના સ્થાને મહોત્સવ થાય.

प्रद्योतः श्वान संस्थाने नित्यं भोग सुखा वहः ।
शय्यासु वेश्मनि तथा नेक भोगादि कामदः ॥६४॥

શ્વાનાય સાથે પ્રદ્યોત વ્યય આપે તો નિત્ય ભોગ આદિ સુખ મળે. ઘર, શય્યા તથા અનેક કામાદિ ભોગ મળે.

श्रियानंदो वृषस्थाने नित्यं श्री सुख शान्तिदम् ।
व्यवहारो पस्करं च गुरु देवार्चने रतिम् ॥६५॥

વૃષાયના સ્થાને શ્રિયાનંદ વ્યય આપે તો હંમેશા સુખ, શાન્તિ અને લક્ષ્મી મળે. વ્યવહારમા કુશળ થાય અને ગુરૂ તથા દેવ અર્ચનનો અતિ લાભ મળે.

मनोहरः खरे युक्तः सर्व मनोरथ प्रदः ।
समस्त भोग युक्ताना तीर्थ यात्रा प्रकाशकः ॥६६॥

ખરાય સાથે મનોહર વ્યય આપે તો સર્વ મનોરથ સિદ્ધ થાય અને સર્વ જાતના ભોગ મળે ને પ્રસિદ્ધ તિર્થ યાત્રા થાય.

श्री वत्सो गज संस्थाने स्त्रीणां क्रीडात्मनः स्मृताः ।
शृंगार भोग युक्तानां वल पुष्टि प्रदायकः ॥६७॥

ગજાય સાથે શ્રીવત્સ વ્યય આપે તો સ્ત્રી આદિના ભોગો મળે શૃગાર ભોગ યુક્ત મળે બલ અને પુષ્ટિની વૃદ્ધિ થાય.

विभवो ध्वाङ्क्ष संस्थाने शिल्पिनां हित कामदः ।
सूत्र शास्त्रार्थ सम्पन्ना भोग शृङ्गार निश्चलाः ॥६८॥

ધ્વાંક્ષાય સાથે વિભવ વ્યય આપે તો શિલ્પિને હિતકર્તા છે, સુત્ર તથા શાસ્ત્રમા નિપૂણ થાય, શૃંગાર અને ભોગ નાશ ન થાય તેવા મળે.

सर्वेषु शान्त आयेषु प्रसस्तः सर्व कामदः ।
षट्सु सिंहादिषु शुभः पौरो धूम्र ध्वजौविना ॥६१॥

બધા આયોની સાથે શાન્ત વ્યય શ્રેષ્ઠ અને સર્વ કામને આપવાવાળો છે, ધ્વજાય અને ધૂમ્રાય સિવાય સિંહાયથી છએ આયોને પોર વ્યય શુભ છે.

## ॥ વ્યયાધિકાર શુભ સ્થાનો ॥

| અંક | આય | વ્યય | ફલ |
|---|---|---|---|
| ૧ | ધ્વજાય | શાન્ત | શ્રેષ્ઠ કલ્યાણકારી દેવપ્રાસાદમાં આપવાથી ભોગ બલી, પૂજા, ફલ, શાાત, ગીત અને નૃત્યનો આનંદ આપે. |
| ૨ | ધૂમ્રાય | શાન્ત | સોનું, રત્ન અને અગ્નિ કર્મ પર જીવનારને ધાતુ દ્રવ્ય મળે. |
| ૩ | સિહાય | પૌર | સિહના જેવા પરાક્રમી થાય દુશ્મનના સૈન્યનો નાશ કરી પોતાના સ્થાને મહોત્સવ થાય. |
| ૪ | શ્વાનાય | પ્રદ્યોત | નિત્ય ભોગ આદિ સુખ મળે. ગૃહ લાભ કામાદિ ભોગ મળે. |
| ૫ | વૃષાય | શ્રિયાનંદ | હંમેશા સુખ, શાન્તિ, લક્ષ્મી, વ્યવહાર કુશળતા અને ગુરૂ તથા દેવ અર્ચનનો અતિ લાભ મળે. |
| ૬ | ખરાય | મનોહર | મનોરથ સિદ્ધ થાય અને સર્વ જાતના ભોગ મળે. પ્રસિદ્ધ તીર્થયાત્રા થાય. |
| ૭ | ગજાય | શ્રીવત્સ | સ્ત્રી આદિના ભોગ શૃગાર, ભોગયુક્ત, બલ અને પુષ્ટિની વૃદ્ધિ થાય. |
| ૮ | ધ્વાંક્ષાય | વિભવ | શિલ્પિને હિતકર્તા સૂત્ર તથા શાસ્ત્રમાં નિપુણ થાય. શ્રૃગાર ભોગ નાશ ન થાય તેવા મળે. |

## ॥ તારાધિકાર ॥

| અંક | તારા | ફલ |
|---|---|---|
| ૧ | શાન્તા | હંમેશા શાન્તિ આપનાર. |
| ૨ | મનોહરા | મનને ઉલ્લાસ આપનાર. |
| ૩ | ક્રૂરા | ચોર અગ્નિ આદિ ભય કરનાર. |



કેસરીયાજી યક્ષ દર્શન પાલિતાણા.

[ એન. સી. સોમપુરા ]

| અંક | તારા | ફલ |
|---|---|---|
| ૪ | વિજયા | જય અને કલ્યાણકારી. |
| ૫ | કલોદ્દભવા | કલહ કરનાર. |
| ૬ | પદ્મિની | સુખ આપવાવાળી, મોટા તીર્થોનુ ફલ આપનાર. |
| ૭ | રાક્ષસી | ભયંકર રાત્રીમાં ભય ઉત્પન્ન કરનાર. |
| ૮ | વીરા | સૌમ્ય ભોગ આપનાર. |
| ૯ | આનંદા | આનંદકારી. |

## ।। નક્ષત્ર નાડી–અધિકાર ।।

આદ્યઃ—અશ્વિની આર્દ્રા પુનર્વસુ ઉ. ફા. હસ્ત જેષ્ઠા મૂલ શતભિષા પૂ. ભા.
મધ્યઃ ભરણી મૃગશિર્ષ પુષ્ય પૂ. ફા. ચિત્રા અનુરાધા પૂ. ષાઢા ઘનિષ્ઠા ઉ. ભા.
અન્ત્ય. કૃત્તિકા રોહિણી અશ્લેખાં મઘા સ્વાતી વિશાખા ઉ. ષાઢા શ્રવણ રેવતી

ध्वजे धूम्रे तथा सिंहे प्रद्योतादीन् विवर्जयेत् ।
शेषाणां सुप्रदस्ताश्च तथा स्थानेषु पञ्चसु ।।७०।।

ધ્વજ ધૂમ્ર તથા સિંહાયને તજીને બાકીના પાંચ આયોના સ્થાને પ્રદ્યોત્ત વ્યય આપવો વિશેષ શ્રેષ્ઠ છે

खरे वृषे श्रियानंदो गजे ध्वाङ्क्षे यशोमनः ।
मनोहरं त्यजेत्सोऽय खरे ध्वाङ्क्षे गजे शुभः ।।७१।।

ખર વૃષ ગજ અને ધ્વાંક્ષાય સાથે શ્રિયાનંદ શુભ છે મનોહર વૃષાય તજીને ખરાય ગજાય અને ધ્વાક્ષાય સાથે શુભ છે.

श्री वत्सश्च गजे ध्वाङ्क्षे विभवो ध्वाङ्क्ष के शुभः
व्ययो न्युनतरः श्रेष्ठो ह्यधिक श्चैव राक्षसः ।।७२।।

શ્રીવત્સ ગજાય અને ધ્વાક્ષાય વિભવ–ધ્વાંક્ષાય સાથે શુભ છે. આય કરતા વ્યય ઓછો હોવો જોઇએ અધિક હોય તો રાક્ષસ અશુભ જાણવો.

चिन्तात्मकं व्ययं चापि आयेष्वष्टसु वर्जयेत् ।
पिशाचकमाय समं न कुर्याच्छुभ कर्मसु ।।७३।।

ચિંતાત્મક વ્યય આઠે આયો સાથે વર્જવો તે પિશાચ સમ છે માટે શુભ કર્મમાં આપવો નહિ.

८ ताराधिकार

गणयेत्स्वामि नक्षत्राद्यावदृक्षं गृहस्य च ।
नवभिस्तु हरेद् भागं शेषा स्तारा: प्रकीर्तिता: ॥७४॥

ગૃહસ્વામિના નક્ષત્રથી ગૃહના નક્ષત્ર સુધી ગણતાં જે અંક આવે તેને નવે ભાગતાં જે શેષ રહે તે તારા સમજવી.

शान्ता मनोहरा क्रूरा विजया च कुलोर्भवा ।
पद्मिनी राक्षसी वीरा ह्यानन्दा नवमी स्मृता ॥७५॥

૧ શાન્તા, ૨ મનોહરા, ૩ ક્રૂરા, ૪ વિજ્યા, ૫ કુલોદ્‌ભવા, ૬ પદ્મિની, ૭ રાક્ષસી, ૮ વીરા, ૯ આનંદા એ નવ તારા જાણવી.

शान्ता शान्तिकरी नित्यं मनोह्लादा मनोहरा ।
क्रूरा प्रवर्जिता प्राज्ञै श्चौराग्न्यादि भयंकरी ॥७६॥

શાન્તા હંમેશ શાન્તિ આપનાર છે મનોહરા મનને ઉલાસ આપનાર છે ક્રૂરા ડાહ્યા પુરુષે વર્જવી ચોર અગ્નિ આદિ ભયકારી છે.

## ॥ રાશ્યાધિકાર ॥

| નક્ષત્ર | ચરણ | નક્ષત્ર | ચરણ | નક્ષત્ર | ચરણ | કુલચરણ | રાશિ |
|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની | ૪ | ભરણી | ૪ | કૃતિકા | ૧ | ૯ | મેષ |
| કૃતિકા | ૩ | રોહિણી | ૪ | મૃગશિર્ષ | ૨ | ૯ | વૃષભ |
| મૃગશિર્ષ | ૨ | આર્દ્રા | ૪ | પુનર્વસુ | ૩ | ૯ | મિથુન |
| પુનર્વસુ | ૧ | પુષ્ય | ૪ | અશ્લેખા | ૪ | ૯ | કર્ક |
| મઘા | ૪ | પૂ. ફા. | ૪ | ઉ. ફા. | ૧ | ૯ | સિંહ |
| ઉ. ફા. | ૩ | હસ્ત | ૪ | ચિત્રા | ૨ | ૯ | કન્યા |
| ચિત્રા | ૨ | સ્વાતી | ૪ | વિશાખા | ૩ | ૯ | તુલા |
| વિશાખા | ૧ | અનુરાધા | ૪ | જ્યેષ્ઠા | ૪ | ૯ | વૃશ્ચિક |
| મૂળ | ૪ | પૂ. ષા | ૪ | ઉ ષા | ૧ | ૯ | ધન |
| ઉ. ષા | ૩ | શ્રવણ | ૪ | ધનિષ્ઠા | ૨ | ૯ | મકર |
| ધનિષ્ઠા | ૨ | શતભિષા | ૪ | પૂ. ભા. | ૩ | ૯ | કુંભ |
| પૂ. ભા. | ૧ | ઉ. ભા | ૪ | રેવતી | ૪ | ૯ | મીન |




પૂર્વ

ઉત્તર

દક્ષિણ

પશ્ચિમ

**શ્રી સિદ્ધાચલ શણગાર ચતુર્વિંશતિ જિનેન્દ્ર પ્રાસાદ તલ દર્શન**
**ઘેટીપાગ–પાલીતાણા**

[ એન. સી. સોમપુરા ]

## ॥ રાશ્ય વૈરા.દિકાર ॥

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રાશિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
| ૧ | મેષ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ |
| ૨ | વૃષભ | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અ.નિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અ નિષ્ટ | પુષ્ટિ | મૈત્રી |
| ૩ | મિથુન | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અ નિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ |
| ૪ | કર્ક | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અ.નિષ્ટ |
| ૫ | સિંહ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ |
| ૬ | કન્યા | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રા | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ |
| ૭ | તુલા | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અ નિષ્ટ | મૃત્યુ |
| ૮ | વૃશ્ચિક | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ |
| ૯ | ધન | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુ ષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી | પુષ્ટિ |
| ૧૦ | મકર | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ | મૈત્રી |
| ૧૧ | કુંભ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અ.નિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ | શત્રુ |
| ૧૨ | મીન | શત્રુ | મૈત્રી | પુષ્ટિ | અનિષ્ટ | મૃત્યુ | પ્રીતિ | મૃત્યુ | અનિષ્ટ | પુષ્ટિ | મૈત્રી | શત્રુ | શ્રેષ્ટ |

## ॥ રાશ્ય વર્ણાધિકાર ॥

| | | | | |
|---|---|---|---|---|
| બ્રાહ્મણઃ | વૃશ્ચિક | કર્ક | મીન | ઉત્તમ વર્ણની સ્ત્રી |
| ક્ષત્રીય | ધન | મેષ | સિંહ | તથા ગૃહ ડાહ્યા |
| વૈશ્ય.— | વૃષ | કન્યા | મકર | પુરૂષોએ તજવા. |
| શુદ્ર | મિથુન | તુલા | કુંભ | |

विजया जय कल्याणा कलिका कलहप्रदा ।
पद्मया प्राप्यते सौख्यं महतिर्थ फलं तथा ॥७७॥

राक्षसी च तथा घोरा निशायां भयदायिनी ।
वीरा सौम्या भोगदा च ह्यानन्दा नद कारिणी ॥७८॥

વિજયા અને જય કલ્યાણકારી છે, કલોદ્રભવા કલહ કરવાવાળી, પદ્મિનીસુખ આપવાવાળી તથા મોટા તીર્થનું ફળ આપવાવાળી, રાક્ષસી ભયંકર રાત્રીમાં ભય ઉત્પન્ન કરવાવાળી, વીરા સૌમ્ય અને ભોગ આપનાર, આનંદા આનંદકારી છે.

क्षीणश्चंद्रो यदावारे भवे तारा बल प्रदा ॥७९॥

જ્યારે ચદ્ર ક્ષીણ હોય ત્યારે તારા બળદાયક જાણવી

क्रूरा च कलिका चैव राक्षसी तु तृतीयका ।
क्रूराद्या इति वै तिस्रो वर्जयेच्छुम कर्मसु ॥८०॥

शान्ता मनोहरा चैव विजया पद्मिनी तथा ।
वीरा नन्देति षट् तारा नित्यं कल्याणकारिकाः ॥८१॥

ક્રૂરા, કલોદ્ભવા અને રાક્ષસી એ ત્રણ ક્રૂરા આદિ ત્રણ તારા, શુભ કર્મમાં તજવી, શાન્તા, મનોહરા, વિજયા, પદ્મિની, વીરા અને આનંદા એ છ તારા હમેશા શુભ ફળ આપવાવાળી છે.

### ૯ नक्षत्र नाडीधिकार

**આદ્ય**–અશ્વિની, આર્દ્રા, પુનર્વસુ, ઉ. ફાલ્ગુન, હસ્ત, જેષ્ઠા, મૂલ, સતતારા, પૂર્વાભાદ્રપદ.

**મધ્ય**–ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂ. ફાલ્ગુન, ચિત્રા, અનુરાધા, પૂ. ષાઢા, ઘનેષ્ઠા, ઉ. ભાદ્રપદ

**અન્ત્ય**–કૃત્તિકા, રોહિણી, અશ્લેખા, મઘા, સ્વાતિ, વિશાખા, ઉ ષાઢા, શ્રવણ, રેવતિ.

सेव्य सेवकयोश्चैव गृहतत्स्वामिनोरपि ।
परस्परं मित्रयोश्च एकानाडी प्रशस्यते ॥८२॥

સ્વામી અને સેવક ગૃહ તથા સ્વામીની એકનાડી પરસ્પર મૈત્રીકારક પ્રશસનીય છે.

१० राश्याधिकार

गृहक्षेत्रेषु यदृक्षं षष्टिभि र्गुणितं तथा ।
पंचत्रिंशत्शतैर्भक्ते शेष वै मेषकादयः ॥८३॥

ક્ષેત્રનુ જે નક્ષત્ર આવ્યુ હોય તેને સાઠે ગુણવા અને તેને એકસો પાંત્રીશે ભાગવા શેષ રહે તે મેષાદિ ઘટીકા જાણવી.

સાઠ ઘટીનુ એક નક્ષત્ર તેથી નક્ષત્રને સાઠે ગુણિ ઘટી કરવી અને રાશિના ઘટી એકસો પાત્રીશ હોવાથી એકસો પાત્રીસે ભાંગવા ભાગમા આવે તે રાશિ અને શેષ વધે તે ઘટીકા જાણવી શેષની પણ એકરાશિ ગણી ભાગ સાથે ભેળવવી કારણ કે તે પછીની રાશિની ઘટી છે માટે એક ગણવું.

स्युर्मेषाद्या राशयश्च अश्विन्यादिक्रमेषु च ।
वास्तुकर्मेषु सर्वेषु ग्रहवेधविशोधनैः ॥८४॥

અશ્વિનાદિ નક્ષત્રની ક્રમે મેષાદિ રાશિ જાણવી દરેક વાસ્તુ કર્મમાં ગ્રહ વેધ પણ જોવે.

अश्विन्यादि त्रयं मेषे सिंहे प्रोक्तं मघात्रयम् ।
मूलादित्रितयंचापे शेषमेषु द्वयं द्वयम् ॥८५॥

અશ્વિની, ભરણી, કૃતિકા એ ત્રણ નક્ષત્રની મેષ રાશિ. મઘા, પૂર્વા ફાલ્ગુન અને ઉત્તરા ફાલ્ગુનની સિંહરાશિ મૂલ પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ત્રણ નક્ષત્રની ધન રાશિ બાકીના બબ્બે નક્ષત્રની રાશિ જાણવી.

રોહિણી ને મૃગશીર્ષની વૃષભરાશિ, આર્દ્રા ને પુનર્વસુની મિથુન રાશિ, પુષ્યને અશ્લેખાની કર્કરાશિ, હસ્ત ને ચિત્રાની કન્યારાશિ, સ્વાતિ ને વિશાખાની તુલારાશિ, અનુરાધા ને જેષ્ઠાની વૃશ્ચિકરાશિ, શ્રવણ ને ધનેષ્ઠાની મકરરાશિ, શતતારા ને પૂર્વા ભાદ્રપદની કુંભરાશી, ઉત્તરા ભાદ્રપદ ને રેવતિની મીન રાશિ જાણવી.

११ राशिवैराधिकार

षडष्टके ध्रुवं मृत्युः प्रीतिः स्यात् समसप्तमे ।
अनिष्ट पंच नवमे पुष्टिर्दश चतुर्थके ॥८६॥

तृतियैकादशे मैत्री द्वितीये द्वादशे रिपुः ।
राशयः षड्‌विधा एव मन्योन्यं पति वेश्मनो ।।८७।।

છઠ્ઠી અને આઠમી રાશિ આવે તો નિશ્ચય મૃત્યુ, સાતમી ઉત્તમ પ્રીતિ કરનાર, પાંચમી અને નવમી અનિષ્ટ, દશમી અને ચોથી પુષ્ટિ કારક, ત્રણ અને અગિયાર મૈત્રીકારક, બે અને બાર શત્રુતા ઉત્પન્ન કરે. આ પ્રમાણે છ રીતે ગૃહ તથા ગૃહપતિને અન્યોઅન્ય જોવું.

वृश्चिकः कर्कटो मीनो ब्राह्मणाः परिकीर्तिताः ।
धनुर्मेष स्तथा सिंहो राजन्याश्च शुभा स्मृताः ।।८८।।

वृषः कन्या च मकर एते वैश्या उदाहृताः ।
मिथुनं च तुला कुम्भ स्त्रयं शूद्रा प्रकीर्तिताः ।।८९।।

વૃશ્ચિક કર્ક તથા મીન એ બ્રાહ્મણ વર્ણની જાણવી. ધન મેષ ને સિંહ ક્ષત્રીય વર્ણની, વૃષ કન્યા ને મકર એ વૈશ્ય વર્ણની, મિથુન તુલા ને કુંભ એ ત્રણ શૂદ્ર વર્ણની રાશિ જાણવી.

वर्णेनोत्तम कामिनी च भवनं वर्ज्यं बुधै यत्नतः ।।९०।।

ઉત્તમ વર્ણની સ્ત્રી તથા ગૃહ યત્નપૂર્વક ડાહ્યા પુરુષે તજવું.

भवेद्‌ द्वादशाभिर्विप्रः क्षत्रियो नवभिस्तथा ।
षड्‌ राशीभ्यो भवेद्‌ वैश्य स्त्रिभिः शूद्रः प्रशस्यते ।।९१।।

બ્રાહ્મણને બારે રાશિનુ ગૃહ કરવુ, ક્ષત્રિયને ત્રણ બ્રાહ્મણ રાશિ છોડીને નવ રાશિનું, વૈશ્યને છ વિપ્ર તથા ક્ષત્રિય રાશિ છોડીને, શૂદ્રને ત્રણ રાશિનું બ્રાહ્મણ ક્ષત્રીય તથા વૈશ્ય રાશિ તજીને ગૃહ કરવું તેજ પ્રશસનિય છે.

मेष वृश्चिकयो भौमः शुक्रो वृष तुलाधिपः ।
बुध कन्या मिथुन प्रोक्तो कर्कस्य चंद्रमा स्मृतः ।।९२।।

सिंहस्याधिपतिः सूर्यो धन मीनाधिपो गुरुः ।
शनि मकर कुंभस्य ह्येते राश्यधिपा मताः ।।९३।।

મેષ અને વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ, વૃષને તુલાનો સ્વામી શુક્ર, કન્યા અને મિથુનનો સ્વામી બુધ, કર્કનો સ્વામી ચંદ્ર, સિંહનો સ્વામી સૂર્ય, ધન અને મીનનો સ્વામી ગુરુ, મકરને કુંભનો સ્વામી શનિ, આ પ્રમાણે રાશિઓનાં અધિપતિ જાણવા.

आत्मक्षेत्रेन पीडयन्ति स्वस्था वै क्षेत्रपालकाः ।
रिपुगृहं पीडयन्ति भस्मी कुर्वन्ति विग्रहे ।।९४।।



કેસરીયાજી સાઇડ દર્શન–કેસરીયાજીનગર–પાલિતાણા

[ એન. સી. સોમપુરા ]

પોતાના ક્ષેત્રમાં સ્થિર રહેવાથી ક્ષેત્રપાલક પીડા કરતા નથી. પણ શત્રુના સ્થાનમા પીડા કરે છે અને વિગ્રહથી નાશ કરે છે.

मित्राणि द्युमणे कुजेज्य राशिन शुक्रार्कजौवैरिणौ ।
सौम्यश्चास्यसमो विधो बुध रवी मित्रे न चाऽस्यद्विषत् ॥९५॥

शेषाश्चास्य समा कुजस्य सुहृश्चन्द्रेज्य सूर्या बुधः ।
शत्रु शुक्रशनी समौ च शशमृत्सूनोः सिताऽहस्करौ ॥९६॥

मित्रे चाऽस्य रिपुः शशी गुरु शनि क्ष्माजाः समा गीष्पते ।
मित्राए यर्क कुजेन्दवो बुध सितौ शत्रू समः सूर्यजः ॥९७॥

मित्रे सौम्य शनि कवेः शशी रवी शत्रू कुजेज्यौ समा ।
मित्रे शुक्र बुधौ शनैः शशि रविक्ष्माजाद्विपोऽन्यः समः ॥९८॥

સૂર્યના–મગળ બૃહસ્પતિ ને ચંદ્રમા મિત્ર, શુક્ર શનિ શત્રુ, બુધ સમ

ચંદ્રમાના–બુધ સૂર્ય મિત્ર, મગળ બૃહસ્પતિ શુક્રને શનિ સમ, શત્રુ કોઇ નથી.

મગળને–ચદ્ર બૃહસ્પતિ ને સૂર્ય મિત્ર, બુધ શત્રુ, શુક્ર ને શનિ સમ.

બુધને–શુક્ર ને સૂર્ય મિત્ર, ચદ્ર શત્રુ, બૃહસ્પતિ શનિ, મગળ, સમ ઉદાસીન

બૃહસ્પતિ–સૂર્ય ચંદ્રને મગળ મિત્ર, બુધ ને શુક્ર શત્રુ, શનિશ્વર સમ

શુક્ર–બુધને શનિશ્વર મિત્ર, સૂર્યને ચદ્ર શત્રુ, મગળ, બૃહસ્પતિ સમ.

શનૈશ્વર–શુક્ર બુધ મિત્ર, સૂર્ય ચદ્રને મગળ શત્રુ, બૃહસ્પતિ સમ ઉદાસીન.

આ પ્રમાણે રાશિના સ્વામીનો મિત્ર સમ શત્રુ ભાવ જોવો.

१२ क्षेत्रनामाक्षराधिकार

चतुर्भिर्गुणितं क्षेत्र फलं षोडशभिर्भजेत् ।
शेषं ध्रुवादिकं ज्ञेयं तन्नामानि यथाक्रमम् ॥९९॥

જે ક્ષેત્રફળ આવ્યુ હોય તેને ચારે ગુણવા અને સોળે ભાગવા શેષ વધે તે ક્રમે ધ્રુવાદિ નામ જાણવા.

ध्रुव धान्य जयं नंद खरं कान्त मनोहरम् ।
सुमुखं दुर्मुखं क्रूरं सुपक्षं धनदं क्षयम् ॥१००॥
आक्रंन्द विपुलं चैव विजयं षोडशोत्तमम् ।
कथितालिंद भेदेन ध्रुवादि नाम षोडश ॥१०१॥

૧ ધ્રુવ, ૨ ધાન્ય, ૩ જય, ૪ નંદ, ૫ ખર, ૬ કાન્ત, ૭ મનોહર ૮ સુમુખ, ૯ દુર્મુખ, ૧૦ ક્રૂર, ૧૧ સુપક્ષ, ૧૨ ધનદ, ૧૩ ક્ષય, ૧૪ આક્રંદ, ૧૫ વિપુલ ૧૬ વિજય. આ પ્રમાણે સોળ નામ છે. તે અલિંદ (ઓસરીના) ભેદે ધ્રુવાદિ નામ ધારણ કરે છે તેના પોતપોતાના નામ પ્રમાણે શ્રેષ્ઠ નેષ્ટ જાણવા.

१३ अंशकाधिकार

मूलराशो व्ययं क्षिप्त्वा गृहनामाक्षराणि च ।
त्रिभिरेवं हरेद्भागं यच्छेष मंशक स्मृतः ॥१०२॥

મૂળરાશિનો અંક, વ્યયનો અંક અને ઘરના નામાક્ષરનો અંક તે ત્રણેનો સરવાળો કરી ત્રણે ભાગતા, શેષ વધે તે અંશક જાણવા.

इन्द्रो यमश्च राजा च त्रिभिर्नामभिरंशकाः ।
त्रि प्रमाणं त्रिधोत्काश्च ज्येष्ठ मध्य कनिष्टिकाः ॥१०३॥

૧ ઇંદ્રાશ ,૨ યમાંશ, ૩ રાજાંશ ત્રણ ત્રણ નામના અંશક જાણવા, તે પોતાના નામ પ્રમાણે જેષ્ટ મધ્ય અને કનિષ્ટ છે.

ઇંદ્રાશ ઉત્તમ, યમાશ કનિષ્ટ અને રાજાંશ મધ્યમ જાણવા.

प्रासाद प्रतिमा लिङ्गे जगती पीठ मण्डपे ।
वेदि कुण्डश्रुक्षु चैव इन्द्रश्चैव ध्वजादिषु ॥१०४॥
स्वर्गादि भोग युक्तेषु नृत्य गीत महोत्सवे ।
अन्येषु शुभ कार्येषु शुभ इन्द्रांशको मतः ॥१०५॥

પ્રાસાદ પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, વેદિકુંડ, ઇંદ્ર ધ્વજ પતાકા સ્વર્ગ સમાન સુખ ભોગવાના સ્થળે, નૃત્યશાળા, ગીતશાળા, મહોત્સવ સ્થાને અને બીજા શુભ કામોમા ઇંદ્રાશક આપવો શુભ છે.

## ॥ राश्याधिपति ॥

| અધિપતિ | રાશિઓ. |
|---|---|
| સૂર્ય | સિંહ |
| ચંદ્ર | કર્ક |
| મંગળ | મેષ, વૃશ્ચિક, |
| બુધ | કન્યા, મિથુન, |
| ગુરૂ | ધન, મીન, |
| શુક્ર | વૃષ, તુલા, |
| શનિ | મકર, કુંભ, |

## ।। ગ્રહાદિ મૈત્રી સમ શત્રુ ।।

| ગ્રહ | રાશિ ભોગ | ગ્રહ વૈર | મિત્ર | મધ્યમ | પરસ્પર મૈત્રિ | શત્રુ | પરસ્પર બળ |
|---|---|---|---|---|---|---|---|
| સૂર્ય | ૧ માસ | શુક્ર શનિ | સોમ, મંગળ, ગુરૂ | બુધ | સો. મં. ગુ. | શુક્ર શનિ | ૭ |
| ચંદ્ર | ૨। દિવસ | ૦ | રવિ, બુધ | મં. ગુ. શુ. શ. | ર. મં. ગુ. | ૦ | ૬ |
| મંગળ | ૧।। માસ | બુધ શુક્ર | રવિ, ગુરૂ, ચંદ્ર | શુક્ર શનિ | ર સો ગુ. | બુધ | ૨ |
| બુધ | ૧ માસ | ચંદ્ર | રવિ, શુક્ર, | મં. ગુ. શ. | શુ શ. ર. | ચંદ્ર | ૩ |
| ગુરૂ | ૧૩ માસ | બુધ શુક્ર | રવિ, ચંદ્ર મંગળ | શનિ | ર. સો. મં. | બુ શુ. | ૪ |
| શુક્ર | ૧ માસ | સૂર્ય ચંદ્ર | બુધ શનિ | મં. ગુ. | બુ. શ. ર. | ર. સો. | ૫ |
| શનિ | ૩૦ માસ | સૂર્ય, ચંદ્ર મંગળ | બુધ શુક્ર | ગુરૂ | બુ. શુ ર. | ર સો. મંગળ | ૧ |

## ।। ક્ષેત્ર નામાક્ષરાધિકાર ।।

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| ધ્રુવ | ધાન્ય | જય | નંદ | ખર | કાન્ત | મનોહર | સુમુખ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| દુર્મુખ | ક્રૂર | સુપક્ષ | ધનદ | ક્ષય | આક્રંદ | વિપુલ | વિજય |

## ।। અંશકનામાધિકાર ।।

ઈંદ્રાશક ।।૧।। યમાંશક ।।૨।। રાજાશંક ।।૩।।
ઉત્તમ. કનિષ્ટ. મધ્યમ.

**ઈંદ્રાશક** પ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતી, પીઠ, મંડપ, વેદીકુંડ, ઇંદ્રધ્વજ, પતાકા, સ્વર્ગ સમાન સુખ ભોગવવાના સ્થળે, નૃત્યશાળા, ભોજવશાળા, ગીતશાળા, મહોત્સવ સ્થાને અને બીજા શુભ કામોમા ઇંદ્રાશક શુભ છે

**યમાંશંક** ભૈરવ, ક્ષેત્રપાલ, બાણ આદિ શસ્ત્રાગારે, ગ્રહ માતૃકાના મંદિરે, દરેક પ્રકારના વેપારીની દુકાને, મદ્યમાંસાદિ વેચવાના સ્થાને, સમસ્ત આયુધો રાખવાના સ્થળે યમાંશંક આપવો શુભ છે.

**રાજાશંક** સિંહાસને, શય્યા, અશ્વશાળા, ગજશાળા, રથાદિ વાહનો, રાજ્યની નાનાપ્રકારની સામગ્રી રાખવાના સ્થળે અને નગરના વિષે રાજાશંક આપવો શ્રેષ્ઠ છે.

## ॥ લગ્નાધિકાર ॥

૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન. આ બાર લગ્નો જાણવા.

## ॥ તિથિ અધિકાર ॥

| | | | | |
|---|---|---|---|---|
| નંદા | ૧ | ૬ | ૧૧ | બ્રાહ્મણના ગૃહોને શુભ. |
| ભદ્રા | ૨ | ૭ | ૧૨ | ક્ષત્રીઓના ગૃહોને શુભ. |
| જયા | ૩ | ૮ | ૧૩ | વૈશ્ય ના ગૃહોને શુભ. |
| રિક્તા | ૪ | ૯ | ૧૪ | શુદ્રના ગૃહોને શુભ. |
| પૂર્ણા | ૫ | ૧૦ | ૧૫ | સર્વ પ્રકારના શુભ સ્થાનોમાં યોજવાથી પૂર્ણ સુખ આપે. |

## ॥ વારાધિકાર ॥

| વાર | ફળાફળ | ફળ |
|---|---|---|
| રવિ | શુભ કર્મમા વર્જવો. | અશુભ |
| સોમ | દરેક શુભ કર્મમાં લેવો. | શુભ |
| મંગળ | શુભ કર્મમા તજવો. | અશુભ |
| બુધ | શુભ કર્મમાં શ્રેષ્ઠ. | શુભ |
| ગુરૂ | સર્વ શ્રેષ્ઠ. | શુભ |
| શુક્ર | શ્રેષ્ઠ | શુભ |
| શનિ | મધ્યમ | મધ્યમ |

भैरवे क्षेत्रपाले च वाणागारे तथैव च ।
ग्रह मातृ गणादीनां संस्थानेषु तथैव हि ॥१०६॥
वणिक् कर्म विधौचैवं मद्यमांसादिकोद्भवे ।
आयुधानां समस्तानां यमांशकं प्रदापयेत् ॥१०७॥

ભૈરવ, ક્ષેત્રપાલ, બાણઆદિ શસ્ત્રાગારે, ગ્રહ માતૃકાના મંદિરે. દરેક પ્રકારના વેપારીની દુકાને, મદ્યમાંસાદિ વેચવાના સ્થાને, સમસ્ત આયુધો રાખવાના સ્થાને યમાંશક આપવો.

सिंहासने च शय्यायां अश्वादि गज वाहने ।
राज्योपस्कर हर्म्येषु राजांशक पुरादिषु ॥१०८॥

સિંહાસને શય્યા અશ્વશાળા ગજશાળા રથાદિ વાહનો રાજ્યની નાના પ્રકારની સામગ્રી રાખવાના સ્થાને અને નગરને વિષે રાજાશંક આપવો શ્રેષ્ટ છે.

१४ लग्नाधिकार

आयमृक्षं व्ययं तारा मंशकं तु तथैव च ।
तत्सर्वं भानुना भक्तं शेषं लग्न मुदीरितम् ॥१०९॥

આય નક્ષત્ર વ્યય તારા ને અંશક એ પાંચના અંકોનો સરવાળો કરવો તેને બારે ભાગતા જે શેષ વધે તે મેષાદિ બાર લગ્ન જાણવા.

१५ तिथि अधिकार

आय मृक्षं व्ययं तारा मंशकं तु तथैव च ।
एकी कृत्य तु त्रिंशद्भिर्भक्तं शेषं तिथिर्भवेत् ।११०॥

नंदाद्यास्तिथयो ज्ञेयाः स्वनाम सदृशं फलम् ।
नंदा च ब्राह्मणे प्रोक्ता भद्रा चैव हि क्षत्रिये ॥१११॥

वैश्यलोके जया ज्ञेया रिक्ता शूद्रे प्रदीयते ।
शुभ स्थानेषु सर्वेषु पूर्णा चैव नियोजयेत् ॥११२॥

આય નક્ષત્ર વ્યય તારા ને અંશક એનો સરવાળો કરી ત્રીશે ભાગતા જે શેષ વધે તે તિથિ જાણવી નંદાદિ તિથિઓ પોતાના નામ પ્રમાણે ફળ આપનાર છે બ્રાહ્મણોને નંદા, ક્ષત્રિયોને ભદ્રા, વૈશ્ય લોકોને જયા અને શૂદ્રો ને રિક્તા તિથિ આપવી સારી છે પૂર્ણા તિથિ સર્વ પ્રકારના શુભ સ્થાનોમા યોજવાથી પૂર્ણ સુખ આપનાર છે.

१६ वाराधिकार

क्षेत्रं रुद्रगणं कृत्वा सप्तमि र्भागमा हरेत् ।
शेषं रव्यादयो वारा रवि भौमौ विवर्जितौ ॥११३॥

ક્ષેત્રફળને અગિયારે ગુણી સાતે ભાગતા જે શેષ રહે તે અનુક્રમે રવિ આદિ વારો જાણવા તેમાં રવિ મંગળ તજવા.

### ૧૭ करणाधिकार

क्षेत्रं नंद गुणं कृत्वा रुद्रैश्च भागमाहरेत् ।
करणं जायते शेषं ववादीनि विलोकयेत् ॥११४॥

ક્ષેત્રફળને નવે ગુણી અગિયારે ભાગતાં જે શેષ વધે તે બવાદિ કરણો જાણવા.

૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટિ, ૮ શકુનિ, ૯ ચતુષ્પદ, ૧૦ નાગ, ૧૧ કિસ્તુઘ્ન મુખ્ય કરણો સાત છે ચાર સ્થિર કરણો મળી અગિયાર થાય છે. તેમાં ૬ શ્રેષ્ટ જાણવા. ૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ. તે શુભ કામમા લેવા.

### ૧૮ योगाधिकार

क्षेत्रं विश्वगुणं कृत्वा सप्तविंशतिभाजिते ।
यच्छेषं जायते योगो विष्कुंभादिर्विनिर्दिशेत् ॥११५॥

ક્ષેત્રની મૂળરાશિને તેરે ગુણી સત્તાવીશે ભાગતા શેષ વધે તે વિષ્કુંભાદિ યોગ જાણવા.

विष्कुंभः प्रीतिरायुष्मान्सौभाग्यः शोभन स्तथा ।
अतिगण्ड: सुकर्मा च धृतिः शूल स्तथैव च ॥११६॥

गण्डो वृद्धि ध्रुव श्चैव व्याघातो हर्षण स्तथा ।
वज्र सिद्धि व्यतीपातो वरीयान्परिघः शिवः ॥११७॥

सिद्धः साध्यः शुभः शुक्रो ब्रह्मेन्द्रो वैधृति स्तथा ।
सप्तविंशति योगास्तु कुर्युर्नाम समं फलम् ॥ ११८ ॥

૧ વિષ્કુંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્માન, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંડ, ૭ સુકર્મા ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંડ ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ સિદ્ધિ, ૧૭ વ્યતીપાત, ૧૮ વરીયાન, ૧૯ પરિઘ, ૨૦ શિવ, ૨૧ સિદ્ધિ, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુકલ, ૨૫ બ્રહ્મા, ૨૬ ઇંદ્ર, ૨૭ વૈધૃતિ. એ સત્તાવીશ યોગો જાણવા. તેના નામ પ્રમાણે શુભાશુભ ફળ આપનાર છે. ૧ અતિગંડ. ૨ ગંડ. ૩ વ્યાઘાત. ૪ વજ્ર. ૫ વ્યતિપાત ૬ પરિઘ. ૭ શૂલ. ૮ વૈધૃતિ. એ આઠ યોગો અશુભ જાણવા.



## ॥ કરણાધિકાર ॥

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બવ | બાલવ | કૌલવ | તૈતિલ | ગર | વણિજ | વિષ્ટિ | શકુનિ | ચતુષ્પદ | નાગ | કિંસ્તુઘ્ન |
| શુભ | શુભ | શુભ | શુભ | શુભ | શુભ | નેષ્ટ | નેષ્ટ | નેષ્ટ | નેષ્ટ | નેષ્ટ |

## ॥ યોગાધિકાર ॥

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| યોગ | વિષ્કુંભ | પ્રીતિ | આયુષ્યમાન | સૌભાગ્ય | શોભન | અતિગંડ | સુકર્મા | ધૃતિ | શુલ |
| ફળ | શુભ | શુભ | શુભ | શુભ | શુભ | અશુભ | શુભ | શુભ | અશુભ |
| | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| યોગ | ગંડ | વૃદ્ધિ | ધ્રુવ | વ્યાઘાત | હર્ષણ | વજ્ર | સિદ્ધિ | વ્યતિપાત | વરીયાણ |
| ફળ | અશુભ | શુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | શુભ |
| | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| યોગ | પરિઘ | શિવ | સિદ્ધ | સાધ્ય | શુભ | શુક્લ | બ્રહ્મા | ઇંદ્ર | વૈધૃતિ |
| ફળ | અશુભ | શુભ | શુભ | શુભ | શુભ | શુભ | શુભ | શુભ | અશુભ |

## ॥ વર્ગાધિકાર ॥

| | | |
|---|---|---|
| ૧ | ગરૂડ | અ–ઇ–ઉ–એ– |
| ૨ | માર્જાર | ક–ખ–ગ–ઘ–ઙ– |
| ૩ | સિંહ | ચ–છ–જ–ઝ– |
| ૪ | શ્વાન | ટ–ઠ–ડ–ઢ–ણ– |

## ॥ વૈરાધિકાર ॥

| | | |
|---|---|---|
| ૫ | સર્પ | ત–થ–દ–ધ–ન |
| ૬ | મૂષક | પ–ફ–બ–ભ–મ |
| ૭ | મૃગ | ય–ર–લ–વ–૦ |
| ૮ | મેષ | શ–ષ–સ–હ–૦ |

## ॥ તત્વાધિકાર ॥

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| તત્વ | પૃથ્વીતત્ત્વ | જલતત્વ | અગ્નિતત્ત્વ | વાયુતત્ત્વ | આકાશતત્ત્વ |
| વિનાશ | ભૂકંપથી | વર્ષાથી | આગથી | પવનથી | વીજળીથી |

### १९ वर्गाधिपत्याधिकार

दैर्ध्यपृथुत्वेन च योजनीयं तयोर्यदैक्यं पुनरुच्छ्रयेण ।
शेषोऽधिनाथो वसुभाजितेऽस्मिन् समः प्रशस्तो विषमस्तुनैव ॥११९॥

ક્ષેત્રની લંબાઇ પહોળાઇ ને ગુણીને તેમાં પ્રાસાદ અથવા ગૃહની ઉંચાઈ આંક ભેળવી તેને આઠે ભાગતા શેષ રહે તે અધિપતિ વર્ગ જાણવો. બેકી સંખ્યાવાળા શુભ જાણવા. એકી સંખ્યાવાળા અશુભ જાણવા.

अ वर्गो गरुडो ज्ञेयो विलाडः स्यात् क वर्गकः ।
च वर्गः सिंहनामा स्याट्ट वर्ग कुक्कुरः स्मृतः ॥१२०॥
सर्पाख्यः स्यात् त वर्गोऽपि प वर्गो मूषकःस्मृतः ।
य वर्गो मृगनामा स्या त्ताया मेशः श वर्गकः ॥१२१॥
स्ववर्गात्पञ्चमे शत्रु श्चतुर्थे मित्र संज्ञकः ।
उदासीने तृतीयश्च वर्ग भेदा स्त्रिधोच्यते ॥१२२॥

(૧) અ વર્ગનો ગરૂડ અધિપતિ. (૨) ક. વર્ગનો માર્જાર અધિપતિ. (૩) ચ. વર્ગનો સિંહ અધિપતિ. (૪) ટ. વર્ગનો શ્વાન અધિપતિ. (૫) ત. વર્ગનો સર્પ અધિપતિ. (૬) પ. વર્ગનો મુષક અધિપતિ. (૭) ય વર્ગનો મૃગ અધિપતિ. (૮) શ. વર્ગનો મેષ અધિપતિ જાણવો. પોતાના વર્ગથી પાંચમો વર્ગ શત્રુ જાણવો. ચોથો વર્ગ મિત્ર અને ત્રીજો વર્ગ ઉદાસીન આ પ્રમાણે વર્ગના ત્રણ ભેદ છે.

### २० तत्वाधिकार

अष्टभिश्चहतेक्षेत्रे फले षष्टि विभाजिते ।
लब्धे दशगणे जीवो मृत्युर्वै भूत भाजिते ॥१२३॥
पृथ्वी ह्यापस्तथा तेजो वायुराकाश मेवच ।
पंच तत्त्वानि प्रोक्तानि विभक्तानि स्युरन्तके ॥१२४॥





કદમ ગણધર પ્રાસાદ તલ દર્શન કેસરીયાજી નગર પાલિતાણા.
[ એન. સી. સોમપુરા ]

ક્ષેત્રફળને આઠે ગુણી સાઠે ભાગવા તેને દશ ગણા કરી પાંચે ભાગવા શેષ વધે તે પૃથ્વી આદિ તત્વ જાણવા. ૧ પૃથ્વી. ૨ જળ. ૩ અગ્નિ. ૪ વાયુ. ૫ આકાશ. એ પાચ તત્ત્વો છે અને જે તત્ત્વ ઘરમાં આવ્યું હોય તે જ તત્વથી ગૃહ આદિનો વિનાશ જાણવો.

૨૧ आयुष्याधिकार

फलनागगुणं षष्टया हृतं लब्धं फलं भवेत् ।
मृन्मये शर्करा युक्ते गृहे जीवःसुनिश्चलः ॥१२५॥

ક્ષેત્રફળને આઠે ગુણી સાઠે ભાગતા જે શેષ અંક રહે તેટલા વર્ષનું માટી અને કાકરીના બનાવેલ ગૃહો આદિનું આયુષ્ય નિશ્ચય પૂર્વક જાણવું.

दश गुणं भवेदायुरिष्टिका मृत्सुधामये ।
चुर्ण पाषाण जेत्रिंशद् गुणश्च स्थितिरुत्तमा ॥१२६॥

ઉપર આવેલ અંકને દશ ગુણા કરવાથી ઈંટ માટી અને ચુનાથી બનેલા ગૃહ અથવા પ્રાસાદનું આયુષ્ય જાણવું તે ફળને ત્રીસ ગણું કરવાથી ચુના અને પત્થરથી બનેલા ગૃહ આદિનું આયુષ્ય જાણવું. ઉત્તમ સ્થિતિ આ ફળમાં છે.

नवतिघ्ने फले नागैं युक्त पाषाण जे गृहे ।
धातुजे भवने खाद्रिलोचनघ्ने फले भवेत् ॥१२७॥

ઉપરના ફળને નેવું ગણા કરવાથી સીસાથી ચોડેલ પાષાણના ગૃહનુ આયુષ્ય જાણવુ. તેજ ફળને ત્રણસો સીતેર ગણું કરવાથી ધાતુથી નિર્મિત ગૃહો પ્રાસાદ આદિની આયુષ્ય જાણવી.

आय व्यांशनक्षत्रं तारा चन्द्र मैत्र्यादिकम् ।
प्रीतिरायुश्च मृत्युश्च चिरंनन्दतिथेच्छुभाः ॥१२८॥

આય, વ્યય, અશંક, નક્ષત્ર, તારા, ચંદ્ર, મૈત્રી, પ્રીતિ, આયુષ્ય, મૃત્યુ, સ્થિર, નંદાદિ. તિથિ એ શુભ છે.

त्रिभिःश्रेष्टस्तु श्रेष्टं स्यात् पञ्चभिश्चोत्तमोत्तमम् ।
सप्तभिः सर्व कल्याणं नवभिर्जय संपदा ॥१२९॥

એકવીશ અંગોમાંથી ત્રણ મળે તો પણ શ્રેષ્ઠમા શ્રેષ્ટ પાંચ મળે તો ઉત્તમમાં ઉત્તમ. સાત સર્વ કલ્યાણકારી. નવ જય અને સંપત્તિ આપનાર છે.

नषट्काष्टक त्रिकोणं द्वादशी द्वीतीयाष्टमी ।
नचाष्ट-द्वादशे राशी तारा त्रिपञ्च सप्तमी ॥१३०॥

नद्वितीयांशकं कुर्यात् तथा चाष्टममायकम् ।
नपृष्टतस्तथा चन्द्रं नव वास्तुक कर्मणि ॥१३१॥

છ આઠમાં સ્થાન તથા ત્રિકોણનું લગ્ન બારશ બીજને આઠમ આઠમી બારમી રાશિ ત્રીજી પાંચમી સાતમી તારા બીજો અંશક આઠમો આય પીછળ ચંદ્ર એ સઘળુ વાસ્તુ કર્મમાં તજવુ.

अल्पदोषं गुणश्रेष्टं दोषायतं न तद् गृहम् ।
आय व्ययौ प्रयत्नेन विरुद्धश्चविवर्जयेत् ॥१३२॥

થોડો દોષ હોય અને ગુણ વધારે હોય તો તે ગૃહ દોષકારક ગણાય નહિ પ્રયત્ને કરીને આય વ્યય મેળવવા અને વિરૂદ્ધ અંગોનો ત્યાગ કરવો.

अल्पदोषार्धमाधिक्यं प्रासाद मठ मंदिरम् ।
लिङ्गवा प्रतिमा चैव न तद् दोष करं भवेत् ॥१३३॥

રાજ્ય પ્રાસાદ મઠ દેવપ્રાસાદ લિંગ ને પ્રતિમા એ બધા જો અલ્પ દોષથી અર્ધ ગુણાધિક્ય હોય તો પણ દોષ કારક નથી.

सूत्रधारेण यच्छुद्धं कृतं यत्स्थान साधनम् ।
तत्स्थानं सर्व जन्तूनां सुखदं स्यान्न संशयः ॥१३४॥

સુત્રધારે જે સ્થાનની સાધના શુદ્ધ કરી હોય તે સ્થાન સર્વ જીવોને સુખદાયી થાય છે. તેમાં લેશ પણ સંશય નથી.

—×—

## पुरुषाधिकार

विश्वकर्मा उवाच

अथातः संप्रवक्ष्यामि आयानां च विशेषतः ।
यस्य यस्य भवेच्चायु-र्वपुषः पुरुषस्य च ॥१३५॥

શ્રી વિશ્વકર્મા કહે છે. હવે હું પુરુષના શરીરનો જે આય હોય, તેને વિશેષ પ્રકારે કહું છું.

सचायुस्तद् विजानीया-दन्यथा निष्फलं भवेत् ।
नक्षत्रं देहसंज्ञात्वा-दशकं च महामुने ! ॥१३६॥

ताराः पञ्च महाशुक्ला स्यादत्र गृहमेधिनः ।
एकान्तेषु प्रदातव्यो ध्वजाद्रिराय उत्तमः ॥१३७॥

હે મહામુનિ, એ રીતે આય ઉપજાવવા, બાકી અન્ય સર્વ નિષ્ફલ જાણવું, મનુષ્યના દેહની સંજ્ઞાથી નક્ષત્ર, અંશક, તારા, જેમાં પાંચ શુભ છે, બીજા અંગો ઉપજાવી ગૃહમા જોવા ઉપજેલા આય ધ્વજાદિથી એકાન્તરે દેવા તે ઉત્તમ જાણવા.

रुद्र भागायते क्षेत्रे विस्तारे भूत भागिके ।
विन्यसे त्तत्र देवांश्च एभिः स्युश्च विलक्षयेत् ॥१३८॥

ક્ષેત્રની લબાઇના અગિયાર ભાગ, અને વિસ્તારના પાંચ ભાગ કરવાં, તેમાં નીચે મુજબ અંકો અને અક્ષરો લખવા.

इन्द्राङ्कं प्रथमे भागे नक्षत्राणि द्वितीयके ।
तृतीये लोचनं देय चतुर्थे तु रविस्तथा ॥ १३९ ॥

पश्चमे तु तिथिः प्रोक्तो वसुं षष्ठे नियोजयेत् ।
सप्तमे भागे वेदाश्च लोकश्चै वाष्टमे तथा ॥ १४० ॥

इषु संख्या नवमे च दशमे च रस स्तथा ।
एकादशे ग्रहसंख्या कथितं मुनि पुंगवैः ॥ १४१ ॥

કોષ્ટકની ઉપરની પ્રથમ પંક્તિના અગિયાર ખાનાઓમાં અનુક્રમે ૧૪, ૨૭, ૨, ૧૨, ૧૫, ૮, ૪, ૩, ૫, ૬, ૯ એમ લખવાં, એવું મહામુનિઓએ કહેલ છે.

कोष्ठेषु कथिता अंका मातृकान् वर्णान योजयेत् ।
नपुंसकं विसर्गश्च त्यजेच्च योगमक्षरम् ॥ १४२ ॥

અંકોની નીચેની ચાર પંક્તિના કોઠાઓમાં અનુક્રમે માતૃકા અક્ષરો લખવાં, તેમાં ઋ, ૠ લૃ લ અઃ સ્વરોને, વિસર્ગને તથા સંયુક્ત (જોડીયા) અક્ષરો ક્ષ, જ્ઞ એ વ્યંજનોને છોડી દેવા.

કોષ્ટક

| ૧૪ | ૨૭ | ૨ | ૧૨ | ૧૫ | ૮ | ૪ | ૩ | ૫ | ૬ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | આ | ઈ | ઇ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં |
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ગ | ટ |
| ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ | ધ | ન | પ | ફ |
| બ | ભ | મ | ય | ર | લ | વ | શ | ષ | સ | હ |

स्वामिनामाक्षरांकेन गुणये दूर्ध्व पंक्तिगान् ।
फलं हरेदष्टमिस्तु शेषमायो मनुष्यस्य ॥ १४३ ॥

ध्वजादीनां चतुर्णां तु चत्वारो वृषमादयः ।
भक्षका भवने वर्ज्या गृहस्वाम्याय भक्षकः ॥ १४४ ॥

ગૃહસ્વામીના નામનો પહેલો અક્ષર હોય તે શોધીને નામના જેટલા અક્ષરો હોય તેટલી સંખ્યાને પહેલી પંક્તિમાં જે અંક હોય તેટલાથી ગુણી અને તેનો આઠે ભાગદેતાં જે શેષ રહે તે ઘરધણીનો ધ્વજાદિ આય જાણવો, ધ્વજાદિ (ધ્વજ, ધૂમ્ર, સિંહ અને શ્વાન) એ ચાર આયોના અનુક્રમે ચાર (વૃષ, ખર, ગજ અને ધ્વાંક્ષ) આયો પરસ્પર ભક્ષક છે તે ભક્ષક આય ગૃહ સ્વામિના આયનો ભક્ષક હોય તો ગૃહસ્વામિનું મૃત્યુ થાય. માટે આય સામે ભક્ષક આવે તે તજવા.

## ॥ પરસ્પર ભક્ષક આયો ॥

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ધ્વજ | ધૂમ્ર | સિંહ | શ્વાન |
| ૫ | ૬ | ૭ | ૮ |
| વૃષ | ખર | ગજ | ધ્વાંક્ષ |

## ॥ भिति आयनिर्णय ॥

अग्रभित्तौ गजंदधात् वामदक्षिणयो र्ध्वजः ।
पृष्ट भित्तौ तथा सिंह सुख सौभाग्य दायकाः ॥ १४५ ॥

ગૃહની આગળની ભિતિમાં ગજાય, ડાબી અને જમણી ભિતિમાં ધ્વજાય તથા પાછળની ભિતિમાં સિંહાય આપવો તે સુખ અને સૌભાગ્યને આપનાર છે.

**ઉદાહરણઃ**

૧. ગૃહસ્વામિનું નામ ભવાની શંકર છે તો "ભ" અક્ષરનો ઉપલી પક્તિમાં ૨૭ અંક આવ્યા. ભવાનીશંકર નામના ૬ અક્ષરો થયા. ૨૭×૬=૧૬૨ તેને ૮ ભાંગતાં ૨ શેષ વધે તો ભવાનીશંકરનો ધૂમ્રાય આવ્યો હવે જો ઘરનો આય ખરાય હોય તો ભક્ષક છે, તો મૃત્યુ નિપજે આ સિવાય બીજો આય હોય તો દોષ નથી. જો ભક્ષક આય આવે તો ગૃહનો આય ગણત્રી કરી બદલવો.

## ॥ એકવીશ અંગો ॥

| | | | |
|---|---|---|---|
| ૧ ક્ષેત્રફલ | ૨ આય ફલ | ૩ નક્ષત્ર ફલ | ૪ નક્ષત્ર ગણ |
| ૫ નક્ષત્ર ચંદ્ર દિશા | ૬ નક્ષત્ર વૈર | ૭ વ્યય | ૮ તારા |
| ૯ નાડી | ૧૦ રાશિ | ૧૧ રાશિસ્વામી | ૧૨ ગૃહનામાક્ષર |
| ૧૩ અંશક | ૧૪ લગ્ન | ૧૫ તિથિ | ૧૬ વાર |
| ૧૭ કરણ | ૧૮ યોગ | ૧૯ વર્ગ | ૨૦ તત્ત્વ |
| ૨૧ આયુષ્ય | | | |

શ્રી કેસરીયાજી સાઇડ દર્શન [ એન. સી સોમપુરા ]



શ્રી કેસરીયાજી હસ્તિ દર્શન કેસરીયાજીનગર-પાલીતાણા
[ એન. સી. સોમપુરા ]

## ॥ એકવીશ અંગો મેળવવાની રીત ॥

૧ ક્ષેત્રફળ   લંબાઈ અને પહોળાય ને ગુણતા જે આવે તે ક્ષેત્રફલ.

| લંબાઇ | ગજ | આં | | પહોળાય | ગજ. | આં |
|---|---|---|---|---|---|---|
| | ૫. | ૫. | × | | ૫. | ૫. |

આપણે દરેક અંગો આંગળથી મેળવવાના હોય તેથી ગજના આગળ કરવા.

| લંબાઇ | ગ. | આ. | | આ. | | પહોળાય | ગ. | આ. | | આ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૫ | ૫ | = | ૧૨૫ | × | | ૫ | ૫ | = | ૧૨૫ |

```
  ૧૨૫  લંબાઇ
× ૧૨૫  પહોળાય

  ૬૨૫
 ૨૫૦
૧૨૫

૧૫૬૨૫   આંગળ ક્ષેત્રફળ
```

અંગુલ.
ક્ષેત્રફલ-૧૫૬૨૫

૨. આય   ક્ષેત્રફલને ૮ ભાંગતા શેષ વધે તે આય.

```
૮ | ૧૫૬૨૫ | ૧૯૫૩
    ૮

    ૭૬
    ૭૨

    ૪૨
    ૪૦

    ૨૫
    ૨૪

     ૧   આય.
```

આય. ૧ ધ્વજાય.



૩. નક્ષત્ર ક્ષેત્રફલને ૨૭ ભાંગવાથી જે શેષ આવે તે નક્ષત્રની મૂળરાશિ મૂળરાશિને ૮ ગુણિ ૨૭ ભાંગતા જે આવે તે નક્ષત્ર અંક.

૨૭ | ૧૫૬૨૫ | ૫૭૮
૧૩૫

૨૧૨
૧૮૯

૨૩૫
૨૧૬

૧૯ મૂળરાશિ

૧૯ મૂળરાશિ
× ૮

૨૭ | ૧૫૨ | ૫
૧૩૫

૧૭ નક્ષત્રઅંક

| નક્ષત્રઅંક | મૂલરાશિ | |
|---|---|---|
| ૧૭ | ૧૯ | અનુરાધા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ૧ | ૮ | ૨૭ | ૧ | ૨૭ |
| ૮ | ૨ | ૧૬ | ૨૭ | ૨ | ૫૪ |
| ૮ | ૩ | ૨૪ | ૨૭ | ૩ | ૮૧ |
| ૮ | ૪ | ૩૨ | ૨૭ | ૪ | ૧૦૮ |
| ૮ | ૫ | ૪૦ | ૨૭ | ૫ | ૧૩૫ |
| ૮ | ૬ | ૪૮ | ૨૭ | ૬ | ૧૬૨ |
| ૮ | ૭ | ૫૬ | ૨૭ | ૭ | ૧૮૯ |
| ૮ | ૮ | ૬૪ | ૨૭ | ૮ | ૨૧૬ |
| ૮ | ૯ | ૭૨ | ૨૭ | ૯ | ૨૪૩ |
| ૮ | ૧૦ | ૮૦ | ૨૭ | ૧૦ | ૨૭૦ |

નોટઃ— આય અને નક્ષત્ર ગણવા માટે ૮ અને ૨૭ નો આંક પાકો જોઇએ જેથી સહેલાઇથી ગણત્રી થઈ શકે.

આ સિવાય આયના નામો અને અંક નક્ષત્રની મૂલરાશિ નામ અને અંક ગણ, ચંદ્ર, નાડી પણ મહત્વના અંગો છે

૪. નક્ષત્રગણ ક્ષેત્રફલનું નત્રક્ષ અનુરાધા આવેલ છે અનુરાધા દેવગણ છે.
અનુરાધા–દેવગણ.

૫. નક્ષત્રદિશા ક્ષેત્રફલનુ નક્ષત્ર અનુરાધા આવેલ છે અનુરાધા દિશાચંદ્ર પશ્ચિમ છે.
અનુરાધા ચંદ્ર પશ્ચિમ.

૬. નક્ષત્ર વૈર અનુરાધાને કોઇ નક્ષત્ર સાથે વૈર નથી.

૭. વ્યય અનુરાધા નક્ષત્ર અંક ૧૭ છે તેને આઠે ભાંગતા એક શેષ રહે.
૧ શાન્ત વ્યય

૮. તારા ગૃહસ્વામીના નક્ષત્રથી ગૃહના નક્ષત્ર સુધી ગણતાં જે અંક આવે તેને ૯ ભાગ કરતાં શેષ રહે તે તારા, આદિશ્વરપ્રભુ ગૃહસ્વામી છે તેમનું નક્ષત્ર ઉત્તરાષાઢા છે, ઉત્તરાષાઢા નક્ષત્રથી ગણતાં અનુરાધા ૨૫ મું નક્ષત્ર છે.

૮ | ૨૫ | ૩
૨૪

૧ તારા ૧ શાન્તા

૯. નાડી આદિશ્વર પ્રભુ ગૃહસ્વામિ. નક્ષત્ર ઉત્તરાષાઢા નાડી અન્ત્યં
નક્ષત્ર અનુરાધા. મધ્ય.

૧૦. રાશિ નક્ષત્રનો અંકને ૬૦ ગુણવા અને ૧૩૫ નો ભાગ દેવો શેષ વધે તો ભાગમા એક ઉમેરો જે આવે તે રાશિ અનુંરાધાનક્ષત્ર અંક ૧૭×૬૦.

૧૭
૬૦

૧૩૫ | ૧૦૨૦ | ૭
૯૪૫ ૧ શેષ અ ક

૭૫ | ૮ રાશિ અંક ૮, વૃશ્ચિક.

૧૧. રાશિસ્વામી વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ
આદિશ્વર પ્રભુનો ધન રાશિનો સ્વામી. ગુરૂ
ગુરૂ–મંગળ મિત્રતા.

૧૨. નામાક્ષર ક્ષેત્રફલને ૪ ગુણી. ૧૬ ભાગ આપવા શેષ રહે તે ધ્રુવાદિ ઘર.

ક્ષેત્રફલ ૧૫૬૨૫
× ૪

૧૬ | ૬૨૫૦૦ | ૩૯૦૬
૪૮

૧૪૫
૧૪૪

૧૦૦
૯૬ ઘરનામાક્ષર.

૪ ૪ નંદ

૧૩. અંશક નક્ષત્રની મૂલરાશિ, વ્યયનો અંક અને ઘરના નામાક્ષર અંકનો સરવાળો કરી ૩ ભાગ આપતા શેષ વધે તે અંશક.

૧૯ મૂલરાશિ અંક
૧ વ્યય અંક
૪ ઘર અંક

૩ | ૨૪ | ૮
૨૪

૦૦ ૩ રાજા અંશક

૧૪. લગ્ન આય અંક, નક્ષત્ર અંક, વ્યય અંક, તારા અંક અને અંશક અંક નો સરવાળો કરી ૧૨ ભાંગતા શેષ વધે તે રાશિનુ લગ્ન.

૧ આય અંક
૧૭ નક્ષત્ર અંક
૧ વ્યય અંક
૧ તારા અંક
૩ અંશક અંક

૧૨ | ૨૩ | ૧
૧૨ ૧૧ લગ્ન કુંભ.

૧૧

૧૫. તિથિ આય અંક, નક્ષત્ર અંક, વ્યય અંક, તારા અંક અને અંશક અંકનો સરવાળો કરી ૧૫ ભાગ દેવો શેષ વધે તે નંદાદિ તિથિ.

૧ આય અંક
૧૭ નક્ષત્ર અંક
૧ વ્યય અંક
૧ તારા અંક
૩ અંશક અંક

૧૫ | ૨૩ | ૧
૧૫ તિથિ અંક ૮ જયા.

૮



શ્રી વઢવાણ સીટી સમવસરણ મંદિર–વઢવાણ.

[ એન. સી. સોમપુરા ]

૧૬. વાર–ક્ષેત્રફળને ૧૧ ગુણિ. ૭ ભાગ કરતાં શેષ વધે તે રવિ આદિ વારો જાણવા.

```
         ૧૫૬૨૫
          ×૧૧

         ૧૫૬૨૫
        ૧૫૬૨૫+
  ૭ | ૧૭૧૮૭૫ | ૨૪૫૫૩
      ૧૪

      ૩૧
      ૨૮

      ૩૮
      ૩૫

      ૩૭
      ૩૫

      ૨૫
      ૨૧

       ૪                    વાર ૪. બુધ.
```

૧૭. કરણ ક્ષેત્રફલને નવે ગુણિ. ૧૧ ભાગ દેતાં શેષ વધે તે કરણ.

```
         ૧૫૬૨૫
          × ૯
   ૧૧ | ૧૪૦૬૨૫ | ૧૨૭૮૪
         ૧૧

         ૩૦
         ૨૨

         ૮૬
         ૭૭

         ૯૨
         ૮૮

         ૪૫
         ૪૪

         ૧  શેષ             ૧ કરણ. બવ.
```

૧૮. યોગ ક્ષેત્રફ્લને ૧૩ ગુણિ ૨૭ ભાગતા શેષ વધે તે કરણ

```
         ૧૫૬૨૫
          × ૧૩

         ૪૬૮૭૫
        ૧૫૬૨૫

૨૭ | ૨૦૩૧૨૫ | ૭૫૨૩
     ૧૮૯

     ૧૪૧
     ૧૩૫

      ૬૨
      ૫૪

      ૮૫
      ૮૧

       ૪  શેષ
```

૪ યોગ સૌભાગ્ય.

૧૯. વર્ગ ક્ષેત્રફ્લનાં અંક સાથે ઉચાઇને અંક મેળવતા જે રકમ આવે તેને ૮ ભાગવા.

| ગ. | આં. | | |
|---|---|---|---|
| | | | ૧૫૬૨૫ ક્ષેત્રફલ |
| ૬ | ૧ | ઉચાઇ | ૧૪૫ + |

```
૮ | ૧૫૭૭૦ | ૧૯૬
     ૮

     ૭૭
     ૭૨

     ૫૦
     ૪૮

      ૨  શેષ.
```

ગૃહને ૬ શુભ ૨ વર્ગ.
આદિનાથને ૫ વર્ગ.



૨૦. તત્ત્વ ક્ષેત્રફલને ૮ ગુણિ ૬૦ નો ભાગ દેવો શેષને ૫ નો ભાગ દેવો.

```
          ૧૫૬૨૫
            ×૮
     ૬૦ | ૧૨૫૦૦૦ | ૨૦૮૩
          ૧૨૦

          ૫૦૦
          ૪૮૦

          ૨૦૦
          ૧૮૦

       ૫ | ૨૦ | ૪
           ૨૦

           ૦૦
```

તત્ત્વ ૫ આકાશ તત્ત્વ.

૨૧. આયુષ્ય ક્ષેત્રફલને ૮ ગુણિ ૬૦ ભાગ દેવો. શેષ વધે તે માટીના ગૃહની આયુષ્ય. ૧૦ ગુણા કરવાથી ઈંટ ચુનાના ગૃહની આયુષ્ય અને ૩૦ ગુણ કરવાથી પત્થર ચુનાના ગૃહની આયુષ્ય. ૯૦ ગુણા કરવાથી સીસાથી ચોડેલ પત્થરના ગૃહનું આયુષ્ય ૩૭૦ ગણુ કરવાથી ધાતુના ગૃહનુ આયુષ્ય જાણવુ

```
   ૧૫૬૨૫ ક્ષેત્રફળ
     × ૮

૬૦ | ૧૨૫૦૦૦ | ૨૦૮૩
     ૧૨૦

     ૫૦૦
     ૪૮૦

     ૨૦૦
     ૧૮૦
```

૨૦ શેષ
×૧૦

૨૦૦ વર્ષ ઈંટ ચુનાના ગૃહની આયુષ.

૨૦ વર્ષ માટીના ગૃહની આયુષ.

૨૦ શેષ
×૩૦

૬૦૦ વર્ષ પત્થરના ગૃહની આયુષ્ય.

૨૦ શેષ
×૯૦

૧૮૦૦ વર્ષ સીસાથી ચોડેલ ગૃહનું આયુષ્ય



શ્રી સિદ્ધગિરિજીનું વિહંગ દૃશ્ય–પાલિતાણા [ એન. સી. સોમપુરા ]



શ્રી કેસરીયાજી પ્રાસાદનું સાઇડ દર્શન કેસરીયાનગર–પાલીતાણા

૨૦ શેષ
× ૩૭૦

૭૪૦૦ ૭૪૦૦ વર્ષ ધાતુના ગૃહનું આયુષ્ય.

એકવીશ અંગોની ગણત્રી પશ્ચિમાભિ મુખ પ્રાસાદ અને ઋષભદેવ પ્રભુના નામ ઉપર ગણત્રી કરેલ છે.

## ॥ એકવીશ અંગો ॥

| | | | |
|---|---|---|---|
| ૧ | ક્ષેત્રફલ | ૧૫૬૨૫ | ફળ |
| ૨ | આય | ૧ ધ્વજાય | શુભ |
| ૩ | નક્ષત્રફલ | અનુરાધા | શુભ |
| ૪ | નક્ષત્ર ગણ | દેવગણ | શુભ |
| ૫ | નક્ષત્ર ચંદ્રદિશા | પશ્ચિમ | શુભ |
| ૬ | નક્ષત્ર વૈર | ઋષભદેવ પ્રભુ ઉત્તરાષાઢા | વૈર નથી |
| ૭ | વ્યય | ૧ શાન્ત વ્યય | શુભ |
| ૮ | તારા | ૧ શાન્તા | શુભ |
| ૯ | નાડી | ઉત્તરાષાઢા નાડી અન્ત્ય | મધ્યમ |
| ૧૦ | રાશિ | વૃશ્ચિક | શુભ |
| ૧૧ | રાશિસ્વામી | મંગળ ઋષભદેવપ્રભુ ગુરુ | શુભ |
| ૧૨ | ગૃહનામાક્ષર | ૪ નંદ | શુભ |
| ૧૩ | અંશક | રાજા અંશક | શુભ |
| ૧૪ | લગ્ન | કુંભ | ૩ જુ શુભ |
| ૧૫ | તિથિ | ૮ જયા | શુભ |
| ૧૬ | વાર | ૪ બુધ | શુભ |
| ૧૭ | કરણ | બવ | શુભ |
| ૧૮ | યોગ | ૪ સૌભાગ્ય | શુભ |
| ૧૯ | વર્ગ | ૬ ઋષભદેવ ૫. ગૃહ ૨. | શુભ |
| ૨૦ | તત્ત્વ | આકાશ તત્ત્વ | વિનાશ તત્ત્વ |
| ૨૧ | આયુષ્ય | માટીના ગૃહ | ૨૦ વર્ષ |

卐 卐 卐



રાજકોટ સદર પાર્શ્વનાથ જૈન દેરાસર
[ એન. સી. સોમપુરા ]



જયપુર માનસિંહજી મ્યુઝીયમ.

| | |
|---|---|
| ઇટ-માટી | ૨૦૦ વર્ષ |
| પત્થર ચુના | ૬૦૦ વર્ષ |
| પત્થર સીસુ | ૧૮૦૦ વર્ષ |
| ધાતુ ગૃહ | ૭૪૦૦ |

ગૃહનો નાશ આકાશ તત્ત્વથી એટલે વીજળીથી ૨૧ અંગોની ગણત્રી શુભ દાયક છે.



અમરેલી જૈન દેરાસર—અમરેલી.

[ એન. સી. સોમપુરા ]

## ॥ સમચોરસ, ક્ષેત્રના નક્ષત્ર, મૂળરાશિ, ગણ, ચંદ્ર.દેશા ॥

| ન. અંક | અંગુલ | હસ્ત | ગજ | અં. | ગ. | અં. | ગ. | અં. | નક્ષત્ર | મૂળરાશિ અંક | ગણ | ચંદ્ર | વ્યય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૦ | ૧ | ૨ | ૭ | ૪ | ૧૩ | ૬ | ૧૯ | પુષ્ય | ૧ | દેવ | પૂર્વ | ૮ |
| ૧૮ | ૦ | ૩ | ૨ | ૯ | ૪ | ૧૫ | ૬ | ૨૧ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૧૧ | ૦ | ૫ | ૨ | ૧૧ | ૪ | ૧૭ | ૬ | ૨૩ | પૂ. ફા. | ૨૫ | મનુષ | દક્ષિણ | ૩ |
| ૧૪ | ૦ | ૭ | ૨ | ૧૩ | ૪ | ૧૯ | ૭ | ૧ | ચિત્રા | ૨૨ | રાક્ષસ | દક્ષિણ | ૨ |
| ૨૭ | ૦ | ૯ | ૨ | ૧૫ | ૪ | ૨૧ | ૭ | ૩ | રેવતી | ૨૭ | દેવ | ઉત્તર | ૩ |
| ૨૩ | ૦ | ૧૧ | ૨ | ૧૭ | ૪ | ૨૩ | ૭ | ૫ | ધનેષ્ઠા | ૧૩ | રાક્ષસ | પશ્ચિમ | ૭ |
| ૨ | ૦ | ૧૩ | ૨ | ૧૯ | ૫ | ૧ | ૭ | ૭ | ભરણી | ૭ | મનુષ | ઉત્તર | ૨ |
| ૧૮ | ૦ | ૧૫ | ૨ | ૨૧ | ૫ | ૩ | ૭ | ૯ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૧૭ | ૦ | ૧૭ | ૨ | ૨૩ | ૫ | ૫ | ૭ | ૧૧ | અનુરાધા | ૧૯ | દેવ | પશ્ચિમ | ૧ |
| ૨૬ | ૦ | ૧૯ | ૩ | ૧ | ૫ | ૭ | ૭ | ૧૩ | ઉ. ભા. | ૧૦ | મનુષ | ઉત્તર | ૨ |
| ૧૮ | ૦ | ૨૧ | ૩ | ૩ | ૫ | ૯ | ૭ | ૧૫ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૨૦ | ૦ | ૨૩ | ૩ | ૫ | ૫ | ૧૧ | ૭ | ૧૭ | પૂ. ષાઢા | ૧૬ | મનુષ | પશ્ચિમ | ૪ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૧ | ૧ | ૩ | ૭ | ૫ | ૧૩ | ૭ | ૧૯ | મૃગશિર્ષ | ૪ | દેવ | પૂર્વ | ૫ |
| ૨૭ | ૧ | ૩ | ૩ | ૯ | ૫ | ૧૫ | ૭ | ૨૧ | રેવતી | ૨૭ | દેવ | ઉત્તર | ૩ |
| ૫ | ૧ | ૫ | ૩ | ૧૧ | ૫ | ૧૭ | ૭ | ૨૩ | મૃગ શેર્ષ | ૪ | દેવ | પૂર્વ | ૫ |
| ૨૦ | ૧ | ૭ | ૩ | ૧૩ | ૫ | ૧૯ | ૮ | ૧ | પૂ. ષાઢા | ૧૬ | મનુષ | પશ્ચિમ | ૪ |
| ૧૮ | ૧ | ૯ | ૩ | ૧૫ | ૫ | ૨૧ | ૮ | ૩ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૨૬ | ૧ | ૧૧ | ૩ | ૧૭ | ૫ | ૨૩ | ૮ | ૫ | ઉ. ભા. | ૧૦ | મનુષ | ઉત્તર | ૨ |
| ૧૭ | ૧ | ૧૩ | ૩ | ૧૯ | ૬ | ૧ | ૮ | ૭ | અનુરાધા | ૧૯ | દેવ | પશ્ચિમ | ૧ |
| ૧૮ | ૧ | ૧૫ | ૩ | ૨૧ | ૬ | ૩ | ૮ | ૯ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૨ | ૧ | ૧૭ | ૩ | ૨૩ | ૬ | ૫ | ૮ | ૧૧ | ભરણી | ૭ | મનુષ | ઉત્તર | ૨ |
| ૨૩ | ૧ | ૧૯ | ૪ | ૧ | ૬ | ૭ | ૮ | ૧૩ | ધનેષ્ઠા | ૧૩ | રાક્ષસ | પશ્ચિમ | ૭ |
| ૨૭ | ૧ | ૨૧ | ૪ | ૩ | ૬ | ૯ | ૮ | ૧૫ | રેવતી | ૨૭ | દેવ | ઉત્તર | ૩ |
| ૧૪ | ૧ | ૨૩ | ૪ | ૫ | ૬ | ૧૧ | ૮ | ૧૭ | ચૈત્રા | ૨૨ | રાક્ષસ | દક્ષિણ | ૬ |
| ૧૧ | ૨ | ૧ | ૪ | ૭ | ૬ | ૧૩ | ૮ | ૧૯ | પૂ. ફા. | ૨૫ | મનુષ | દક્ષિણ | ૩ |
| ૧૮ | ૨ | ૩ | ૪ | ૯ | ૬ | ૧૫ | ૮ | ૨૧ | જેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | ૨ |
| ૮ | ૨ | ૫ | ૪ | ૧૧ | ૬ | ૧૭ | ૮ | ૨૩ | પુષ્ય | ૧ | દેવ | પૂર્વ | ૮ |



## ॥ નક્ષત્ર ચક્ર ॥૧॥

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અંક | નક્ષત્ર નામ | મૂળરાશિ | ગણ | ચંદ્ર | નક્ષત્ર વેર | યોનિ | યોનિ વેર | નાડી. | ઉત્પત્તિ |
| ૧ | અશ્વિની | ૧૭ | દેવ | ઉત્તર | ઉ. ફાલ્ગુન | અશ્વ | મહિષ | આદ્ય | ૫ |
| ૨ | ભરણી | ૭ | મનુષ | ઉત્તર | સ્વાતી | હસ્તી | સિંહ | મધ્ય | ૪ |
| ૩ | કૃત્તિકા | ૨૪ | રાક્ષસ | પૂર્વ | ૦ | અજ | કપી મૃગ | અંત્ય | ૩ |
| ૪ | રોહિણી | ૧૪ | મનુષ | પૂર્વ | ઉ.ષાઢા | સર્પ | નકુલ | અંત્ય | ૨ |
| ૫ | મૃગશિર્ષ | ૪ | દેવ | પૂર્વ | ૦ | સર્પ | નકુલ | મધ્ય | ૧ |
| ૬ | આર્દ્રા | ૨૧ | મનુષ | પૂર્વ | ૦ | શ્વાન | કપી | આદ્ય | ૫ |
| ૭ | પુનર્વસુ | ૧૧ | દેવ | પૂર્વ | શ્રવણ | મંજાર | મુષક | આદ્ય | ૪ |
| ૮ | પુષ્ય | ૧ | દેવ | પૂર્વ | અશ્લેષા | અજ | કપી મૃગ | મધ્ય | ૩ |
| ૯ | અશ્લેષા | ૧૮ | રાક્ષસ | પૂર્વ | પુષ્ય | મંજાર | મુષક | અંત્ય | ૨ |
| ૧૦ | મઘા | ૮ | રાક્ષસ | દક્ષિણ | ૦ | મુષક | મંજાર | અંત્ય | ૧ |
| ૧૧ | પૂર્વાફાલ્ગુન | ૨૫ | મનુષ | દક્ષિણ | ૦ | મુષક | મંજાર | મધ્ય | ૫ |
| ૧૨ | ઉત્તરાફાલ્ગુન | ૧૫ | મનુષ | દક્ષિણ | અશ્વિની | ગાય | વ્યાઘ્ર | આધ્ય | ૪ |
| ૧૩ | હસ્ત | ૫ | દેવ | દક્ષિણ | ચિત્રા | મહિષ | અશ્વ | આધ્ય | ૩ |
| ૧૪ | ચિત્રા | ૨૨ | રાક્ષસ | દક્ષિણ | હસ્ત | વ્યાઘ્ર | ગૌ | મધ્ય | ૨ |

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અંક | નક્ષત્ર નામ | મૂળરાશિ | ગણ | ચંદ્ર | નક્ષત્ર વેર | યોનિ | યોનિ વેર | નાડી | ઉત્પત્તિ |
| ૧૫ | સ્વાતી | ૧૨ | દેવ | દક્ષિણ | ભરણી | મહિષ | અશ્વ | અંત્ય | ૧ |
| ૧૬ | વિશાખા | ૨ | રાક્ષસ | દક્ષિણ | જેષ્ઠા | વ્યાઘ્ર | ગૌ | અંત્ય | ૫ |
| ૧૭ | અનુરાધા | ૧૯ | દેવ | પશ્ચિમ | ૦ | મૃગ | અજ | મધ્ય | ૪ |
| ૧૮ | જ્યેષ્ઠા | ૯ | રાક્ષસ | પશ્ચિમ | વિશાખા | મૃગ | અજ | આદ્ય | ૩ |
| ૧૯ | મૂળ | ૨૬ | રાક્ષસ | પશ્ચિમ | ૦ | શ્વાન | કપી | આદ્ય | ૨ |
| ૨૦ | પૂર્વા ષાઢા | ૧૬ | મનુષ | પશ્ચિમ | ૦ | કપી | શ્વાન | મધ્ય | ૧ |
| ૨૧ | ઉત્તરા ષાઢા * | ૬ | મનુષ | પશ્ચિમ | રોહિણી | નકુલ | સર્પ | અંત્ય | ૫ |
| ૨૨ | અભિજિત * | × | દેવ | ઉત્તર | ૦ | નકુલ | સર્પ | મધ્ય | ૦ |
| ૨૩ | શ્રવણ * | ૨૩ | દેવ | પશ્ચિમ | પુનર્વસુ | કપી | શ્વાન | અંત્ય | ૪ |
| ૨૪ | ધનેષ્ઠા | ૧૩ | રાક્ષસ | પશ્ચિમ | ૦ | સિંહ | હસ્તી | મધ્ય | ૩ |
| ૨૫ | શતભિષા | ૩ | રાક્ષસ | ઉત્તર | ૦ | અશ્વ | મહીષ | આદ્ય | ૨ |
| ૨૬ | પૂર્વા ભાદ્રપદ | ૨૦ | મનુષ | ઉત્તર | ૦ | સિંહ | હસ્તી | આદ્ય | ૧ |
| ૨૭ | ઉત્તરા ભાદ્રપદ | ૧૦ | મનુષ | ઉત્તર | ૦ | ગૌ | વ્યાઘ્ર | મધ્ય | ૫ |
| ૨૮ | રેવતી | ૨૭ | દેવ | ઉત્તર | ૦ | ગજ | સિંહ | અંત્ય | ૪ |

* અભિજિત, ઉ ષાઢા ૧૫ ઘડી અને શ્રવણ ૪ ઘડીમાંથી ઉત્પન્ન થયેલ છે તેની મૂળરાશિ નથી. શિલ્પમા તેનો ઉપયોગ નથી પણ જ્યોતિષ્યમા લેવામા આવે છે. ઉત્તર આકાશ ગામી છે.

## ॥ નક્ષત્ર ચક્ર ॥ ॥૨॥

| | | ૯ | | | | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંક | નક્ષત્ર | નામાક્ષર પાદ | | | | લિંગ | આકાશ દિશા | નેત્ર | ઘાત તિથિ | જાત | અધિષ્ટાતદેવ | શુભા શુભ |
| | | ૧ | ૨ | ૩ | ૪ | | | | | | | |
| ૧ | અશ્વિની | ચુ. | ચે. | ચો. | લા. | પુરુષ | ઉત્તરચારી | મંદ | જયા | વૈશ્ય | અશ્વિનીકુમાર | શુભ |
| ૨ | ભરણી | લી. | લુ. | લે. | લો. | પુરુષ | ઉત્તર | મધ્ય | જયા | ચંડાલ | યમ | ઉગ્ર |
| ૩ | કૃત્તિકા | અ. | ઈ. | ઉ. | એ. | પુરુષ | મધ્ય | સુલોચન | નંદા | બ્રાહ્મણ | અગ્નિ | ઉગ્ર |
| ૪ | રોહિણી | ઓ. | વા. | વિ. | વુ. | પુરુષ | મધ્ય | અંધ | પૂર્ણા | ખેડુત | બ્રહ્મા | શુભ |
| ૫ | મૃગશિર્ષ | વે. | વો. | કા. | કે. | પુરુષ | દક્ષિણ | મંદ | જયા | શુદ્ર | ચંદ્ર | શુભ |
| ૬ | આર્દ્રા | ક. | ઘ. | ઙ. | છ. | સ્ત્રી | દક્ષિણ | મધ્ય | નંદા | ઉગ્ર | શિવ | સાધારણ |
| ૭ | પુનર્વસુ | કે. | કો. | હા. | હી | સ્ત્રી | દક્ષિણ | સુલોચન | રિક્તા | વૈશ્ય | અદિતિ | શુભ |
| ૮ | પુષ્ય | હુ. | હે. | હો. | ડા. | સ્ત્રી | મધ્ય | અંધ | જયા | ક્ષત્રીય | બૃહસ્પતિ | શુભ |
| ૯ | અશ્લેખા | ડી. | ડુ. | ડે. | ડો. | સ્ત્રી | મધ્ય | મંદ | નંદા | ચંડાલ | સર્પ | ઉગ્ર |
| ૧૦ | મઘા | મા. | મી. | મુ. | મે. | સ્ત્રી | ઉત્તર | મધ્ય | રિક્તા | ખેડુત | પિત્ર | ઉગ્ર |
| ૧૧ | પૂ. ફાલ્ગુન | મો. | ટ. | ટિ. | ટુ. | સ્ત્રી | ઉત્તર | સુલોચન | નંદા | બ્રાહ્મણ | ભગ | સાધારણ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | ઉ. ફાલ્ગુન | ટે. ટો. પા. પી. | સ્ત્રી | ઉત્તર | અંધ | ભદ્રા | ક્ષત્રીય | અર્યમા | શુભ |
| ૧૩ | હસ્ત | પુ. ષ. ણ. ઠ. | સ્ત્રી | દક્ષિણ | મંદ | પૂર્ણા | વૈશ્ય | સૂર્ય | શુભ |
| ૧૪ | ચિત્રા | પે. પો. રા. રી. | સ્ત્રી | મધ્ય | મધ્ય | નંદા | શુદ્ર | ત્વષ્ટા | શુભ |
| ૧૫ | સ્વાતી | રૂ. રે. રો. તા. | સ્ત્રી | ઉત્તર | સુલોચન | નંદા | ચંડાલ | વાયુ | શુભ |
| ૧૬ | વિશાખા | તિ. તુ. તે. તો. | નપુષક | ઉત્તર | અંધ | રિક્તા | ચંડાલ | ઇંદ્રાગ્નિ | સાધારણ |
| ૧૭ | અનુરાધા | ન. ને. નુ. ને. | નપુષક | દક્ષિણ | મંદ | રિક્તા | શુદ્ર | મિત્ર | શુભ |
| ૧૮ | જેષ્ઠા | નો. યા. યિ. યુ. | નપુષક | દક્ષિણ | મધ્ય | જયા | શુદ્ર | ઈન્દ્ર | સાધારણ |
| ૧૯ | મૂળ | યે. યો. ભ. ભી. | પુરુષ | દક્ષિણ | સુલોચન | નંદા | ઉગ્ર | રાક્ષસ | સાધારણ |
| ૨૦ | પૂ. ષાઢા | ભુ. ધ. ફા. ઢા. | પુરુષ | દક્ષિણ | અંધ | રિક્તા | બ્રાહ્મણ | જલ | સાધારણ |
| ૨૧ | ઉ. ષાઢા | ભે. ભો. જ. જી. | પુરુષ | દક્ષિણ | મંદ | રિક્તા | ક્ષત્રેય | વિશ્વદેવ | શુભ |
| ૨૨ | અભિજિત | જુ. જે. જો. ખા. | પુરુષ | દક્ષિણ | મધ્ય | રિક્તા | વૈશ્ય | બ્રહ્મા | શુભ |
| ૨૩ | શ્રવણ | ખિ. ખુ. ખે. ખો. | પુરુષ | મધ્ય | સુલોચન | જયા | ચંડાલ | વિષ્ણુ | શુભ |
| ૨૪ | ધનેષ્ઠા | ગ. ગિ. ગુ. ગે. | પુરુષ | મધ્ય | અંધ | પૂર્ણા | શુદ્ર | વસુ | શુભ |
| ૨૫ | સતભિષા | ગો. સા. સિ. સુ. | પુરુષ | મધ્ય | મંદ | નંદા | ઉગ્ર | વરૂણ | સાધારણ |
| ૨૬ | પૂર્વાભાદ્રપદ | સે. સો. દ. દિ. | પુરુષ | ઉત્તર | મધ્ય | ભદ્રા | બ્રાહ્મણ | અજપાત | સાધારણ |
| ૨૭ | ઉ. ભાદ્રપદ | દ. ઝા. ઞા. થા. | પુરુષ | ઉત્તર | સુલોચન | ભદ્રા | ક્ષત્રીય | અનિર્બુદ્ધ | શુભ |
| ૨૮ | રેવતી | દે. દો. ચા. ચિ | પુરુષ | ઉત્તર | અંધ | જયા | ખેડુત | પુષા | શુભ |



શ્રી કેસરીયાજી આદિનાથ પ્રભુ–પાલીતાણા [ એન. સી. સોમપુરા ]



ઘાટકોપર નવરોજી લાઈન જૈન દેરાસર મુંબઇ–૮૬ [ એન. સી સોમપુરા ]



મુળનાયક શ્રી આદિશ્વર પ્રભુ પરિકર યુક્ત. ચેમ્બુર મુંબઇ.
[ એન. સી. સોમપુરા. ]



શ્રી દિગંબર જૈન ધર્મશાળા પાલિતાણા. [ એન. સી. સોમપુરા. ]

## ॥ નક્ષત્ર ચક્ર ૩ ॥

| | | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ |
|---|---|---|---|---|---|---|---|---|
| | નક્ષત્ર | વ્યય | મુખસંજ્ઞા | પ્રકૃતિ | વર્ણ | વાહન | ભુજા | આયુધ |
| ૧ | અશ્વિની | શાન્ત ૧ | તિર્યંક | ઉતાવળા | કૃષ્ણ | અશ્વ | બે ભુજા | સુધા, કલશ અગ્નિ મંડળ. |
| ૨ | ભરણી | પૌર–૨ | અધો | ક્રૂર | શ્વેત | મહિષ | બે ભુજા | પાશ, દંડ અગ્નિ મંડળ. |
| ૩ | કૃત્તિકા | પ્રદ્યોત–૩ | અધો | સાધારણ | રક્ત | મેષ | ચાર ભુજા | શક્તિ, શરવો, વર, ઇંદ્રમંડલ, ઘૃતપાત્ર. |
| ૪ | રોહિણી | શ્રીઆનંદ–૪ | ઉર્ધ્વ | સ્થિર | કૃષ્ણ | હંસ | ચાર ,, | કમંડલ, અક્ષરસૂત્ર, વરદ, અભય, ઇંદ્રમંડલ |
| ૫ | મૃગશિર્ષ | મનોહર–૫ | તિર્યંક | મૃદુ | શ્વેત | દશાશ્વરથ | બે ,, | વર, દંડ વાયુ મંડળ. |
| ૬ | આર્દ્રા | શ્રીવત્સ–૬ | ઉર્ધ્વ | ક્રૂર | રક્ત | વૃષભ | ચાર ,, | ત્રિશુલ, ખડગ, અભય, વરદ, વરૂણમંડલ. |
| ૭ | પૂનર્વસુ | વિભવ–૭ | તિર્યંક | ચલ | કૃષ્ણ | પદ્માસન | બે ,, | અક્ષમાલ, કમંડલ, વાયુમંડલ. |
| ૮ | પુષ્ય | ચિન્તાત્મક | ઉર્ધ્વ | ઉતાવળા | શ્વેત | હસ્તિ | ચાર ,, | શાંતિ, શૂલ, ગદા, ખટવાંગ, અગ્નિમંડલ. |
| ૯ | અશ્લેખા | ૧ | અધો | ક્રૂર | રક્ત | અશ્વ | બે ,, | ફલક, વરદ, વરૂણ, મંડલ. |
| ૧૦ | મઘા | ૨ | અધો | ક્રૂર | કૃષ્ણ | પદ્માસન | બે ,, | યજ્ઞોપવિત ધારક, પીડહસ્ત, અગ્નિમંડલ. |
| ૧૧ | પૂ. ફા. | ૩ | અધો | ક્રૂર | શ્વેત | રથારૂઢ | બે ,, | શૂલ, શક્તિ, અગ્નિમંડળ. |
| ૧૨ | ઉ. ફા. | ૪ | ઉર્ધ્વ | સ્થિર | રક્ત | રથારૂઢ | બે ,, | શંખ, ચક્ર, વાયુમંડલ. |

| | | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ |
|---|---|---|---|---|---|---|---|---|
| | નક્ષત્ર | વ્યય | મુખસંજ્ઞા | પ્રકૃતિ | વર્ણ | વાહન | ભુજા | આયુધ |
| ૧૩ | હસ્ત | ૫ | તિર્યંક | ઉતાવળા | કૃષ્ણ | સપ્તઅશ્વ રથ | બે ,, | કમળ, કમળ, વાયુમંડલ. |
| ૧૪ | ચિત્રા | ૬ | તિર્યંક | મૃદુ | શ્વેત | રથારૂઢ | બે ,, | શંખ, ચક્ર, વાયુમંડળ. |
| ૧૫ | સ્વાતી | ૭ | તિર્યંક | ચલ | રક્ત | મૃગારૂઢ | બે ,, | ખડગ, ધ્વજ, વાયુમંડલ. |
| ૧૬ | વિશાખા | ૮ | અધો | સાધારણ | રક્ત | રથારૂઢ | બે ,, | વર, અભય, અગ્નિમંડલ. |
| ૧૭ | અનુરાધા | ૧ | તિર્યંક | મૃદુ | શ્વેત | પદ્માસન | બે ,, | શુલ, અંકુશ, ઇંદ્રમંડલ. |
| ૧૮ | જ્યેષ્ઠા | ૨ | તિર્યંક | ક્રૂર | શ્વેત | શ્વેત હસ્તિ | બે ,, | સહસ્ત્ર, નેત્ર, વજ્ર, અંકુશ, ઇંદ્રમંડલ. |
| ૧૯ | મૂળ | ૩ | અધો | ક્રૂર | કૃષ્ણ | નરવાહન | બે ,, | ખડગ, ખેટ, ઉર્ધ્વકેશ, વરૂણમંડલ. |
| ૨૦ | પૂ. ષાઢા | ૪ | અધો | ક્રૂર | શ્વેત | સમુદ્રતરંગ | બે ,, | કમળ, કમળ, વાયુ, મંડલ. |
| ૨૧ | ઉ. ષાઢા | ૫ | ઉર્ધ્વ | સ્થિર | રક્ત | પદ્માસન | બે ,, | વરદ, અભય, ઈંદ્રમંડળ. |
| ૨૨ | અભિજિત | [illegible] | ઉર્ધ્વ | ઉતાવળા | શ્વેત | — | — | — |
| ૨૩ | શ્રવણ | ૬ | ઉર્ધ્વ | ચલ | કૃષ્ણ | ગરૂડ | ચાર ,, | કમલ, ગદા, ચક્ર, પદ્મ, ઈંદ્રમંડલ. |
| ૨૪ | ધનિષ્ઠા | ૭ | ઉર્ધ્વ | ચલ | શ્વેત | ધરા | બે ,, | શંખ, ચક્ર, કીરીટ મુગટ ધારી, ઇંદ્રમંડલ. |
| ૨૫ | શતભિષા | ૮ | ઉર્ધ્વ | ચલ | રક્ત | મકર | ચાર ,, | સુધા, કમલ, પાશ, કમલ, વરૂણમંડલ. |
| ૨૬ | પૂ. ભાદ્ર | ૧ | અધો | ક્રૂર | કૃષ્ણ | હંસ–કમલ | બે ,, | વેદ, અક્ષસૂત્ર, ઇંદ્રમંડલ. |
| ૨૭ | ઉ. ભાદ્ર | ૨ | ઉર્ધ્વ | સ્થિર | શ્વેત | પદ્માસન | બે ,, | શંખ, ચક્ર, ઈંદ્રમંડલ. |
| ૨૮ | રેવતી | ૩ | તિર્યંક | મૃદુ | રક્ત | રત્નસિંહાસન | બે ,, | વરદ, અભય, વરૂણમંડલ. |

卐 ૐ 卐

## નક્ષત્ર ચક્ર ॥ ૪ ॥

| | | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંક | નક્ષત્ર | મર. યોગ | ઉત્પતિ યોગ | મૃત્યુ યોગ | કાળ યોગ | સિદ્ધિ યોગ | યમ દંષ્ટ્રા | યમ ઘંટ | ગુશલ | અમૃત સિદ્ધિ | આયુષ્ય વર્ષ |
| ૧ | અશ્વિની | | | બુધ | | | ગુરૂ | | | ભોમ | ૬૭ |
| ૨ | ભરણી | | | | બુધ | | ભોમ | | રવિ | | ૬૭ |
| ૩ | કૃત્તિકા | | | | | બુધ | ભોમ | ગુરૂ | | | ૮૦ |
| ૪ | રોહિણી | બુધ | ગુરૂ | | | | શુક્ર | શુક્ર | | શુક્ર | ૮૮ |
| ૫ | મૃગશિર્ષ | | | ગુરૂ | | | | | | સોમ | ૪૭ |
| ૬ | આર્દ્રા | સોમ | | | ગુરૂ | | | ભોમ | | | ૭૭ |
| ૭ | પુનર્વસુ | | | | | ગુરૂ | બુધ | | | | ૬૭ |
| ૮ | પુષ્ય | ગુરૂ | શુક્ર | | | | | | | ગુરૂ | ૯૩ |
| ૯ | અશ્લેષા | | | શુક્ર | | | | | | | ૬૭ |
| ૧૦ | મઘા | | | | | શુક્ર | રવિ | રવિ | | | ૭૯ |
| ૧૧ | પૂ. ફા. | | | | શુક્ર | | | | | | ૩૯ |
| ૧૨ | ઉ. ફા. | | શનિ | | | | | | ગુરૂ | | ૭૪ |

| અંક | નક્ષત્ર | ૨૪ ચર. યોગ | ૨૫ ઉત્પત્તિ યોગ | ૨૬ મૃત્યુ યોગ | ૨૭ કાળ યોગ | ૨૮ સિદ્ધિ યોગ | ૨૯ યમ દંષ્ટ્રા | ૩૦ યમ ઘંટ | ૩૧ મુશલ | ૩૨ અમૃત સિદ્ધિ | ૩૩ આયુષ વર્ષ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | હસ્ત | | | શનિ | | | | શનિ | | રવિ | ૭૮ |
| ૧૪ | ચિત્રા | | | | | શનિ | | | સોમ | | ૭૪ |
| ૧૫ | સ્વાતી | | | | શનિ | | | | | | ૩૯ |
| ૧૬ | વિશાખા | સોમ | રવિ | | | | સોમ | સોમ | | | ૩૯ |
| ૧૭ | અનુરાધા | | | રવિ | | | શુક્ર | | | બુધ | ૯૩ |
| ૧૮ | જેષ્ઠા | | | | રવિ | | | | શુક્ર | | ૫૯ |
| ૧૯ | મૂળ | શનિ | | | | રવિ | સોમ | બુધ | | | ૯૨ |
| ૨૦ | પૂ. ષા. | રવિ | સોમ | | | | | | | | ૯૩ |
| ૨૧ | ઉ. ષા. | | | સોમ | | | ગુરૂ | | સોમ | | ૯૩ |
| ૨૨ | અભિજિત | | | | સોમ | | | | | | ૯૩ |
| ૨૩ | શ્રવણ | | | | | સોમ | શનિ | | | | ૯૩ |
| ૨૪ | ધનિષ્ઠા | | સોમ | | | | શનિ | | બુધ | | ૭૫ |
| ૨૫ | શતભિષા | | | સોમ | | | શનિ | | | | ૮૦ |
| ૨૬ | પૂ. ભા. | | | | સોમ | | | | | | ૦૭ |
| ૨૭ | ઉ. ભા. | | | | | સોમ | | | | | ૯૩ |
| ૨૮ | રેવતી | | બુધ | | | | બુધ | | શનિ | શનિ | ૭૪ |

